બનામે પાક ખુદા.

# હમશીર કે શમશીર!

## એક નોવેલ.

રચનાર—મશંરેક.

તે

મી૦ સોહરાબ શહેરીયાર ઇરાની.

તે

"પરસ્તાન મકરમ," "ગેરચેન દુન્યા," "ચેલા ચાંચીનું કુટુંબ," "શયલા કુમારી" "ગીતરની બારજન" અને "અક્કલમંદ બેવકુફ" નામની વાર્તાઓના, "જેહાંગીરનામું" નામના પારસી ઈતીહાસના, તથા "ઝાલીમ જાસૂસ," "અડડાઅડડા" "દેખાવડી દાકણ," "નીતીમાન નરગેઝ" અને "જીગરમાં દાગ" નામના નાટકોના લેખક.



જેણે આ "હમશીર કે શમશીર?" નામની નોવેલ એનાં લેખક મી. સોહરાબ શહેરીયાર ઇરાનીએ મુંબઈ, ધોબી તલાવ, કાશીનાથ બાઙ્ગિસમાં પોતાને માટે પ્રગટ કરી છે—અને મી. મોતીલાલ શામળદાસે અમદાવાદ, ટંકશાલમાં, ધી યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં છાપી તૈયાર કરી છે.

આવૃત્તિ ૧.] પ્રત ૫૦૦. [સને ૧૯૧૭

કીમત રૂપીઓ દોઢ.

# અર્પણ

## આ મ્હારૂં પુસ્તક

ભલા, મરમારથી, મીલનસાર, મલતાવડા,
અને બોલકણા મ્હારા ડૉકટર સાહેબ

## મંચેરશાહ હોરમંસજી મેહેરજી

ને

મ્હારા દીલની ખરી લાગણી અને માન સાથે
હું અર્પણ કરૂં છું, અને પાક ખુદા
પાસ દુઆ ગુજારૂં છું કે એ નેક
ડૉકટરની ઉમ્રદરાઝી થાય અને
એવણ દર્દીઓને રાહત આપ-
વાના એમના આશીરવાદી
ધંધામાં લાંબા વખત
સુધી શકતીમાન
રહે.

મુંબઈ,
તા. ૨૫-૬-૧૭

'મશરેક'

# દીબાચો.



શુક્ર તે ખારેહકતાલાના કે એ વરસમાં આજે પાંચમીવાર હું મ્હારાં અઝીઝ વાંચનારાંઓની જનાબમાં હાઝર થઓ છું—મ્હારી પહેલી તમામ રમુજી નોવેલ "પરસ્તાને ચકરમ" થી એક એવો છાપ મ્હારાં વંચક મહેરબાનોપર બેસી ગયો હતો કે જ્યારે નોવેલોપર નોવેલો મેં છાપવા માંડી ત્યારે મ્હારા નેકખ્વાહોએ મ્હને ઉત્તેજનનો હાથ ચાલુ આપ્યાજ કીધો, અને સંપુર્ણ સંતોષ એ કદરદાનોને મ્હારી તમામ નોવેલોએ આપી.

એયેન દુન્યા, ઘેલા ઘાંચીનું કુટુંબ અને જેહાંગીરનામું પ્રીય થઈ પડવા સાથે "પરસ્તાને ચકરમ"ની તો કાંઈ ઔરહી મઝાહ રહી ગઇ. ચાલીસ ચકરમોની એ અતીષ્ય રમુજી નોવેલને માટે માંગ્યા વગરની ઘણી અચ્છી સરટીફીકેટો મલવાં ઉપરાંત આજકાલમાં નીકલીને એકદમ વધી ગયલા આગેવાન કીમતી માસીક "વીસમી સદી" માં સ્મોલ કોઝીઝ કોર્ટના નામદાર જજ્જ સાહેબ ક્રૃષ્ણલાલ મોહનલાલ ઝહવેરીએ પારસી ગુજરાતી સાહીત્યપર લખતાં જાણીતા અને પ્રખ્યાત રમુજી લેખક મી. જેહાંગીર બી. મર્ઝબાનના વરસોપર પ્રીય થઇ પડેલા "કૌતકસંગ્રહ" ના મુકાબલામાં મ્હારી એ "પરસ્તાને ચકરમ" ને મૂકતાં ખુલ્લું લખ્યું છે કે "પરસ્તાને ચકરમ એ પણ એક ખૂબી ભરેલું હાસ્યરસનું પુસ્તક છે."–વેલ, એક લેખકને પોતાની મ્હેનતના બદલામાં આથી વધારે ઉમદા સર્ટીફીકેટ ક્યાંથી મલશે! ઝહવેરની કદર બેશક ઝહવેરીજ કરી શકે.

અને આ મ્હારી વાર્તા જે મેં થોડાજ વખતપર મુંબઇના દીવસે દીવસ વધારે, અને વધારે બળવાન બનતાં ન્યુસપેપર "પ્રજા–મીત્ર અને પારસી" માં દર બુધવારે લગભગ સાત મહીના સુધી આપી હતી,

તે વાર્તાએ ઘણીજ ખેંચાણ કીધેલી હોવાથી અને પુસ્તક આકારે એની માંગણી થવાથી મેં આજે એને આપ અઝીઝોની હુઝુરમાં મુકી છે, પાછલા સફાઓપર છાપેલાં નામપરથી આપને સાફ. માલુમ પડી આવશે કે ચોપડી બહાર પડવા અગાઉથી લગભગ બસો યા તે ઉપરની સંખ્યાના ઘરાકોએ પોતાના નામ નોંધાવ્યાં છે, તો પછી જ્યારે એવાં મુરેબ્બીઓની મદદ ચાલુ હોય તો "મશરેક" કેમ છએક મહીનામાં બીજી એક નોવેલથી તૈયાર નહીં થઈ જાય ? ઇનિશાલ્લાહ, જીવતો રહીશ તો બપતેતીપર એક બીજી.

અને હવે છેલ્લે, હું એ જણાવીશ કે મેં મ્હારી આ પ્રીય નોવેલ મ્હારા ડૉકટર સાહેબ મંચેરશાહ હોરમસજી મેહેરજીને મેં એ કારણથી અર્પણ કરી છે કે એ ડૉકટર સાહેબના પરમારથી કામ અને આશીરવાદી ધંધાનો હું એક વખાણનાર થયો છું: અને, આ બાબદમાં હું મ્હારી એક નેકદીલ ફર્ઝ બજાવીશ.

ગુજરાતી વાંચક વર્ગને મ્હારી ઝીંદગી અર્પણ કરવી એ મ્હારી વરસોની એક ખ્વાહીશ છે, અને તે બર લાવવા માટે વાંચકવર્ગની સેવામાં ટુંકી અને ચાલુ બોધદાયક વાર્તાઓ, ઇતીહાસો, નીબંધો, વીષયો, ફારસો અને નાટકો લખવાનું મેં ચાલુજ રાખ્યું છે, પણ, એ મ્હારી વ્હાલી ઉમીદમાં આજ થોડાંક વરસોથી મ્હારી Physical defects શરીરની વ્યાધીઓને લીધે ખલલ થયા કરતી હતી અને તેથી મ્હારી મરઝી મુજબ વાંચકવર્ગની સેવા કરવામાં કેટલીક વાર હું નાઉમીદ થતો હતો: મ્હને પાક ખુદાના હુકમથી કોઇબી ઝાતનું દર્દ તો નથી, સીર્ફ જે છે તે ઉત્તરથી દક્ષીણ વધવાને બદલે પુર્વથી પશ્ચીમ ફાટવામાં બધી મોંકાણ છે ! વાંચનાર અઝીઝ, "ડોંગા થવું" એબી એક સીતમ સમાન છે ! "બફેણાની બરણી" બનવામાં શું શું મુશકીલી અને મુસીબતો હોય છે તે તો મ્હારા જેવાં ફેટીઓજ જાણી શકે ! હા, ઝરીન લીબાસ અને કસબી ફેંટો બાંધ્યો હોય તો દેખાવ લાગે "બનામે ખુદા મુલકના બાદશાહ" જેવો, પણ એ બાદશાહ તો

---

માત્ર જોવાના ! પા અર્ધો માઇલ ચાલવા કહયું હોય તો લુહારના ધમણની મીસાલ છાતી હાંફે, અને હસ્વા કહયું હોય તો ખરીયાંની જેલીની માફક પેટ હીલે !

કોઇ બીચારા ચસીદમ ચાદ્દાં જેવાંઓ–દોરીપર વખાતાં નાંખો તો ઉડી જાય તેવાંઓ !–જાડા થવાની કોશીશમાં હરદમ રહેતાં હશે, તો હું પાટલો થવા માટે પેટંટ દવાના ધીચારાઓ ધીચતો અને ગોલીઓ ખાતો ! મગર, બધુંજ વ્યર્થ. જ્યારે સઘલા ઉપાયો નીશફલ ગયા અને ઝીંદગી કંટાલા સમાન લાગી ત્યારે છેલ્લા એક ઉપાય તરીકે રાજાબાઇટાવરની સામે ડોકટર મંચેરશાહ એચ. મેહેરજી જેઓ વરસોથી આપણા શહેરમાં વીજળીક અને બીજા બીન ઔષધી ઉપાયો કરવા માટે જાણીતાં છે તેઓની, એક દોસ્તના કહેવાથી, મેં મુલાકાત લીધી–અને, અઝીઝ વાંચનાર, વીજળીના એ ઉપાયની મદદથી એકજ મહીનામાં જે ફેરફાર મ્હારા શરીરમાં થયો તે ઘણોજ અજાયબ પ્રકારનો છે: એક મહીનામાં લગભગ પંદર રતલનું વઝન ઘટયું છે, ધસીને ચલાય છે, હાંફ ચઢતી નથી, અને શરીર હલકું લાગે છે. મ્હને જો એવી ખબર હતે તો ચાર વરસ અગાઉથીજ ડૉકટર મેહેરજીની સારવારમાં હું ગયો હતો, અને જે સખ્તીઓ ડોંગાપણાથી ખમી તે મુશકીલીઓ નહીં ખમતે ! આજના મ્હારા એ બે બોલથી હું એમ કહેવા માંગુ છું કે વીજળી વગર વેદનાએ દર્દો સારા કરવાની શકતી રાખે છે, અને ઘણીવાર ગમે તેવી દવાથીબી જે દર્દીને આરામ થતો નથી તે દર્દો વીજળીની આ નવી રીતીથી સારા થઇ શકે છે.

છાતીના દરદો, લોહીના બીગાડ, મોંઢાપર થતાં ખીલ, ચામડી પર પડતાં જુદા જુદા દાઘ તથા ચાઠાં, સુફેદ કોઢ અને બીજા ચામડીના દરદો; લોહી બીસાળ, નાસુર, કેનસર; મગઝ તથા જ્ઞાનતંતુના દરદો, લાંબા વખતના માથાના તથા બીજા ભાગોના દુખારા, ચસકા, સંધીવા, ગાઉટ, પાચનશકતીને લગતાં દરદો, હીસતીરીયા, ફીફરૅ, સકવો, કબજીયાત, બેહેરપણું, સ્ત્રી તથા પુરૂષોના ખાસ હડીમાં દર્દો વગેરે

બીજાં દર્દો હાલની સુધરેલી વીદયાની રીતી મુજબ વીજળીના જુદા જુદા ફતેહમંદ પ્રયોગથી ડાકટર મંચેરશાહ મેહેરજી પોતાના મેડીકો ઇલેકત્રીક ઇનિસટીટયુટમાં સારાં કરે છે. અને તે માટે બરગોની, ઓ-ડીન, ડારસનવલ કરંટસ, આયોનીક મેડીકેશન, હાઇફ્રીકવનસી કર-નટસ, એક્ષરેઝ, વાયોલેટ રેઝ, સ્વીડીશ મસાજ, રોશની, ગરમી, રંગ, વીગેરે કીરણોના તથા બાથ, સુચક, અને વધ્ધિક કસરતની નવી નવી રૂદીઓ કામે લગાડે છે.

જવાન, મલતાવડા અને મીલનસાર ડોકટર મેહેરજીને ત્યાં ભલ ભલા દેશીઓ આવે છે, ઉપરાંત મેં મોટા મોટા યુરોપીયન ઓફીસરો અને તેમની મેમસાહેબોને વીજળીથી દરદો સારા કરવા માટે આવેલાં જોયાં છે.–ડોકટર મંચેરશાહ મેહેરજી પોતાના ગરીબ, મધ્યમ, અને તવંગર પેશંટ સાથે ઘણીજ લાયકીથી વાત કરીને તેમને દરેક સગવડ આપે છે. બહોલાં જ્ઞાનવાલા અને બહોલી ધરાકીવાલા એ ડોકટર સાહેબ આશીરવાદ આપનારૂં કામ બજાવે છે જે માટે પાક ખુદા એ ડોકટરને લાંબી ઝીંદગી બક્ષે અને એવાં એવાં અનેક દરદીઓનું એમના મુબારક ધંધાથી અને એમના મુબારક હાથથી ભલું થાય એવું મ્હારૂં ઇચ્છવું છે.

સેવટે, મ્હારા આગલથી થયલા મુબારક ધરાકો અને જાહેર-ખબર આપનારા સાહેબોનો ઉપકાર માની હું આ દીબાચો ખતમ કરૂં છું.

કાશીનાથ હાઉસ, ધોબીતલાવ,
મુંબઈ, તા. ૨૫–૬–૧૭

લી. દુવાગીર.
"મશારેક."

બનામે પાક ખુદા.

# હમશીર કે શમશીર?

## મોહમેદન સંસારની એક વાર્તા.

લખનાર—"મશરેક."

### શુરૂઆત.

તુફાન! એક ભયંકર તુફાન તે સીહા રાતના સીહા પરદા ઉપર ફુંકાઇ જતું હતું! વીજળી પોતાના આતશી ચમકારા થોડે થોડે વખતે ચમકાવતી હતી, અને પવન કાનના બહેર ફાડી નાંખે તેવા સુસવાટા સાથે તે જંગલને ધ્રુજાવતો હતો!

ઝાડો પોતાના પાંદડે પાંદડાથી હીલીને નમી પડતાં હતાં, અને જાનવરોની ભયંકર ચીખોં સાથે તે ભયંકર તુફાન ગોયા દહેશત આપતું હતું! સીહા, સીહા, અને બસ સરવે તરફ સીહાઇનુંજ રાજ્ય હતું, જેમાં થોડે વખતે જ્યારે વીજળી ચમકારા કરતી ત્યારે જાણે એક અઝદહા પોતાના જંગી વકાસેલા ડાચામાંથી આગનો શોલો કહાડતો હતો.—અને તેજ પલે ફક્ત ઉજાળો થતો હતો!

દુર,—દુર એક નાનું ઝુપડું દીસતું, જેની અંદરથી એક ઝીણી

બતીનો હાલતો-ઝલતો ઉજાસ આવતો હતો, જે જો કે હમણાં સુધી હસ્તીમાં હતા, તોબી તે ભયંકર તુફાનથી કઇ પલે સીહા નીસતીમાં બદલાઇ જશે તેની ખાત્રી નહીં હતી !

તે ઝુંપડામાં એક બુઢો ખણ મર્દ હતો. સોમાં દશ કમના ઉમ્મરનો તે, બધાં દાંત વગરનો નદ્દનજ બોખો, પોતાની લાંબી સુફેદ દાઢી સાથે તે તુફાનથી દહેશત ખાઇ જઇ ગંબીર બેઠો હતો.

આ દુનીયામાં તે બાઇરી-છોકરાં વગરનો એખલો અટુલો હતો, મગર તેની ખીદમતમાં તેના બુઢાપામાં તેના બેટાની જે એકપુરી જવાન બેટી હંમેશ હાજર હતી તે હમણાં ત્યાં નહીં હતી; અને તેથી 'હાલમાં તો ને બુઢો તે એક છોકરી વગરબો તે કંગાલ ઝુપડાંમાં જીવતો હતો '

તે છોકરી એકાએક ગુમ થઇ ગઇ હતી, અને જો કે કોઇ વખતે તે બુઢાના મનમાં આવતું કે તે કેડ જંગલમાં જાનવરનો બોગ થઇ પડી હશે, તોબી તે બીજીજ પળે પોતાનો વીચાર ફરવી નાંખતો: તે માનતો કે તે જીવતીજ હતી, પણ તે નહીં જાણતો કે તે કયાં હતી !

અફસોસ, હવે જ્યારે તે પોતાના ઘેટાંને ચરાવવા જાય ત્યારે કોણ તેને વાસ્તે પકાવનારૂં હતું ? હવે તેના બુઢાપામાં તેને હાથ લાગી મદદનું આપનારૂં કોણ હતું !-અને, જ્યારે તે ગબીર વીચાર તેના મગજમાંથી નીકળતો ત્યારે તે બુઢો આહપર આહ ખેંચતો.

"ઉફ ! સંગીના ! એ સંગદીલ છોકરી, તું કાંય મહને છોડી ગઇ ? મ્હારા મુએલા બદનની કઇપણ નીશાન આ જંગલમાં મહને નથીજ મળી, તો ઓ બદબખ્ત છોકરી ! તું મહને આએ ઝુંપડાંમાં મ્હારી સુફેદ દાઢી સાથે નાતવાન, કાંય છોડીને દુનીયાના મઉજ તરફ ગઇ !-ઓ, કાંઇ બદખસલત મ્હારી દામનપર ડાઘ લગાડી, રોય તુને બેઆબરૂ કરીને પછી છોડી દે ! ઓ છોકરી, છોકરી, ત્યારે તારૂં શું થશે ?"

એમ બોલીને તે પીરમરદ રડયો.

એકાએક તે ઝુંપડાંનું બારણું જોરથી ઠોકાયું, જે આવાઝ સાંભળીને તે પોતાના ખ્યાલમાંથી બેદાર થયો, અને જેમ તેમ ઝડપથી ચાલીને દરવાઝા તરફ ગયો.

તેણે દરવાઝો ખોલ્યો, અને એક ઉંચો આસામી તે ઝુંપડામાં દાખલ થયો. તે ચાલીશ વરસની ઉમરનો મર્દ હશે, જેના ચહેરાપર ગંભીરતાનો છાપ હતો. લેકીન તેની આંખ તો આતશના ગોળાની મુઆફેક લાલચોળ બીહીવરાવનારી હતી! તુફાનથી બચવા તે અંદર આવતો હોય તેમ સર્વે દેખાવ હતો, અને તે પીરમર્દે તેને બેસવા માટે એક ફાટેલી ચટાઇ પાંથરી દીધી. તેણે થોડુંક દુધ બી તે અજાણ્યા શખ્સ આગળ મુક્યું, પણ તેને આંગળી લગાડયા વગર તે પેલા બુઢાને એવી તો કરડી રીતે જોવા લાગ્યો કે તેની સુરત એક ફાડી ખાનાર જાનવરની મીસાલ દીસવા લાગી!

એકાએક બહારનું તુફાન વધારે જોશદાર થયું. તે ઝુંપડાંને જાણે તેના પાયામાંથીજ ઉખેડીને ઉડારી નાંખે તેવું લાગ્યું! અને તેજ વખતે તે નવા આવેલા મર્દની છાતીમાંથી એક ભયંકર ચીખ એવી તો નીકળી કે તે ડોસાના હાંજાંજ ગગડી ગયાં.

"શું તમે બીહીછ?" બુઢાએ પુછયું.

"હું બુખો નથી. પણ તું મારી વાત યા મારા હાલ અહેવાલ પુછવાથી બીલકુલજ બાઝ આવજે—વારુ, પણ તું પોતબી મને સારી હાલતમાં તો લાગતોજ નથી". તે નવો આવનાર બોલ્યો.

તે બુઢા ભરવાડે પોતાની કહાણી વીસ્તારીને કહી, અને પોતાના છોકરાની છોકરીના ગુમ થવાની વાત કહેતાં કહેતાં તેની આંખમાં પાણી આવી ગયાં.

"ત્હારું નસીબ ફુટેલું છે, ઓ વૃદ્ધ શખ્સ" તે અજાણ્યાએ કહ્યું "જો તું વધારે વરસ જીવશે, અને તે દરમીયાન તું બીમાર પડી જશે, તો તુંને ત્હારી ચટાઇ ઉપર ભુખે ને પ્યાસે ટળવળવું પડશે.

ત્હોસ મોંઢામાં રોટીનો એક ટુકડો મુકનાર કે ત્હારા લબોપર ઠંડા પાણીનું પ્યાલું ધરનાર એકબી જાન અહીંઆ હાઝર નથી, અને જ્યારે તું એક શબ થશે. ત્યારે ત્હારી ઘોર ખોદનાર યા તુંને દફન કરનાર બી કોઇ નહીં રહેશે".

તે પીરા મઝલુમે તે સાંભલીને એક સર્દ આહ મારી!

"એમ ના બોલો" તે ધ્રુજી પડીને રડતાં રડતાં બોલ્યો "ઓ અજાણ્યા મર્દ, તું કોણુ છે જે આવી દહેશતનાક ધાસ્તીથી મને. ધ્રુજવે છે?"

"ખામોશ, મ્હારૂં નામ જાંણુવાની કે મ્હને પીછાણવાની એક જરાબી કોશીશ ના કર." બહારનું તુફાન જે રફતા રફતા સમી જતું હતું તેના ધીમા આવાઝ વચ્ચે પેલા અંજાણ્યા મર્દે ગુસ્સાથી કહ્યું "હું મારા અસલી કરતુકથી પોતેબી બેઝાર છું—મગર, ઓ તું! જે પોતાને આવી વૃદ્ધ હાલતમાં જોય છે, તે જો તું ત્હારી સુરત બદલવા માંગતો હોય, તો તૈયાર થઇ જા."

બુઢો ખામોશી સાથે તે વાત સાંભળવા પછી જો કે હયરત રહ્યો, તોબી જાણે તેના દીલમાં કંઈ આશા પયદા થઈ!

"મ્હને ત્હારો વીચાર જાણવા દે, ને હું તુંને જવાન બનાઉં એટલુંજ નહીં, લેકીન ખુબસુરત ને માલદાર બનાઉં. તુંને હું એવો બનાઉં કે આ દુનીયામાં જઇને તું મઉજ કરે, અયશ કરે, ઇશરત કરે, અને અમનચમનમાં ઝીંદગી ગુઝારે. અને તે સઘળાંની કીમત ફક્ત, એક શર્ત! ને તે એજ છે કે આજથી તું દર મહીનાના આખરી દીવસે સ્હાંજના બતીને વખતે આદમની શકલમાંથી હયવાન બની જાય, ને હું ફરમાઉં તે બધું કામ કરી બતાવે, ને પછી મારૂં—" અને અહીં પાછી એક ચીખ તે અજાણ્યા શખ્સની છાતીમાંથી નીકળી પડી, જે સાંભળી વૃદ્ધ બરવાડ ઘણોજ બીહધો.

"દર મહીને આદમની શકલમાંથી હયવાન?" ફાટે ફાટે ડોળે તે પીરાણા મુફલીસે સવાલ કીધો.

"હા,—હા તું જ્યાંથી હશે ત્યાંથી તુંને તે તારીખે સ્હાંજના ફાડી. ખાનારા એક જાનવરની શકલમાં મ્હારા ઇલમથી બદલાઇ જવું પડશે, અને મ્હારો હમશરીક થઇ હું જે જે માણસને મારી નાખવા કહું, તે સઘળાંને મારી નાંખવા પડશે."

બુઢ્ઢો ભરવાડ આ સાંભળીને સરથી પગ સુધી થરથર ધ્રુજ્યો. મગર એક પલ, અને બીજીજ પલે તે મોટા અંદેશામાં ગીરફતાર થઇ ગયો !

"કમઅકલ શખ્સ! તું હ્‌ારા બુઢાપામાં અહીંઆ સબરયા કરે, તેના કરતાં તો જવાન બની જા, તવંગર થઇ જા, ખુબસુરતી જો, અને દુનીયાની મઝાહ ચાખ, માન,—માન મારૂં, ઓ સલીમ !—"

બુઢ્ઢો ભરવાડ પોતાનું નામ સાંભળીને ચોંકયો.

"શું ? ત–ત–તું, મારૂં નામબી જાણેછ !"

"તો શું તું એમ સમજેછ કે હું સાધારણ એક માણસ છું ?" પેલો અજાણ્યો પુરૂપ બોલ્યો "નહી, નહી, સલીમ, હું કોણ છું તે તો તું હજુણ પછીજ જાણી શકશે. અઢાર મહિનાના બંધન સાથની આપણી શર્ત તું મંઝુર રાખ, ને પછી જો કે હું કેવો મલમદાર છું".

સલીમે પાછો થોડો વિચાર કીધો, અને પછી બોલ્યો "કબુલ, મ્હને ત્હારી શર્ત કબુલ વ મંઝુર છે"

"તો આએ પી" ગજવામાંથી એક શીશી કહાડીને તેમાંનું આબ પીવા કહેતાં તે શખ્સે ઇશારત કીધી.

સલીમે તે શીશી લીધી, તેમાંની પ્રવાહી તે પી ગયો, અને પીવા સમેત તે ઝમીનપર પછડાઇ પડયો !

તેની આંખે અંધારા આવી ગયાં, ને પેલો શખ્સ તેજ વખતે તેના કાનમાં કંઇ બડબડીને ઝુંપડાનો દરવાજો ખોલી રવાના થઇ ગયો.

થોડો વખત પછી, સલીમમાં, આસમાન ઝમીનનો ફર્ક પડી ગયો !

---

# પ્રકરણ ૧ લું.

---*---

## ઝીંદગીની બેતાકત દોરી.

આપણી વાર્તા સને ૧૪૮૦ ના સાલમાં શરૂ થાય છે, જ્યારે વખ્ત રાતનો છે. હસ્તીનાપુર-જેને હાલ દેહલીના નામ ઓળખવામાં આવે છે, ત્યાંના જંગી કીલ્લાની સામેના એક આલીશાન મકાનમાં એક અમીર મોતને બીછાને પડેલો જણાય છે.

અમીરના નખાઇ ચયલા ચ્હેરાપર બતીની રોશની પોતાના ધીમા તેજ સાથે પડે છે, અને તે બતાવી આપે છે કે હવે બીછાનામાં પડેલા આદમની ઉમરની રસી છેક બારીક બનીને તુટી જવા પર આવી છે તેની ઉમ્મર ફક્ત ઉડતાલીસની છે, અને આવી વયે મરવાથી તે મોતના હાથમાં જતાં આદમીને દીલમાં દેહેશ્ત લાગે છે, તોબી હવે જે પલ વધારે જાય છે તેમાં શાંત થવા તે મરતો મરતો બી કોશીશ કરે છે,-મગર, નહિ,-ઉફ ! તે ઝુલ્મ જે તેણે બે નીરદોશોપર ઝુઝાર્યો હતો-અફસોસ, તે કેમ તેને શાંત મરવા દેશે ?

બીછાનાપર તે અફાડઝીક કરતો હતો, અને પાપી અંતઃકરણ સાથે તે હમણાં બી થરથર ધ્રુજતો હતો ! તેના બીછાના આગળ બે જણા હતા, એક તો પચીસ વરસની એક છોકરી, અને બીજો એકવીસ વરસનો એક છોકરો.

પચીસ વરસની તે સુંદરી ખુબસુરતીનો એક નાદર નમુનો હતી. તેના લાંબા બાલ જે હાલમાં વેરવીખેર છુટા હતા, તે તેના સુફેદ ગળાં ને ગરદન આસપાસ લબરતા પડેલાં હતા, કાલી કાલી આંખવાલી તે છોકરીના ગાલ ગલગોટા જેવા હતા, મગર, હમણાં તેની લાલાસે કંઇ ફીકાશ પકડયો હતો,-તેનો બાપ હસ્તીમાંથી નીસ્તીમાં જતો હોવાથી તે સુરખીદાર રૂખસારપર ગોયા સુફેદ ચદ્દર છવાઇ હતી.

થોડા વરસોની વાત ઉપર જ્યારે તેની માદર મરણ પામી, ત્યારે તેના એકાએક મરણથી ઉપજેલા ગમને સબબે એ જવાન સુંદરી દીવસો સુધી બીમાર થઇ ગઇ, અને બીમારીથી સાજી થતાં માલુમ પડયું કે સદાની બ્હેરી અને મુંગી થઇ ગઇ હતી!–ત્યારે બાપના મોતના બીછાના આગળ ગમગીન, ઉતરેલા ચેહેરાએ ઉભેલી, આ ખુબસુરત છોકરી, સાંભળવાની અને બોલવાની ઇંદ્રીઓ કમનસીબે ગુમાવી બેઠેલી એક બ્હેરી મુંગી છોકરી હતી હકીમ રૂસ્તમખાને બહુજ મેહેનત કીધી, દવાઇઓપર દવાઇઓ આપી, મગર, તેને ઝાહીર કર્યા વગર ચાલ્યુંજ નહિ, કે ઝોહરા હંમેશની બ્હેરી ને મુંગી થઇ હતી !

પોતાની આ બ્હેરી મુંગી છોકરી તરફ અમીરનો બહુજ પ્યાર હતો, મગર, પોતાના બેટા હુસેન તરફ તેમાંનો અરધો પ્યારબી તે બાપે કદી બતાવ્યો નહિ હતો !

હુસેન એક ઘણોજ લાયકીવાલો મરતાવડો અને ભોલો ભાલો જવાનીયો હતો, તે બી પોતાની બહેન ઝોહરા માફક દેખાવડો હતો, તોબી અજાયબ હતું કે તેનો બાપ તેને કદીબી પ્યારની નઝરથી જોતો નહિ હતો !

મગર, હુસેનને તેનો બાપ ગમે તેટલો બી ધીક્કારતો, તોબી તેની બહેન ઝોહરા તેને ગોયા વહાલથી ચાહતી હતી, અને તે હમશીરા પોતાના આ ન્હાના ભાઇને જાણે જીવ જીગર આપતી હતી.

આજે, તે બાપ મરતો હતો !–અને તેના બીછાનાની આસપાસ તેના આ બેઉ બચ્ચાં ઉભેલાં હતાં. હકીમ રૂસ્તમખાન તે પછી આવી લાગ્યો, જેનાં તરફ ગમગીન નઝર ઝોહરાએ નાંખી. અને તે જોઇને હકીમ કંઇક શકમંદ ચહેરાએ ખભાં ચઢાવીને જાણે બીજી દવાથી અમીરને જીવાડી શકવાનો હોય તેમ ધાંધલ કરતો પાસેના ઓરડામાં છાલોપાલો છુંદવા ગયો !

અમીરે નબલી પડેલી આંખ ઉઘાડી, તેણે પોતાનો નબલો હાથ ઝોહરાના હાથમાં મુકયો, અને હુસેનને ઈશારતથી આગલ બોલાવી ધીમા સાદે બોલ્યોઃ

"હુસેન, હું તુંને કંઇ કહેવા માંગુછ. હું તુને એક ફરમાન કહુંછ, જે બજાવવાને વાસ્તે ત્હારે કસમ ખાવા પડશે."

"અલ્લાહે પાકના કસમ છે પીદર મુજને, કે હું જે ફરમાન આપ કરશો તે સરોચશ્મથી બજા લાવીશ" નીચી નજર નાંખતાં હુસેને છાતીપર હાથ મુકયો.

"આએ ચાવી" અમીરે ટકીઆ નીચેથી એક ચાવી બેહાર કહાડતાં કહ્યું "આપણા મકાનમાંના છેક નાકેના ઓરડાની છે."

"તે ઓરડો, જે કદીબી ખોલવામાં નથી આવ્યો, તેજ કેની પીદર ?"

"હા, તેજ." અમીરે વધારે ધીમાં પડતાં સાદે કહ્યું, "લે આએ ચાવી, અને મારો હુકમ છે તે ત્હારા જાનથી બજાવજે. ત્હારા લગ્ન તો થવાનાજ, પણ, તું પરણે તેજ દહાડે, અને તેજ ઘડીએ તુ તારી મહોરદારને લઇને એ ચાવીથી તે ઓરડો ખોલજે,—તમો બે સીવાય ત્રીજું કોઇબી નહિ હોય તે યાદ રાખજે,—તે બંદી ઓરડામાં એક ભેદ છે, જેનો સંબંધ તારી, મ્હારી અને આપણા કુટુંબની સાથે છે. પણ, જો તું નહીં પરણે, તો અકેલો કદીબી તું તે ઓરડો ખોલતોજ ના. અને વળી મારી બીજી મરઝી એ છે કે તું આએ ચાવીની અને તે ઓરડાની વાત કદીબી ત્હારી બહેન ઝોહરાને નહીં કહેશે. અફસોસ, કમનસીબ છોકરી.! એ બીચારી અહીં ઉભી છે, એણે ચાવી તો તુંને આપતાં જોઇ છે, પણ આપણી વાત કંઈ એણે સાંભલી નથી, તેથી તું એને કોઇ તરકીબથી ઉડાવજે. છોકરા, બસ એટલો મ્હારો હુકમ પાલજે, અને જો તું નાફરમાન થયોછ, તો યાદ રાખજે કે મ્હારૂં રૂહબી તુંને શ્રાપ દેશે, ત્હારૂં ખાનું ખરાબ થશે,: તું તબાહ થઇ જશે, દુંનીયાથી સંરબસર ઉખડી જશે."

"ઓ પીદર, પીદર, એમ ના બોલો" હુસેને બાપના બીછાનાપર માથું મટકી નાંખતાં ડચકાં ખાઇને કહ્યું. "ખુદા જાણે કે તમે મને કાંય ધીક્કારતા હશો ? મેં તમારી ઝીંદગી દરમીયાન હંમેશા ફરમાંબરદારી બજાવી છે, છતાંબી મેં જોયું છે કે આપ મ્હારી તરફ હંમેશ નારાઝ હતા" અને તે છોકરાની આંખમાંથી તેમ બોલતાં દડદડ આંસુ નીકળી પડયાં. "ઓ પીદર હું બેગુનાહ છું; મેં કદીબી, કશુંબી, તમોને ગુસ્સે કરવા જેવું કીધું નથી, તો તમે મને મરતાં મરતાંબી નફરતની નઝરથી કાંય જુવો છો ?–ઓ પીદર, મને માફ કરો, મને માફ કરો."

"ખામોશ છોકરા, લોકના બચ્ચાં કદી જો નાફરમાનબી થાય છે, જો બાપનું દીલ કદી દુખવે છેબી, તોબી, તેઓ પોતાની ઝીંદગીમાંજ તેમ કરે છે; મગર, તેં ! ઓ દયાહીણ બાળ, તેં ! આ દુનીયામાં, ખુરશીદનું પહેલું કીરણ જોવાની આગમજથીજ મારૂં દીલ દુઃખી કીધું છે, તારા જનમની આગળથીજ તેં મારી નફરત ખેંચી લીધી છે; બસ જા,–હાં, પણ સબર, યાદ રાખજે કે તું મારી પછી કુલે અસકયામતનો ધણી થશે, અને ઝોહરાને મારા મરતી વખતના લેખીત શર્તની રૂએ તું અમનચમનથી પાલશે તોબી, મેં એક શર્ત નવી તેમાં દાખલ કીધેલી છે."

"પીદર હું મારી બહેનને કેવા અથાગ પ્યારથી ચાહું છું તે તો—"

"બસ–બસ, મારી છાતીમાં કંઇ ખુટેછ, ઓ–ઓ–ઓ–"

તુરતજ હકીમ રૂસ્તમખાનને બોલાવવામા આવ્યા, અને તેણે અમીરના બીડઇ જતાં ડાચામાં છાલાપાલાની કાંઇ પ્રવાહી રેડી.

હકીમની પ્રવાહીથી અમીર બેહોશ થઇ ગયો, અને હુસેન નહી જોય તેમ હકીમ અને ઝોહરાએ એક બીજાંને કંઇ ઇશારત કીધી, અને એકમેક તરફથી કંઇ છુપી વાત સમજી લીધી.

અમીર કલાકો સુધી બેહોશ રહ્યા પછી જાગ્રત થતાંજ હાંકો ચાલ્યો, અને પછી દમ આખર થયો,—મગર દમ જતાં જતાં ભારે વેદનાની ઘણીક મીનીટો તેણે પસાર કીધી !

જે પળે હુસેન અને ઝોહરાએ—તે બે બીરાદર અને હમશીરાએ—જાણ્યું કે તેઓ પીદર વગરના થયાં હતાં, તેજ પલે તેઓ એકમેકને વલગી પડયાં, અને દીલાસાની નીશાની કરવા લાગ્યાં—હુસેન હુસકે હુસકે રડયો, પણ ઝોહરાએ પોતાનું રડવાનું છાતીમાંજ માર્યું.

હુસેને આંગળાંઓની નીશાનીથી ઝોહરાને ફરીથી દીલાસો દીધો, અને તેને હંમેશ ચાહીને સુખી રાખવાના કસમ લીધા, ઝોહરાએ તેના જવાબમાં આંગળાંઓથી વાત કરીને ભાઇનો ઘણો ઉપકાર માન્યો.

હુસેને કફનની તઇયારી કરાવી, અને પીદરના શબ આગળથી દૂર થવા અને જઇને જરા આરામ લેવા માટે ઝોહરાને સમજાવ્યું. હકીમ રૂસ્તમખાનેબી આંગળાંની નીશાનીઓથી ઝોહરાને સમજાવી, અને ડચકાં ખાતાં ખાતાં ઝોહરા ઉઠીને આરામ કરવા ગઇ.

જતાં જતાં ઝોહરાએ હકીમને પાછી કંઇ ભેદી ઇશારત કીધી, જેનો જવાબ તુરતજ આપવામાં આવ્યો !—હુસેન આ ઇશારત થતી હતી ત્યારે પીદરના શબ તરફ વાંકો વળ્યો હતો.

તે પોતાની બહેન અને હકીમની ભેદી ઇશારતથી નાવાકેફ હતો !



# પ્રકરણ ૨ જું.

## બહેરી બહેનનું પ્રાક્રમ !.

અમીરની લાશને સવારના પહોરમાં દફનાવવાનું તેના વારેસ બેટા હુસેને ઠરાવ્યું. હકીમ રૂસ્તમખાન અને બહારના બીજા બે શખ્સ લાશવાલા ઓરડામાં રહ્યા, અને બાકીના પોતપોતાના ઓરડામાં ખ્વાબ કરવા ગયા.

હુસેન થાકથી આજીજ થવાને સબબે બેફામ સુઇ ગયો, લેકીન ઝોહરા તો જાગતીજ રહી. ઝોહરાનો પોતાનો ઓરડો અલબત તે વખતના ઝમાનાને બરના ટેસ્ટથી સંગારેલો ઘણોજ ભપકાદાર હતો, અને અંદર દાખલ થતાંજ હીના ને ખસ્‌ના અત્તરનો બહેક બહેકાટ આવતો હતો.

ઝોહરા પોતાની ખાંબગાહમાં દાખલ થઇ, જેને જોઇને ત્યાં બેઠેલી એક ખુબસુરત છોકરી અદબથી ઉભી થઇ. આ ખુબસુરત બુલબુલ ગરીબાઇનું એક પક્ષી હતું, જે જો કે માબાપના સાથ્યા વગર મોટું થયું હતું, મગર પોતાની જવાનીમાં ઝોહરાની ફર્માબરદારી બજાવતું ઉધરતું હતું. અલબત હું તેના બાલ, આંખ, નાંક કે ગાલની ખુબસુરતીના વખાણ કરૂં તેને બદલે ટુંકમાં એટલુંજ કહીશ કે તે મુફલીસીના કાંટામાં પોખાયલું એક ગુલાબી ગુલાબ હતું, અને તે છોકરી મરહુમ અમીરના બેટા હુસેન તરફ છુપો પ્યાર ધરાવતી હતી, અને હુસેન એ પરન્દાપર દીલોજાનથી કુરબાન હતો.

દાખલ થતાંજ ઝોહરાએ હાથના ઇશારાથી મરીયમને સમજવા દીધું કે અમીર મરણ પાંમ્યા હતા.

“અફસોસ—મગર, છોટીબી સબ્ર ધરો ! પાક ખુદા તમોને ધીર આપે !” અદબ વાળેલી રાખીનેજ નમી નમીને મરીયમે પોતાની શેઠાણીને આંગળીઓથી દીલાસો દીધો.

"જા મરીયમ હવે જરા મને લેટવા દે." તેવીજ ઇશારતથી ઝોહરાએ જણાવ્યું.

અને જ્યારે મરીયમ ત્યાંથી ગઈ ત્યારે ઝોહરા પોતાના બીછાનામાં પડીને આતશી ચમકારા મારતી ચશમો સાથે કાંઇ ઉંડા વીચારમાં ગુંટાઇ ગઇ. આહહા ! તે આસમાનની હુર સરખી છોકરીને તેના પલંગ ઉપર ગંભીર ગરૂર કરતી નીહાળવી એ તે વખ્તે જાણે કાંઇ ઔર મઝાહ હતી. તેના ગુલાબી ગાલપર રતાશ બહુજ જોશમાં ધાઈ આવ્યો હતો, અને તેના લાલ લબો તથા ઉંઘાડા હાથ અને સીનાપર નાંખેલી એક આશકી નઝર મુહબ્બતના શોલાને વધારે ગરમ બનાવવા પુરતી હતી. સીર્ફ કોઇ કસુર જો તેની ખુબસુરતીમાં હોય તો ફક્ત તેના બહેરાં અને મુંગાપણામાં હતી.

મગર એકદમ તે પોતાના ખયાલમાંથી જબકી ઉઠી, અને બદનપર કપડું ઓઢી લઈ ઓરડાની બહાર આવીને આસપાસ જોવા લાગી. સર્વે તરફ શાંત હતું અને કોઇબી આદમી જણાતું નહિ હતું. માથાપર ઓરણી નાંખી લઇ ઝોહરા કોઇ મક્રમ અને બીકટ કામ બજાવવા ધીમાં અને ધીમાં પગલાં ભરવા લાગી.

પોતાના ઓરડાની પાસેના બીજા બે ઓરડા પસાર કરીને તેણે પોતાની જેબમાંથી એક મોમબતી કાઢીને સળગાવી, અને ત્રીજા ઓરડામાં તેવાજ ધીમાં કદમે આગલ અને આગલ વધી. તે ઓરડો તે તેના માઝાદ બીરાદર હુસેનનો સુવાનો ઓરડો હતો—ઝોહરાએ એકજ નઝર નાંખીને જોઇ લીધું કે હુસેન ખાબના દસ્તમાં ઘણી સખ્ત રીતે ગીરફતાર થએલો હતો.

જરાંકબી થોબયા વગર ઝોહરા પોતાના ભાઇનાં બીછાના તરફ ગઇ, અને બતી ઝમીનપર મુકી ઘણીજ આસ્તેથી હુસેનનું ખીસું તપાસવા લાગી. ઝોહરાએ એક ચોરની માફક કામ કીધું, અને તે પોતાની મહેનતમાં સફળ થઇ. તેણે પેલા ભેદી ઓરડાની ચાવી હુસેનની જેબમાંથી ચોરી લીધી !

ખુશાલીથી ફુલી જઇને તે જેવી રીતે આવી તેવીજ રીતે પાછી બહાર ગઇ, અને હવે પોતાના ઓરડા તરફ જવાને બદલે પેલા ભેદી ઓરડા તરફ ફરી. તે તરફ જતાં જતાં તેના બાપના શબવાળો ઓરડો આવતો હતો, જેનો દરવાજો બંધ હતો. આ ઓરડા આગળ આવી લાગતાં તેણે કાંઇ યાદ કીધું. તેણે તેના બાપ, ભાઇ અને હકીમ રૂસ્તમખાનના ચહેરા જાણે હમણાંજ પોતાની સામે હોય તેમ જોયાં, તે જરા ઉભી રહી, ડગમગી, પણ પછી પોતાની ધાસ્તી ઉપર પોતેજ હસીને દાંત વચ્ચે હોઠને કરડી, યાહોમ આગળ વધી.

આખરે તે પેલા ભેદી ઓરડા આગલ પહોંચી. તેના ધુલ ખાતાં કુફલપરથી ફુક મારીને ધુલ ઉડારી. તે તાલાંમાં પેલી ચોરેલી ચાવી મુકી દીધી, દાબીને જરા ઝોર કીધું કે તુરતજ કુફલ ઉઘડી ગયું.

તાળું તો ઉઘાડયું, પણ દરવાજાને ખોલતાં તેને દેહેશત લાગી, તે સરબસર ધ્રુજવા લાગી અને તેના હોઠ ફીક્કા થયા, પણ બીજીજ પળે તેણે પોતાનો હોઠ કરડી લીધો, દીલને હીંમત આપી, અને હીંમતના જોશમાં ને જોશમાંજ દરવાઝાને એક આંચકો માર્યો.

ઘણાં લાંબા વખતનો બંધ હોવાના સબબથી દરવાઝો થોડોજ ખુલ્યો, લેકીન ઝોહરાના એક બીજા આંચકાથી તે બેઉ તરફથી ખુલ્લો થઇ ગયો.

ઝોહરાએ બતી લઇને અંદર ડાબો પગ હલવેથી મુક્યો કે તેજ વખતે તેને આખે બદને એક સખ્ત કંપારીનું લખલખું પસાર થઈ ગયું !

# પ્રકરણ ૩ જું.

## મરહુમની આશાપર પાણી !

તે ઓરડામાં એ સુક્કા 'હાડપીંજરો' ભયંકાર દેખાવો બતાવીને ગોયા દીલને ધ્રુજવી નાંખતા હતા ! તે ભયંકાર ખાલી ઓરડામાંના એ ભયંકાર હાડપીંજરો ઉપરાંત ફક્ત એકજ બીજી ચીઝ હતી, અને તે કાગળોનું એક બંદલ હતું.

બીહતાં ધ્રુજતાંબી આગલ વધીને ઝોહરાએ તે બંદલ હાથમાં લીધું, અને તેને પોતાની ચોલીમાં છુપાવી દઈ પેલા એ હાડપીંજરો તરફ ફાટેલી નઝર નાંખતાં નાખતાં તે બહાર આવી, તુરતજ બારણું બંધ કીધું, તેને કુફલ માર્યું, અને પેલી ચાવી પોતાની મુઠ્ઠીમાં પકડેલી રાખીને હુસેનના ઓરડા તરફ ચાલી.

હુસેન હજુ ખાબમાંજ ગીરફતાર હતો. તે સખ્ત ખાબમાં ગાફેલ હતો, જેની જેબમાં ઘણીજ સફાઇથી ઝોહરાએ ચાવી મુકી દીધી, અને ત્યાંથી વટી ગઇ.

પોતાના ઓરડાનું બારણું બંધ કરી કપડાં ઉતારી બીછાના નઝદીક બતી મુકી ઘણીજ ઉલટ સાથે પેલું બંદલ ખોલીને વાંચવા સુતી, વાંચતાં વાંચતાં તરેહવાર ફેરફારો ઝોહરાના મનમાં થયાં અને કોઇવાર તો તેની છાતી સ્તબ્ધ થઇ જતી, કે કોઇવાર ઘણાજ ઝોર સાથે તે ઉંચકાતી. દર પળે તે નીસાસા નાંખતી, તે લખાણના છેડા પર આવી, અને વાંચી રહેવા બાદ તેને ગુસ્સાથી ઝમીનપર પટકી નાંખ્યું. તેની આંખમાંથી દડદડ આંસુના ટીપાં સરી પડયાં, અને થોડેવારે ડચકાં ખાતી છાતી સાથે ઉઠીને તેણે તે લખાણના કાગલ્યાં ફેંચકવાં માંડયાં.

કાગલો ગોઠવતાં ગોઠવતાં તેને એક નવો વિચાર થયો, અને તે વીચારમાં તેનું મગઝ ગુંઠાવાને સબબે એક કાગળનો કટકો જે

તેના પલંગ તળે જઇને પડયો હતો તે ઉંચકતાં ભુલી ગઇ, અને પેલા બંદલને તે પડી ગયલાં કાગળ વગરજ પાછું બાંધી દીધું.

ફરીથી એકવાર તેણે તે બંદલને પોતાની ચોલીમાં સાંત્યું-હાથમાં મોમબતી લઇ હુસેનના ઓરડામાં ગઇ-બીજીવાર પેલી ચાવી સશાઇથી ચોરી લીધી-પેલા ભેદી ઓરડા તરફ પાછી ગઇ-તેને ખોલ્યો-પેલા હાડપીંજરો જોઇને જરા ચમકી-આગળ વધીને પેલું બંદલ જ્યાં હતું તેજ જગ્યાપર મુકી દીધું-દરવાજો બહાર આવીને બંધ કીધો-કુફલ માર્યું-ચાવી પાછી છુપી રીતે બાઇના ગજવામાં સેરવી દીધી-અને પોતાના ઓરડામાં આવી !

તે પછી ઝોહરા સુતી ! સુતી તે સ્હવાર સુધી, અને જ્યારે ઉઠી ત્યારે તેના પીદરના શબને દફનાવવાની તૈયારીઓ થતી હતી. મરીયમ પોતાની શેઠાણીની ખીદમતમાં આવી.

ઝોહરા હાથ મોંહ ધોવા પડી તેટલાંમાં મરીયમની નઝર પલંગ તળેના પેલા કાગળના કટકાપર પડી, જે તેણે ઊંચકી લઇ કામનું જાણી પલંગના ગાદલાંપર મુકયું. બીસતરાપર કાગલને મુકતાં મુકતાં તેની નઝર તેના મથાળેના લખાણપર ગઇ, અને તે બે લાઇનની શુરૂઆત વાંચતાંજ તેના દીલમાંનું લોહી જાણે ઠંડુગાર થઇ ગયું ! અને એક ન્હાની ચીખ તેના લબો વચ્ચેથી બહાર પડી.

ઝોહરા હાથ મોંહ ધોઇ ઉઠી, અને ઉઠતાંને વાર તેની પહેલી નઝર મરીયમની ગભરાયલી સુરતપર પડી, જેથી તેણે આંગળાંની ઇશારતથી પુછ્યું કે "શું છે ?"

મરીયમે ગભરાયલી ને ગભરાયલીજ તે કાગળ બતાવ્યું, જે જોઇને ઝોહરાની છાતીમાં જાણે કાંઇ વાગ્યું હોય તે મીસાલ દુખાવો થયો, અને તેને પણ ગભરાત છુટયો. મરીયમ તે લખાણ વાંચીને ગભરાઇ, જ્યારે ઝોહરા કાગલનો રાઝ મરીયમ આગલ રખે જાહેર થઇ ગયો હોય તેથી ગભરાઇ.

ઝોહરાએ તે વાંચી જોયું, જેનું મથાલું ખચ્ચીતજ બીહીખરાવનારા શબ્દોથીજ શુરૂ થતું હતું. ઉપરજ લખેલું હતું કે "તે એઉની છાતીમાં ખંજર ફરીથી ચલાવી દઇને તે લોકને ખરેખરા મુએલા સમજવા પછીજ—"

ઝોહરા ગુસ્સાથી ગરમ આગ થઈ ગઇ, અને તેની ધીરજ નહિંજ રહી કે રખે તે આખું કાગલ મરીયમે વાંચી લીધું હોય! તેથી આંગળાંની નીશાનીથી તેણે મરીયમને તુરતજ પુછયું કે "શું તેણે તે કાગલ વાંચ્યું હતું!"

"ફકત એજ લાઇન" મરીયમે ઇશારતથી જવાબ આપ્યો.

"તું કસમ ખાઇને કહેછ કે તેં ફકત એજ લાઇન વાંચીછ?" ઝોહરાએ ઇશારતથી સવાલ કીધો.

"અલ્લા પાકના કસમ ખાઇને કહું છું કે મેં એજ લાઇન વાંચી છે" મરીયમે ઇશારતથીજ તુરત જવાબ કર્યો.

"યાદ રાખજે કે આ કાગલની વાત કોઇબી ત્રીજું આદમી જાણશે તો તું મ્હારી ખરાબી જોશે." ઝોહરાએ ઇશારતથી મરીયમને ધમકી આપી.

તે પછી તેણે તે કાગલનો કટકો પોતાના ઝવેરાત ધરાવનારા દાબડામાં મુકી દીધો, અને હવે તેઓ અમીરના શબ આગલ ગયાં.



# પ્રકરણ ૪ થું.

## અમીરની માશુક.

સરદારના શબને લઇ જવાની છેલ્લી તૈયારીઓ થઇ, અને કફન ઓઢાડવાની અણી ઉપર એક નવો બનાવ બન્યો. એક જવાન ઔરત જે માથાથી પગ સુધી સીહા લેબાસમાં સજ્જ થયલી હતી તે અમીરની લાશવાલા ઓરડામાં એકદમ અને એકાએક દાખલ થઇ અને લાશની આગળ રડતી પીડતી પડી ગઇ.

તેણે જે નીકાબ મોંઢાપર નાંખ્યો હતો તે તેના પડવા સાથે ચીરાઇ ગયો, અને તે બુરકામાંથી એક સુફેદ, મગર ફીક્કો સુફેદ, ચેહેરો ફગલાયલો નઝરે પડયો !–આ જવાન દેખાવલી ઔરત, વીસ વરસની ઉમરની હતી, અને તેનો ચહેરો કોઇબી આસામીનું દીલ ખેંચી લે તેવો ખેંચાણકારક હતો.

આ નવી આવનાર ઔરત કોણ હતી તેથી સરવે અંજાણ હતાં, અને તેને આવી વખતે આવેલી જોઇ જેમ સૌ અજાયબ થયું, તેમ તેનો કકલાત સાંભળીને બધાંને લાગોબી આવ્યું.

આખરે તે અબળાએ પોતાની ભમર જેવી કાળી મોટી આંખો ઊંચકીને આજુબાજુ નઝર નાંખી, અને જાણે તેને હમણાજ યાદ આવી ગયું હોય કે તે કયાં અને શું કરવા આવી હતી તેમ તેનો દેખાવ થઇ રહ્યો.

"ઓ મને કોઇ કહો કે શું અમીર સાહેબ જન્નતનશીન થયાં છે ? મહને કહો, મને કહો શું અમીર ગુજર પામ્યા છે ? શું ખરે-ખર ગુઝર પામ્યા છે ?" તેણે ગભરાયલી બકરાયલી રડતી ચશમો-એ સવાલોપર સવાલો કીધા, ગોયા, જાણે તે એવું કહેવા માંગતી હોય કે તે સામે પડેલી શબમાં હજુણ જાન બાકી હતો !

"અફસોસ બાનુ, એ ખરીજ વાત છે કે અમીર સાહેબ મરણ પામ્યા છે." હુસેને રેડતાં રડતાં જવાબ કર્યો.

"ઓ ગઝબ" માથું પછાડી દેતાં તે ઔરતે પોકાર કીધો "કોણ કહેતું'તુ કે કલેજાનો એક ટુકડો આવો કાતીલ ઝખમ કરીને મોતને પોતાની કરીબ લાવશે ! ઇલાહી, ઇલાહી, મને એ સખ્ત ફટકો હમણા લાઝીમ નહીં હતો. ઉર, બેવફા આશનાઈ ! તું બેઉ તરફ વફાઇ જોવા છતાંબી અમને જુદાઇમાં છોડી ગઇ ! અફસોસ–અફસોસ, સદ હઝાર અફસોસ !" અને તેણે પોતાનું માથેમાથું કુટ્યું.

અમીરની આ માશુકનો વીલાપ જોઇને બધાં દીલમુદ્દ થઇ ગયાં, લેકીન એક શખ્સ તે આવાઝ સાંભળીને બહાર નીકળી આવ્યો.

પહેલવાનની બદનનો જવાન, ખુબસુરત, દમામદાર તે મર્દ હતો જે તે ઔરતનો આવાઝ ઓળખીને બહાર આવ્યો અને તે બોલી પડયો: "હા, એજ તે ગુમ થયલી સંગીના છે".

તે ઔરત જે પોતાને અહીં બીલકુલજ નવી સમજતી હતી તે પોતાનું નામ એક જવાન મરદના ગળાંમાંથી નીકળેલું સાંભળીને ઘણીજ હયરત રહી, અને તે પેલા મરદને ટીકતી એક ઘડીભર અજાયબીમાં ગરકાવ થઇ ગઇ. તેના આંસુ તેના ગાલ ઉપરજ ઠરી ગયાં.

તે મરદ ચુપ ઉભો રહ્યો નહિ, મગર આગળ વધ્યો અને તેજ વખતે ગભરાઇને તડો ઉભેલી સંગીનાને બગલગીર થઇને બોલ્યો "વહાલી ! વહાલામાં વહાલી સંગીના ! શું તું પાછી મલી !–"

સંગીના ઝોર કરીને તે મરદથી છુટી પડી ગઇ, અને બુમ પાડી બોલી "ઓ બચાવો મ્હને, આ બેગાના મરદથી મને બચાવી લેઓ, શું મ્હને બચાવનાર અહીં કોઈ નથી ?"

"હું છેઉં." બહાર આવીને હુસેને કહ્યું "મગર પાક ખુદાના નામથી આ ભુલભાલ શું છે તેનો નીવેડો આવવો જોઇએ, ખુલાસો થવો જોઇએ. બાનુ, અને આપ નેકનામ સાહેબ, એ બેઉએ યાદ

રાખતું સુઝાવાર છે કે તમે ક્યાં છો? કેવી ગંભીર જગ્યાપર છો? અને ગંભીરતાનો કેવો ભંગ કરો છો !"

"હું આજે મહને ઓળખતા નથી" સંગીનાએ જવાબ દીધો. 'હું તો અહિ અમીરને મરણ પામેલા સાંભળી આવેલી છું-એ અમાર, અમીર, તે દુનીયામાં મારૂં સર્વે સર્વ હતું-મ્હારો જાન હતો-મ્હારો પ્યારો અરમાન હતો."

"દુનીયાથી તે સર્વે સર્વ તો ગુમાવ્યુંજ નથી" પેલા અજાણ્યા જવાનીયાએ પોકાર કીધો "શું તારો એક પુરો સગો આ દુનીયા ઉપર વસ્તો નથી? ધ્યાન ધર, સંગીના, સંગીના, એ જંગલની ભરવાડણ! યાદ કર તારા તે બપાવાને જેને તું એકલી છોડી આવી હતી".

"તેને વાસ્તે એક હરફ બી ના બોલ" સંગીનાએ તે સાંભળીને તુરતજ આંખ ઢાંકી દેતાં કહ્યું "ઓ, જો તે મને જોય, તો મારા ચહેરાપર થુંકે, મારા તરફ ધીક્કાર ફેંકે, નફરતની નઝરથી મ્હને તુચ્છકારી કહાડે, શું તે બપાવો હજુણ જીવે છે?"

"જીવે છે,-હા સંગીના ત્હારો બપાવો હજુણ જીવે છે-ને તે હમણાં દેહલીમાંજ વસે છે."

"દેહલીમાં વસે છે? ઓ ખુદા, હવે મારૂં શું થશે!" એટલું બોલીને ખુબસુરત સંગીના ત્યાંને ત્યાંજ ભોંયપર પછડાઇ પડી! અને, બધાં તેને મદદ આપવા દોડી ગયાં.



# પ્રકરણ ૫ મું.

## અમીરની છેલ્લી ઈચ્છા.

બેસુદ્ધ થયલી સંગીનાને પોતાના હાથોમાં ઉપાડી લેતાં તે નવા આવનાર ખુબસુરત જવાને કહ્યું "હું એને અમારે ઘર લઇ જવા ઇચ્છું છું, મહારી ગાડી તઇયાર છે. આપ સર્વે મહેરબાનોને અગર એ મહારી બહેને કોઇ તકલીફમાં ઉતાર્યા હોય તો એની તરફથી હું આપ બધાં પાસેથી માફીનો તલબગાર છું. પાક ખુદા મરહુમ અમીરના રૂહને જન્નતનશીન કરે!"

એટલું બોલીને તે પોતાના હાથમાંનાં ફુલ જેવાં હલકા બોજાને ઉપાડીને બહાર ગયો, અને તે જોઇને સરવે જણાઓએ દીલમાં સધ્યારો માન્યો કે છેલ્લી ઘડીએ ઉભી થયલી અમીરની તે માશુકનો કંટાલો એમ ઠંડા પાણીથી દુર થયો હતો!—લેકીન, જેવો તે જવાન પેલી કોઇ પોતાની બહેનને ગાડીમાં મુકીને પોતેબી અંદર બેઠો તેજ વખતે અમીરનો છોકરો હુસેન ગાડીની આગલ દોડી આવીને બોલ્યો "જનાબને અર્જ કરવાની કે આપ આવતી કાલે મહારી મુલાકાતે ઝુરૂર આવશો, આપની બહેનને મહારા મરહુમ પીદરના સબંધમાં કાંઇ કહેવું હોય તો તે વખતે ઠીક મોકો મલશે, અને આપણે બે વાત કરશું:"

"અચ્છું," એમ ટુંકમાં બોલીને તે ગબરૂ નવજવાને પોતાની ગાડી હંકાવી દીધી.

એવી રીતે તે ટુંક વખતમાં ઉભી થયલી ગડબડ તેટલીજ જલદીથી સમી જવા પછી ક્રીયા આગલ ચાલી, અને મરહુમ અમીરનો જનાઝો ભારી દબદબાથી ઉઠાવવામાં આવ્યો—અને થોડા કલાક પછી તો જાણે અમીર જેવું કોઇ હતુંજ નહીં તેમ તે ઉમરાવ

આદમીની દમ વગરની લાશથી કબરવાસ થઇ, અને મીટટીમાં મીટટી મલી ગઇ. એજ, દુન્યા એજ તરેહનું મુસાફીરખાનું છે જેમાંના મુસાફરો તેની ચમક ધમક ઉપર લલચાય છે, વલખાં ઉપર વલખાં મારે છે, ગરમ અને ઠંડી સાંસ ભરે છે—અને આખરે તમામ તે પછાડાઓને પડતું નાંખી ખાક બની જાય છે.

અને હવે, તે આખરી ક્રીયા ખતમ થવા પછી અમીરના તે આલીશાન મકાનમાં ચાર જણાં સાથે બેઠાં અને અમીરે પોતાની છેલ્લી ઇચ્છા કેવી રીતે દરશાવી હતી અને નવી એક શર્ત શું ઉમેરી હતી તે વાંચવા લાગ્યાં. અમીરે પોતાની કુલે અસકયામત એટલીજ શર્તે પોતાના છોકરા હુસેનના હાથમાં આપી હતી કે ઝોહરા સાથે સારી રીતે વરતે, પોતાની તે હમશીરને સદા ચાહે, અને હુસેન પોતે ત્રીસ વરસનો થાય ત્યાં સુધી તે કોઇબી મીલકત વેચી શકે નહીં પણ તેની આવક માત્ર વાપરે અને ત્રીસમે વરસેજ તેના હાથમાં મીલકતોનું ગમે તે કરી શકવાનો પાવર હકીમ રૂસ્તમખાન અને મરહુમ અમીરના સેક્રેટરી જેહાંદારખાન આપે. વલી ફરમાશ તે લખીત ઇચ્છામાં એવીબી ફરમાવેલી હતી કે હકીમ રૂસ્તમખાને અને સેક્રેટરી જેહાંદારખાને ઝોહરા જો હુસેનના ત્રીસમાં વરસની અંદર કેડે પરણે તો મીલકતોની અરધી આવક ઝોહરાને આપતી કરવી અને હુસેનના ત્રીસમાં વરસે તે મીલકતોને સરખે ભાગે વહેંચીને તે બેઉ ભાઇ બ્હેનને હવાલે કરવી.

"લેકીન, હકીમ સાહેબ, પીદર મ્હને કહેવા જતા હતા કે તેવણે કોઇ નવી શર્ત પાછલથી ઉમેરેલી છે, પણ તેવણથી બોલાયું નહીં અને છાતી બંધ થતી ગઇ." હુસેને હકીમ રૂસ્તમખાન તરફ જોઇને કહ્યું..

"હા, તે શર્ત મરહુમ અમીરે પાછલથી લખી હતી અને તે હવે આપણે વાંચીશું. સેક્રેટરી જેહાંદારખાન, હું ધારૂંછ કે, હવે તે શર્તબી વાંચવાની તકલીફ ઉઠાવશે." હકીમ રૂસ્તમખાને કહ્યું, અને

તેમ કહેતાં કહેતાં તેણે એક નજર બહેરી મુંગી ઝોહરા તરફબી નાંખી લીધી.

જેહાંદારખાને તે નવી શર્ત વાંચી જેમાં એમ જણાવેલું હતું કે અગર જો હુસેનના ત્રીસમાં વરસની અંદર કોઇ કુદરતી સંજોગે ઝોહરા એકાએક બોલતી અને સાંભલતી થઇ જાય તો હુસેનને અમીરની મીલકતોમાંથી એકબી મીલકત કદીબી આપવી નહીં પણ તે સઘલી મીલકતો ઝોહરાને અકેલીનેજ આપવી અને ઝોહરાના હાથ નીચે હુસેને રહેવું.

હુસેન તે નવી શર્ત સાંભલીને ફીકકો પડી ગયો, અને તેની આંખમાંથી આંસુનાં ટીપાં ટપકવા લાગ્યાં જે જોઇને ઝોહરાએ ઇશારતથી કહ્યું કે તે નવી શર્ત જલદીથી તેને વંચાવી દેવી.

જેમ મરહુમ અમીરના તમામ ઇચ્છાઓ ઝોહરાને વંચાવવામાં આવી હતી, તેમજ આ નવી શર્તબી વાંચીને તુરત ઝોહરાને સમજાવવા માટે વાંચવા આપવામાં આવી—અને, તે વાંચીને ઝોહરાબી આંસુ ટપકાવવા પડીં. તેણે હુસેનને આંગલાંના નીશાનીથી જણુવા દીધું કે અગર જો ઝોહરા બોલતી ને સાંભલતીબી થાય તોબી તે હુસેનના હાલાપર તરાપ મારશે નહીંજ.

હુસેને તે કાપલી વાંચીને પોતાની હમશીરનો હાથ ઉપકાર સાથે પોતાના હાથમાં લઇને પછી આંખોમાં દાબ્યો; લેકીન, તુરતજ હકીમ રૂસ્તમખાને કહ્યું કે જ્યાં સુધી તેઓને ફરમાશ થયલી હતી ત્યાં સુધી તો મુખત્યાર તેઓ હતા, અને અમીરની ઇચ્છા મુજબ જો કદી ઝોહરા બોલતી અને સાંભલતી થઇ જાય તો ઝોહરાને અકેલીનેજ તમામ મીલકતો આપી દેવા સીવાય બીજો છુટકોજ નહી હતો.

---

# પ્રકરણ ૬ ઠું.

---

## સલીમનો નવો અવતાર.

સંગીના જ્યારે સુદ્ધીમાં આવીને બીછાનામાંથી ઉઠી ત્યારે આજુબાજુનો ભપકો જોઇને અજબ થઈ અને કોઇ નવીજ જગ્યા ઉપર પોતાને જોઇને ગભરાઈ ગઈ, તે એક મોટો આરાસ્તા ઓરડો હતો, જેની બારીઓપર લીલા પરદાઓ લટકાવેલા હતા, સીલીંગ સાથે એ રૂપેરી જુમર ઓલવેલાં હતાં અને આખો ઓરડો અસરોથી બહેક બહેક મારતો હતો. આખા ઓરડામાં રંગબેરંગી ચીત્રો દીવાલપર ચીતારેલા હતા, અને ફક્ત એક મોટી કાચની સબી હતી જે ઉપર લાલ મખમલના પરદા ઉતારેલા હતા. વચોવચમાં એક રૂપેરી ફુવવારો બનાવેલો હતો જેમાંથી ગુલાબજળની શેરો ઉડતી હતી, અને હવામાં ઉડીને તે નીચે બનાવેલા કાચના અને કોડીના બનાવટી બગીચામાં પડતી હતી. ઓરડાની આજુબાજુમાં કીંમતી મખમલથી ઢંકાયલા કોચો ગોઠવેલા હતા અને જે પલંગપર સંગીનાને સુવાડવામાં આવેલી હતી તે પલંગબી રૂપાનો બનાવેલો હતો. ટુંકમા, તે એક ઓરડો જે સંગીનાએ જોયો તેજ એટલો બધો ભપકાદાર હતો કે તેના માલેક પાસે દૌલતનો ડુંગર હોવાની એક સાચ્ચી સાબેતી મળતી હતી.

સંગીના જેવી ઉઠીને ઉભી થઇ કે જાણે તેની વાટ જોતો ઓરડાની બહાર કયારનો ઉભેલો હોય તેમ તે જવાન તરતજ અંદર દોડી આવ્યો, જેને જોઇને સંગીના બોલી પડી "હું અહી કયાં છેઉ ?"

"તેના ઘરમાં કે જે આપને કોઇ ઝાતની નુકશાની પહોંચવા દેનાર નથી" તે જવાને કહ્યું "આપ અમીરની લાશ આગળ બે-

હોશ થયલાં હતાં અને મેં આપને ઉચકીને મારી ગાડીમાં સુવાડયાં અને પછી આપ બેચેન નહીં બનો અને એક મીઠી નીંદ કાહાડી ઉઠો તેથી મેં આપને મ્હારી પાસની એક દવાઇ સુંઘાડી. આશા છે કે દવાઇની અસર તમામ ઉતરી ગઇ હશે અને આપની તબી-અત ખુશ હશે. ”

“ આપને મારા જેવી એક પરાઇ ઔરતને એમ બેસુદ્ધીની દવાઇ સુંઘાડવાનો અને અહીંઆ આપના મકાનમાં લઇ આવવાનો કોઇબી હક નથી.” સંગીના સ્હેજ ગુસ્સા અને દમામથી બોલી, જે વખ્તે તેના રૂખસાર ઉપર સુરખી ચઢી આવી.

“મહારી નેમ નીરદોશ છે, અને હું આપનો એક સગો છેઉં, તો પછી મહને આપની સંભાળ લેવાને વાસ્તે તમામે તમાંમ હક છે” તે જવાને હસતો ચહેરો રાખીને કહ્યું.

“ આપ કોણ છો ? ” સંગીનાએ તે સાંભલીને ગુસ્સો કમી કરતાં પુછયું “ હા મ્હને યાદ આવે છે કે આપ મ્હોરા બુઢા સ-લીમ બપાવાને વાસ્તે કાંઇ બોલ્યા હતા.”

“ આપ તે બપાવાને જોઇ શકશો—આપને તેવણું આએ મકાનમાંજ મલી શકશે. ” તે જવાને જણાવ્યું.

“ આએ મકાનમાં ? તઅજઝુબ ! ” સંગીનાએ કહ્યું “ તે બુઢો ભરવાડ જે જંગલોની બીત્તરમાં વસેછ તે અહીં ? તે ક્યાં છે ? અરે જો તે મ્હને જોશે તો મ્હારા ચહેરા તરફ તે એક નજરબી નાં ખવાને માટે ગોયા કમકમશે. ”

“ નહી-તું ભુલેછ. અગર તું તેને કોઇ લાચારીથી છોડી ગઇ હશે તો ત્હારી માફી તે કબુલ રાખશે. તુ જાણેછ તો ખરી કે તે બુઢો ત્હારી તરફ ઘણોજ માયાળુ હતો અને હવેબી તે તેટલોજ કદરદા ન ત્હારી તરફ રહેશે તેની ખાત્રી રાખ, તું હમણાંબી તે ત્હારા બુઢા બપાવાના મકાનમાંજ ઉભીછ, ને વાત કરેછ, જરા મોટા બાવાંના મખમલી કોચ ઉપર તો બેસ, સંગીના ! ”

હવે સંગીના હરણુફાર થઇને પોતાની સામે ઉભેલા તે જવાનને ટીકી ટીકીને જોવા પડી. યા ખુદા! આ કોઈ પાગલ આદમી સાથે તો તે વાત નહી કરતી હોય? તે "આપ" "આપ" ઉપરથી "તુ" "તો" ઉપર જલદીથીજ રીસલી પડયો હતો, અને વળી એવું અજાયબી પમાડે એવું બોલતો હતો કે ખુદા ખયર કરે!

"મ્હને એવી ગોલ ગોલ વાતો સમજવાની આદતજ નથી, મ્હેરબાની કરીને જલદી ખુલાસો કરશો કે નેવું વરસની ઉમરનો તે નાતવાન ભરવાડ જે મુફલીસી અને તંગદસ્તીનો એક શીકાર હતો, તે આવા મોટા એક આલીશાન મેહેલનો માલેક કેમ બની શકે? આહહા! સુલતાન યા પાદશાહના મેહેલને ટક્કર મારે તેવું આ એ મકાન, એનો ભપકો, એની અંદરની દેખાતી બધી તવંગરીઓ—"

"એ બધું—એ બધું" તે જવાન સંગીનાના વાક્યની વચમાં બોલતાં બોલ્યો. "એ તમામે તમામ ત્હારા બપાવા સલીમનું પોતાનું છે—પોતાનુ છે."

"નહી બનવા જેવી ચીઝ!" સંગીના બોલી પડી.

"દુન્યામાં કોઇબી ચીઝ નહી બનવા જેવી કદીબી હોતીજ નથી, સંગીના" તે નવજવાને સમજાવ્યું "બધી ચીઝ શક્ય છે, કોઇબી અશક્ય નથી. ચાલ, હું તુને તેનો પુરાવો આપું" એમ બોલીને તેણે સંગીનાનો હાથ પકડી લીધો અને સંગીના એક યંત્રને ગતીમાં મુકે તેમ દોરવાઇને તેની સાથે ગઇ. લાલ મખમલના પરદાથી ઢંકાયલી પેલી બે કાચની સબીઓમાંની પેહેલી ઉપરથી તેણે દોરી ખેંચીને પરદો ખસેડી દીધો, અને સંગીનાની આંખ સામે તેના બપાવાની તસ્વીર ખુલ્લી થઇ.

નેવું વરસની ઉમરનો તે બુઢો ભરવાડ તે સબીમાં આબેહુબ જેવો ને તેવોજ ગમગીન, શીકસ્તા દીલ અને સીતમ ખમેલા હાલમાં પેલી કંગાળ ઝુંપડીની ચટાઇ ઉપર બેઠેલો જણાતો હતો. તે સબીની નીચે જીણા હરફે લખેલું હતું "સલીમનો આખરી દીવસ."

" ત્યારે શું મ્હારો તે બુઢો બપાવો મરણ પામ્યો છે ? તેના આખરી દીવસની તસ્વીર બતાવીને ત્હમે મ્હને એમ સમજાવવા માંગોછ કે તે જીવતો છે, આ મકાનમાં છે અને આ મકાનનો માલેક તે છે તો કેમ બને ? ત્હમારી વાત બધી ગોલગોલ છે ? " સંગીના બોલી.

" મ્હારી વાત ગોલ નથી. સંગીના આ બીજી તસ્વીર જો" અને તેણે તે બીજી તસ્વીર ઉપરનો લાલ પરદો બી ખસેડી નાંખયો, જે ખુલતાંજ તે જવાન શખ્સની પોતાની તસ્વીર જણાઇ.

" આ તો ત્હમારી પોતાની તસ્વીર છે." સંગીનાં બોલી પડી.

ત્રીસ વરસની ઉમરનો તે જવાન શખસ તે સબીમાં આબેહુબ જેવો તે હતો તેવોજ ખુશાલ, ખુબસુરત અને ગબરૂ તેના આલી શાન મેહેલની એક કુરસીને ટેકો દઇને ઉભેલો જણાતો હતો તે સબીની નીચે જીણા હરફે લખેલું હતું " સલીમની નવી ઝીંદગીનો દીવસ."

" જોયું ? " તે ખુબસુરત જવાન હવે પુકારી ઉઠયો "બરોબર જોયું ? આએ પહેલી સબીમાંનો બુઢો બરવાડ સલીમ તેજ છે, જે બીજી સબીમાં એક ખુબસુરત જવાન છે. સંગીના, સંગીના, હું પોતે, આએ મકાનનો અકેલો માલેક, હું પોતે તેજ-તેજ બુઢો બરવાડ સલીમ છેઉ, અને ત્હારો પોતાનો બપારો છેઉ."

તે સાંભળીને સંગીનાએ પોતાની આજુબાજુ જોવા માંડયું કે જો રસ્તો હોય તો ત્યાંથી નહાસી જાય ! કેમજે તે નક્કી માનતી હતી કે તે કોઇ પાગલખાનામાં આવીને ફસી હતી અને સામે ઉભેલો ગબરૂ શખસ જરૂર કોઇ મેડહાઉસનો સામાન હતો !

" તું એમ શકમંદ નઝરથી ના જો, સંગીના." તે જવાને ફરીથી સમજાવટ ચલાવી " હું તેજ ત્હારો નેવું વરષની ઉમરનો બુઢો બપાવો છેઉ, જે હાલમાં આટલો બધો જવાન બનેલો છેઉ. તુને ખુલાસો જોઇતો હોય મહારાં બચ્ચાં, તો સાંભળ કે પહેલાં તારી બપાઈ, તે પછી તારા પાદર અને પછી તારી માદર મરણ

પામી. તું પંદર વરષની થઇ તયારે. તુને મારા અકેલાની પાસે મુકીને તારી માદર ગઇ, અને તું ને હું બેઉ જણા તે વાએજાત જંગલમાં કોઇ કોઇ વખત મેંઢાના દુત્રપરમાં ગુઝારો ચલાવીને જીવતા હતા."

" તમે ? તમે મ્હારા બપાવા થાઓ ?" સંગીનાએ ફરીથી તે જવાનને ટીકી ટીકીને જોતાં સવાલ કીધો.

" હા, હુંજ ત્હારો બપાવો થાઉં, સંગીના." તે બોલ્યો "તું તો મહારા બુઢાપામાં મ્હને છોડીને ચાલી ગઇ, પણ હવે હું મ્હારી જવાનીમાં તુને સપોવી લેવશ. તું એમ શકકી ના બન, મહારી દીકરી, તુંને હજુબ્બી ખાત્રી જોઇએ કે હું ત્હારો બપાવો છેઉં કે નહીં, તો સાંભલ કે ત્હારા જમણા હાથની બાજુ ઉપર એક સુફેદ લાંછણ છે."

"ઓ મોટાબાવા–મોટાબાવા, હું તમારી ગુન્હાગાર છેઉં, મને માફ કરો–માફ કરો." એમ બોલીને તે સુંદરી તે જવાનના પગો-પર પડી ગઇ.

તેના ધયાનમાં જેકે પહેલા પહેલા શક પેદા થયો હતો. તો-બી માબાપ અને બપાઇના મરણની વીગત અને લાંછણની નીશા-નીથી તેની ખાત્રી થઇ અને તેથી તે એકદમ તેના પગોપર પડી ગઇ.

" ઉઠ મારાં બચ્ચાં,' મેં તુને માફ કીધીછ." તે સંગીનાનો હાથ પકડીને ઉઠાડતાં બોલ્યો " બેસ મારી પાસે" અને તે પો-તેબી બેઠો અને સંગીનાનેબી બેસાડી.

"મોટાબાવા, તહમારામાં એ ફેરફાર કોણે કીધો ?" સંગી-નાએ આજુબાજુનો ભપકો ચપલ આંખોએ પાછો અને પાછો અ-જાયબી સાથે જોતાં, અને પોતાના તે બપાવાને ટીકતાં સવાલ કીધો.

" એવો સવાલ મ્હને કદીબી ના પુછતી, મ્હારી દીકરી" તે મોંહ કુમલાવીને બોલ્યો " જો તું મહારી સાથે આએ મકાનમાં રેહે, પણ યાદ રાખજે કે તુને ત્રણ શર્તો કબુલ રાખવાની છે."

" તે શર્ત ? તે શું છે ?" સંગીનાએ ઝડપથી પુછ્યું.

"એક તો એ કે તું મ્હને ઘરમાં કે ઘરની બ્હાર, આજ પછીથી "ભાઇ" તરીકે બોલાવે ને ઓલખે, બીજી શર્ત એ કે તું પેલા સામે દેખાતા ઓરડામાં જે કાળો પરદો છે તે કદીબી નહી ખસાડે અને તેની પાછળ નહી જુએ, અને ત્રીજી તથા છેલ્લી શર્ત એ છે જે આજ પછીથી કદીબી મારી આગલી ઝીંદગીની વાત તું નહિ કરે અને હું કોણથી ને શાથી જવાન બની ગયો તેની વાત નહી પુછે."

"કુબુલ છે મારા ભાઇ" ભાઇ શબ્દ ઉપર ભાર મુકીને સંગીના બોલી "મને તમારી ત્રણે શરત કુબુલ છે. આજથી તમે સલીમ મારા ભાઇ, અને હું સંગીના તમારી બહેન ઠીક કેની ?"

"બહુજ અચ્છું" સલીમ બોલ્યો. "હવે, તું મને જંગલમાં અકલો છોડીને કેમ અને ક્યાં ગઇ તેની વાત કર."

અને હાનુ ડોકુ કરતાં ઠીકઠાક બેસીને સંગીનાએ પોતાની કેફીયત શુરૂ કીધી.



# પ્રકરણ ૭ મું.

## સંગીનાની હકીકતમાં હરકત.

"મુરબ્બી "ભાઇજી," હું આપને તે ઝુંપડાંમાં મુકીને ચાલી ગઇ, બલકે કહો કે તહમને રખડતા છોડીને નહાસી ગઇ તેની એકજ મહીનો અગાઉ હું જંગલમાં લાકડાં વીછતી હતી, જે વખતે મહારી સામે એક અધવચરી ઉમરનો પણ ઘણો દેખાવલો શખસ આવીને ઉભો, તે ઘોડા ઉપર હતો, અને મહને જોઇને તાબરતોબ તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. તે મહને જોઇ ટકટક હસવા લાગયો, જ્યારે મહારા રૂખસાર ગરમ થવા અને મહારા હોઠ ધ્રુજવા લાગયા. મેં શરમથી મહારી આંખ નીચી કીધી. મહને શરમાતી જોઇને તેણે વાત કરવા માંડી ને જણાવયું કે તે પોતાના એક દોસ્ત સાથે શીકાર કરતો કરતો દોસ્તથી અલગ થઇને ભુલાવો ખાઇ ત્યાં આવયો હતો અને હવે પાછો કયાં અને કયે રસ્તેથી જવું તેની માહીતી ધરાવતો નહિ હતો. મે તેને કયાંથી જવું તે બતાવ્યું, અને તે સાંભલ્યા પછી તેણે હું કોણુના કુટુંબની અને કયાં રહેતી હતી તે પુછયું. મેં ભારી દીલે કહયું કે મ્હારા એક પુરા બુઢા બપાવા સાથે ઘણીજ ગરીબીમાં રહીને જેમ તેમ હું દહાડા પુરા કરતી હતી. મ્હારી ગરીબીની વીગત જાણીને તેણે દીલસોઝી બતાવી,–ઓ મોટા બુત્તા, નહિ રે મકુજે ઓ મ્હારા વહાલા ભાઇ સલીમ–તે શખ્સની મ્હારા તરફની દીલસોઝીના સખુનો એટલા બધા તો મીઠ્ઠા હતા અને એટલાં બધાં તો કહરશનાસ હતા કે હું તેની લુભાવદાર ઝબાની ઉપર લુભાઇ ગઇ, અને બીજે દીવસે તેણે મ્હને જંગલનાં તેજ બાગમાં જ્યારે પાછી બોલાવી ત્યારે બીજી વખતબી તેને મળવાને આતુર

દીલથી ગઇ, તે મરદ જો કે દીલસોઝ, કદરદાન અને શીરીનઝબાન હતો તોબી નીતીમાં નેક હતો."

અને એટલું બોલી રહીને સંગીના જાણે દમ લેતી હોય તેમ થોભી, સલીમ તેને માટે શરબતનું એક પયાલું ભરીને લાવ્યો જે મીઠાસદાર ઠંડા પાણીને નોશ કર્યા બાદ સંગીનાએ પોતાની હકીકત આગળ કહી.

"બીજી સ્હાંજના હું તમને ઝુપડામાં એકલા મુકીને પાછી તે તરફ જવા ખુશી તો પેહેલાં પેહેલાં નહી થઇ, મગર મુકરર વખત થતાંજ મારૂં દીલ મારા કાબુમાં રહી શકયું નહી અને હું ગઇ. તે તયાંજ આવીને ઝાડને અઢેલીને બેઠેલો હતો—અને મને વખતસર ત્યાં ગયલી જોઇને તે બહુ ખુશી થયો. તેણે મારી સાથે પ્યારની વાતો કરી. તે બોલ્યો કે જો હું તેના મેહેલમાં જઇને રહું તો તે મારી સાથે શાદી કરનાર હતો અને તેનું નામ અમીર જેહાનગીર-જંગ હતું. તમે સહેજમાં સમજી તો શકયા હશો કે મારા જેવી એક તંગદસ્ત મુફલીસ છોકરી જેણે ભર જંગલોના વસવાટ વચે કદીબી એવા દમામદાર માણસને જોયલો નહી તે તેના ભપકા, તેની ચરબ-ઝબાન, અને તેના અમીરી હોદ્દાપર થોડી થોડી થઇ જયા વગર રહેજ નહી—અને તેથીજ, તેથીજ મારા ભાઇ સલીમ, હું તે શખસ તરફ ખેંચાઇ ગઇ, અંજાઇ ગઇ, ગભરાઇ ગઇ, અને એ સઘળી ભેલ-શેલ લાગણીઓ સાથે તેના પ્યારમાં ગીરફતાર થઇ ગઇ.

"એક મહીનો સુધી એમ દર સ્હાંજના હું તેને મળતી રહી, તે વાત મેં તમારેથી છુપાવી, અને આખરે તેની ઉપર લલચાઇને હું તેની સાથે શહેરમાં ચાલી જવા અને ત્યાં જઇને તેની સાથે શાદી કરવા તઇયાર થઇ. રાતનો સ્વપનો અને દીવસની ચયન મેં મ્હારા તે આશક અમીર જેહાંનગીર જંગમાં સમાવી દીધી હતી તો પછી તેની સાથ જવી વગર મ્હને છુટકો નહિ હોવાથી, હું તમને છોડીને ચાલી ગઈ, અમીર મ્હને પોતાના ઘોડાની પીઠપર મુકીને ગોયા તે

જંગલો હવામાં ફુદાવી ગયો; અને અમે ઘણા કલાકોની ઝડપી મુસાફરી પછી દેહલીમાં આવી પહોંચ્યાં. દેહલીમાં તેણે મને પહેલાં તો કોઇ ઓળખીતાના મકાનમાં રહેવા દીધી, અને શાદીની તઇયારી કરવા પછી પોતાના મેહેલમાં લઇ જવાનું કહ્યું."

સંગીના પોતાની હકીકત એ રીતે ધીરજ અને શાંતીથી સમજાવતી હતી તેટલાં કોઇ હરકતથી એકાએક તે બોલતી અટકી પડી; તેના હોઠ વચ્ચેથી એક જીણી ચીખ બહાર પડી. તેણે સલીમના તે ભપકાભરેલા દીવાનખાનાની ઉઘડી ગયલી એક બારી તરફ પોતાના બેઉ હાથો લંબાવીને બીજી એક ચીખ પાડતાં કહ્યું-"અરે, પાછો તેજ ચેહરો !"-અને તેટલું બોલી રહીને સંગીના કોચપર બેશુધ ઢળી પડી !



# પ્રકરણ ૮ મું.

## કાલા નીકાબવાલો ચહેરો !

સલીમે જ્યારે સંગીનાને કોચપર સુવાડી, તયારે તેનું શરીર ધ્રુજરીમાંથી રહેજમાંજ મોકલું થએલું હતું અને તેનો સુંદર રૂપાલો મુખરો સુરખીને છોડીને સુફેદ ફીક્કો ફચ-જાણે લોહીમાં એકબી ટીપાં વગરનો-થઇ રહયો હતો ! સલીમ તાજ્જુબીના દરીયાવમાં ગરક થઇ ગયો. તે સમજીજ નહિ શકયો કે એવી દહેશત એક કોઇ ચહેરાના જોવાથી કેમ સંગીનાના દીલમાં પેવસ્ત થઇ ગઇ ! સંગીનાને કોચપર મુકતાં મુકતાંબી તેણે આતુર ચશમો તે કોઇ સુરત જોવા માટે બારી તરફ નાંખી હતી. મગર તે ભેદી ચહેરો તેની હસ્તીની પળેજ પાછો ગુમગાયબ થઇ ગયો હતો, તો પછી સલીમને કયાંથી દેખાય ?

ખરેખર તે ચહેરો તુરંતનોજ ગાયબ થઇ ગયો હતો, કેમકે સંગીનાને કોચપર મુકયા પછી માણુસોની મદદ બોલાવવાની અગાઉ બી જે બારીમાંથી તે ચહેરો દેખાયલો હોવાની નીશાની સંગીનાએ કીધી હતી તે બારીની આગળ જઇને નીચેના બાગીચા સુધી તેણે નઝર નાંખી, પણ ફોકટ. તયાં કોઇજ હતું નહિ.

તે પછી સલીમના હુકમથી ઘરમાંના નોકરો દોડી પહોંચ્યાં અને એક બુઆએ પોતાને હાંથે તે નાજુક ચહેરાપર ગુલાબનો અર્ક છીરકવા માંડયો, અને ખુશબુદાર પાણી એક નાની લોટીમાંથી સલીમે તે બેહોશ થયલી સુરતપર છાંટયું. આખરે પાંચ સાત મીનીટના ટુંક અરસાની બેફામીથી સંગીના એક અવાચી ખાઇને હુશયાર થઇ, અને આજુબાજુ જોતી બોલી "શું તે ગઇ ?"

"બહેન, બહેન, જરા સોંચ રાખ" સલીમે સોંચ રાખવાનું કહીને જાણે સીગનલ કીધી કે લાઇન કલીયર નહિ હતી, આજુબાજુ નોકરો હતાં અને કોઇ ભેદી વાત કરવી હાલમાં ફાયદા કરતાં નુકશાનની વધારે હતી અને વાત ઉડાવીને સલીમે ઉમેરીને કહયું "બહેન

સંગીના, વારંવાર તું એમ બેહોશ થઇ જયા કરેછ તો કોઇ બીજી જગયાપર હવાના ફેર સારૂ આવી શકશે ?"

"નહી, ભાઇ સલીમ, નહીં" સંગીના સલીમની મતલબ સમજી જઇને ફેરવી તોલતાંજ સવાલનો જવાબ કરીને બોલી "મહારા જેવી એક શીકસ્તા દીલ ઓરતને જન્નતબી સરખું ને જહન્નમબી સરખું. અને અહીંઆંજ રહેવા દો, દુનિયામાં ગમે એવા મરીઝની એક તબીબ દવા કરી શકશે—મગર, શીકસ્તા દીલની ! નહી, નહી, શીકસ્તા દીલની કોઇ દવા નથી."

સલીમે ઇશારતથી નોકરોને રવાના થવા કહયું, અને તેના હુકમને માન આપીને તેઓ તેજ ઘડીએ ત્યાંથી ચાલતાં થયાં. તેઓને ગયલાં જોઇને સલીમ બોલ્યો "સંગીના! કોણનો તે ચહેરો હતો ? એટલી બધી દહેશત ? તઅજજૂબ !

મ્હારી હકીકત સુનો, ને પછી તઅજજુબી બતાવો. એ ચહેરો કોઇ ઓરતનો છે અને આ બીજીવાર તે પરદેપોશ શકલે મ્હને માથાથી પગ સુધી કમકમાવી મુકી છે. તે કોઈ ઓરતના ચહેરાપરનો કાળો નીકાબ આખ્ખો બંધ છતે આંખ આગળ બે સુરાખ છે, અને તે છેદમાંની ચશમો,—ઉફ્ !! મ્હારીપર એક સીતમ છે."

"મગર તે કોણ છે ?"

"હું નથી જાણુતી, હું નથી પએચાણુતી. તહમે મારી હકીકત સાંભલી લો, અને પછી બોલજો કે તે ભયંકાર સુરતના જોવાથી હું જો બીહતી હોઉં તો મારી ધાસ્તીમાં હું ખરી છેઉં, યા ખોટી." સંગીના બોલી, અને તેણે પોતાની હકીકત કહેવાની પાછી આગલ ચલાવી "અમીર મહને દેહલીમાં પોતાનાં કોઇ ઓલખીતાઓને ઘરે છોડીને લગનની તઇયારી કરવા ગયો, અને હું સુનહેરી બહીશતનું સુખ ભોગવવાના અનેક ખયાલોમાં દીવસ ગબડાવવા લાગી. આખરે મહારા દીલનો તે એક પુરો અરમાન—મહારો પયારો અમીર—પાંચમે દીવસે ત્યાં આવી લાગયો અને તેણે મને કહયું કે " તે મહને

પોતાના મહેલમાં પરણ્યા બાદ લઇ જઇ શકતો નહિં હતો, કેમ જે તેની છોકરી ઝાહરા અને છોકરો હુસેન તે લગન સાંખીજ નહીં શકવાનાં હતાં, તોબી મ્હારે તેના (અમીરના) એક બીજા ભાડેથી લીધેલા મકાનમાં જઇને છુપું વસવું અને પરણેતર તરીકે તેના હોઠ-રાંથી છુપી રહીનેજ સઘળી અયશોઇશરત ભોગવવી.'

"અમીરના તે સખુનો ગોયા ઝુલ્મ સમાન હતા, લેકીન મ્હારૂં દીલ તે પ્યારો અમીરપરૈ એટલું બંધું તો હતું કે કોઇબી ભોગે મહને તેની મહેરદાર તરીકે દુનયાની તમામ એમનો ચમન ગુઝારવી હતી; તેથા, હું તેમબી કબુલ થઈ અને તેના ભાડે લીધેલા મકાનમાં જઇને રહી. લગનની આગલી રહાંજના અમીરે મહને પોતાની આગલી મહેરદારના કેટલાક કીમતી દાગીના ભેટ આપયા, અને લગન વખતે બીજા નવા દાગીના લાવી આંપવાનું કહયું. અમીર તે રહાંજના પોતાની આગલી મહેરદરવાંલા દાગીના આપીને રવાના થયા, તે પછી હવામાં તુફાન શુરૂ થયું, અને તુફાની રૂતુથી મહને સહેજ ઠંડી લાગવાના સબબથી હું ઓઢીને બીછાનાપર લેટી ગઇ. મતલબ લેટવાની હતી, છતૂાં આંખોપર ઉંધે ગલબો કીધો, પોપચાં વીંચાઇ વીંચાઇ જવા લાગયાં, અને હું ખાબના હાથોમાં ગીરફતાર થઈ ગઈ. સુઇ જવા પછી થોડોક વખત પસાર થયો હશે તેટલાં, યા પાક ખુદા બચાવ મહને. મેં મ્હારા બીછાના આગળ કાળા કપડામાં સજ થયલી એક ઔરતને જોઇ જેના ચહેરાપર સીહા બુરકો નાંખેલો હતો અને જમણા હાથમાં આબદાર એક ખંજર પકડેલું હતું ! હું પોતે સમજી શકી નહીં કે હું ખાબમાં તે આકાર જોતી હતી યા મારી આંખો ઉંપડી જઇને તે દેખાવ તપાસતી હતી. થોડી પળ સુધી હું જાણે જાદુથી જકડાઇ ગઇ હોઉં તેમ સ્તબ્ધ પડી રહી અને તે ઔરત ઝમીનની કોઈ બલા યાં આસમાની હુરી હતી તેના અંદેશામાં મારી ઝબાન ગોયા સીવાઇ ગઇ ! થોડીક પળ પછી હું જો કંઈ બોલી શકી હોઉં તો તે ફક્ત દહેશતની એક ચીખ હતી, જે સાંભળીને તેણે મને

ગુસ્સાભરેલા આવાઝથી કહ્યું "અગર એકભી શબ્દ બહાર નીકળશે તો આએ ખંજર મારૂં કામ પાર પાડશે. બતાવ, બતાવ, મને તે ઝેવર, જે અમીરે આજે ત્હને આપી દીધાં હતાં. ઉઠ, જલદી બતાવ, ને જો નહીં બતાવશે તો ખુનમાં તું આલુદા થઇ જશે." અને એમ બોલતાંજ તેણે મ્હને ડાવા હાથથી હીલવી નાંખી અને તેના ચહેરાને છુપાવી રાખનાર સીહા નીકાબમાંનાં બે છેદમાંથી તેની ચશમો ઘુરકી ઘુરકીને મ્હને ઔરબી વધારે દહેસ્ત આપવા લાગી. હું ઉઠી. મેં તેને તે મુકેલું ઝહવેરાત બતાવ્યું, જે તમામ તેણે પોતાના ડાવા હાથમાં વીંટી ઘુંટીને લઇ લઇને તેના સીહા પહેરણની જેબમાં મુકી દીધું અને બોલી "અગર જો તેં નૌકરોને મ્હને પકડવા બોલાવ્યાછ તો એક એકના સીનામાં આએ ખંજરની નોંક ચલાવી દેવામાં આવશે, અને ત્હારૂં બી સીનું ચાંક કરવામાં આવશે." એમ બોલીને તે ચાલી ગઇ. હું તો લાકડુંજ બનીને તેની પાછળ જોતી રહી.

"તે રાતના મ્હને બીલકુલ ઉંઘ આવી નહીં અને ઝહવેરાતની ચોરીની વાત કયારે મ્હારા અમીરને કહી દેઉં તેની આતુરતામાં ખાબ વગર બીછાનામાં કોર પર કોર દઇને મેં રાત આખી પુરી કીધી. સહવારના અમીર આવવાના હતા અને તે દીવસે સ્હાંજના મહારા લગન અમીર સાથે છુપાછુપ થનાર હતાં. અમીરની અને મ્હારી વાત ગોયા દુનયા આખીથી છુપાવવાની ફરમાશ મ્હને કરવામાં આવી હતી અને તે મેં સરોચશ્મથી કબુલ મંઝુર રાખી હતી. અને પછી, સહવારના આવવાના અમીર બપોર સુધી આવ્યા નહીં અને મ્હને ભારી ચટપટ થયા કીધી. આખરે તોવાવી તોવાવીને છેક બપોરે અમીર આવ્યા અને તે વખ્તે તેમણે પોતાની તબીઅત નાદુરસ્ત હોવાનું જણાવ્યું. મેં મ્હારા હાથોથી કાહેવો બનાવીને મ્હારા વ્હાલાને આપયો અને કંઇક ખુશ ગુફતેગોમાં તેવણનું દીલ બહેલાવયા પછી ઝેવરની વાત મેં કહી. અમીર તે બનાવ સાંભલીને ગુસ્સાથી ગરમ આગ થઇ ગયા. મેં તેમને શાંત બનવા સમજાવ્યું છતાં

ગુસ્સો સમી જતાંબી ચોરાયલા ઝેવરને મુકાબલેનું બીજું લઇ આવીને લગનને વખ્તે મ્હને નઝર કરવાના ઇરાદાથી તેવણ મહારા ના કહેવા છતાંબી ગયા—અને અફસોસ, સદહઝાર અફસોસ કે તે વખત પછીથી મેં તેવણને ઝીનદો કદીબી નહિ જોયા.”

અહીં સંગીના બોલતી અચકી ગઇ અને તેની આંખોમાંથી દડદડ આંસુના ટીપાં ટપકવા લાગ્યાં, સલીમે તેને સમજાવી લીધી અને પોતાની હકીકત પુરી કરી નાખવા જણાવ્યું. રડીને દીલને ખલાસી આપયા પછી સંગીના બોલી “તે સ્હાંજના અમીર પાછા ફરયાજ નહીં, મારાં લગન થયાં નહી, અને જ્યારે બે ચાર દીવસો સુધી અમીર આવયા નહી, તયારે મેં છુપી રીતે ખબર મેળવી તો અમીરને સખત માંદગીને બીછાણે પડેલાં સાંભળયા. ચોરીની બાતથીજ અમીરના માથાપર બોજો થયો હતો. તેવણ ઝહવેરાત ખરીદવા બાઝારમાં ગયા તો ત્યાં તબીઅત વધારે ખરાબ થઇ જેથી ઘર ગયા, બીછાનામાં પડ્યા, અને તે બીછાનું તેવણનું મોતનું બીછાનું થઇ પડયું ! હું તો અમીરની ફરમાશ મુજબ અમીરને મલવા જઇ શકીજ નહીં, અને જ્યારે અમીર મરણ પામ્યા ત્યારેજ દીલપર મ્હારો કાબુ રહયો નહી. ખબર સાંભળવા પછી હું ગઇ, અને તે પછી શું બન્યું તેથી તો સલીમભાઇ આપ પુરેપુરા વાકેફ છો.”

સંગીના પોતાની હકીકત પુરી કરી રહી, અને સલીમ બોલ્યો “અમીરે જે મકાન ત્હારે માટે ભાડે લીધું હતું તે આપણે ખાલી કરીને તેનો સામાન અહી લાવશું. નોકરો અહીં પુરતાં હોવાથી ત્હારાં નોકરોને રજા આપશું, અને સંગીના તું મ્હારી બ્હેન દાખલ સદા સુધી મ્હારી સાથેજ રહેજે.”

“એ બધું તો ઠીક થશે, મગર અફસોસ કે, અમીરની ઝાંલીમ જુદાઇ મ્હને ચયનો રાહતથી જીવવા કદીબી નહીં દેશે !” સંગીના ગમ કરીને બોલી “ઓ, તે મનહુસ શકલ કાલા નીકાબવાલો તે નેહેરત ચહેરો, પાક ખુદા તેનાથી મહને બચાવે ! તેજ તેજ, બુરકામાં

છુપાયલા ચહેરાએ ઝેવરની ચોરી લીધી, તે વાત અમીરને મેં કહી, અને અમીર જે બીમાર હતાં તે વધારે બીમાર થયા, અને મહને તુટેલાં જીગરની છોડીને દુનયાથી દુર થયા. અફસોસ, ઓ શીકસ્તા દીલ સંગીના, તહારા દીલસોઝ આશકની કબરમાં તું પોતે ક્યારે જશે !"

"એમ નહીં બોલીએ બહેન" સલીમે સમજાવયું "ધીરજ ધરો, સઉ સારૂ થશે. રફતા રફતા એ સીહા વાદલી દુર થઇ જશે, અને ખુશીનો ખુરશીદ ઉગશે."

તે પછી તેં નકલી ભાઇ-બહેન બીજા આરાસ્તા ઓરડામાં કીમતી મેજ આગલ મઘમઘ થતા ખુરાકને ઇનસાફ આપવાં ગયાં. અરે ! કયાં તે ઝંઇપ પીરાણા મીસકીન સલીમની તુટીફુટી ઝુંપડી ? અને કયાં આઅે વેજ નવજવાન ગબરૂ ખુબરૂ સલીમનો ભપકાદાર મહેલ ?



# પ્રકરણ ૯ મું.

## ઝોહરા અને સલીમ.

બીજી સ્હાંજના મરહુમ અમીરનો છોકરો હુસેન પોતાના બાપના કોલની યાદ કરતો અને તે ઉપર ગોર ચલાવતો અકેલો બેઠો હતો, જ્યાં એક નોકરે દાખલ થઇને કહયું કે "સલીમ નામના ગ્રહસ્થ મુલાકાતની આરઝુ કરતા આવયા છે.", હુસેને તે ગ્રહસ્થને તુરતજ પોતાના ઓરડામાં દાખલ કરવાનો હુકમ આપયો, અને થોડીક સેકંડ પછીથી સલીમ અને હુસેન સામસામા વાતે બેઠા.

"ગઇ કાલે મારાં બહેનને તમારા મકાનમાંથી બેહોશ હાલતે લઇ જતી વખતે મેં આપ સાથે ઠંડી રવેશે વાત કીધી હતી, જે મારી રીતભાત માટે હું માફીનો તલબગાર છું" સલીમ બોલ્યો "લેકીન, આપ જોઇ શકશો કે તે વખતે મહને મરહુમના કુટુંબ તરફ જરા ગુસ્સો બરપા થયો હતો, કેમજે મરહુમે દેખાઇતું હતું કે મ્હારી બ્હેનને અપમાન કીધું હતું, અને તેથી આપ સાથ હું કરડો બન્યો હતો."

"માફી તો તેથી મ્હારે માંગવી સઝાવાર છે". હુસેન થોડો થોડો થઇ જઇને તેના બંને હાથો પોતાનાં હાથોમાં લઇને બોલ્યો "ભાઇ, આપ કેમ માફી માંગો છો? આપ દીલના ઘણા સાફ છો. મ્હને રજા છે પુછવાની કે આપનું મુબારક નામ?"

"મ્હને સલીમના નામથી ઓલખવામાં આવે છે" અને જાણે જાણતોજ નહીં હોય તેમ સલીમે પુછયું. "એસમે શરીફ ?"

"જી, ગુલામને હુસેન કહેવામાં આવે છે."

"સમજો હુસેનભાઇ" સલીમે કહયું "અવ્વલ તો મહને આપના કુટુંબની કંઇ ખબર નહિ હતી, લેકીન ગઇ કાલે આએ રસ્તેથી પસાર

થતાં કોઇ મોટા અમીરનો જનાઝો ઉઠાવવાની તઇયારીની વાત બહાર ચાલી રહી હતી એટલે મરહુમ અમીરને માન આપવા હું અંદર દાખલ થયો અને તયાં મે મહારી અજાયબી વચે મહારી ગુમ થયલી બહેનને જોઇ, જે મરહુમની આશનાઇ માટે ફરીયાદ ઉઠાવતી રડતી હતી. મહારી બહેન એટલી તો તે વખતે હોશ કરામોશ થઈ હતી કે હું તેનો ભાઈ છેઉં એમબી પીછાણી શકી નહિ, તયારે મહને અમારા એક બુઢા બપાવાની યાદ તેને આપવી પડી, જે બપાવા તરફ સંગીના બહેનને ઘણુંજ માન હતું.”

“અને તે તમારા બપાવા હાલમાં દેહલીમાં હોવાનું કહેતાંજ તે બાનુને જબર ધાસ્તી પેઠી હતી.” હુસેન બોલી પડયો.

“હાજી, અમારા બપાવા નીતી તરફ ઘણી ઇજ્જત બતાવનારા આદમી, અને તેવણ જો જાણે કે સંગીના પોતાની ઇસ્મિતને બેવફા થઇ હતી તો તેનું મરતાંબી મોહું નહિ જુએ અને જુએ તયાંથી તેના પર થુકે.” સલીમે કહ્યું “મગર, હુસેનભાઈ મને કહેવા દો કે મેં તો મહારી બહેન આગલ બપાવાના સંબંધમાં અડાવયું હતું—અમારા બપાવા તો બીચારા કયારના દટાઇને ખલાસબી થઇ ગયા, આજે તે વાતને દીવસો ગબડી ગયા”.

“તયારે તમે એ ખોટી અડાવેલી વાતનો ખુલાસો તમારાં બહેન આગલ ઘરે જઇને કીધોંજ હશે.” હુસેને કહ્યું.

“હાસતો” સલીમે તે જવાનની આતુર જેવી ચશમો તરફ મનમાં ને મનમાંજ હસીને ચલાવયું “મહારી બહેનને તે વાત મેં કહી, અને વલી તહમારા બાવાએ મહારી બહેન તરફ કેવી વરતણુંક ચલાવી હતી તે વાતબી મેં જાણી. વાત એમ છે કે જયાં સુધી મહારી બહેને પોતાની મરજી બતાવી નહિ ત્યાં સુધી તહમારા બાવા મહારી બહેનને દેહલીમાં લાવ્યાજ નહિ. મહારી બહેનની નીતી તરફ તેવણે માન બતાવયું. લેકીન શાદી માટે જયારે એઉ કબુલ થયાં તયારેજ તેઓ

દેહલીમાં આવર્યાં. મહારી બહેન તહમારા ઝીદરની બહુ વખાણ કરે છે, અને તેવણુની યાદથી બહુ રડે છે."

"તહમારી બહેનને થયલા ગયરઇનસાફનો હું બદલો આપવા માંગુછ." હુસેન બોલ્યો.

"મહારી પાસ માલો મીલકત ઝરો દઉલતનો શુમાર નથી, બેસ્યાર છે." સલીમ હસીને બોલ્યો "આપની દઉલત આપને મુબારક, મહારી બ્હેન પઇસાની ભુકી નહિ હતી, મહોબત અને નેક ખાસીયતની ભુકી હતી. હવે તો જે બની તે બની, મહારી બહેન મહારી સાથે રહીને પોતાના દીવસો ગબડાવશે."

અને જાણે તે બોલી રહે તે પછી અંદર આવવાનું હોય તેમ તેના છેલ્લા શબ્દના ખલાસ થયા પછી તે ઓરડામાં ઝોહરા બેચબુચી દાખલ થઇ. તે દાખલ થઇ તો ખરી, પણ પારકા શખ્સને પોતાના ભાઇ આગલ બેઠેલો જોઇને અચકી ગઇ, અને પાછી ફરતી હોય તેમ અરધી ફરી ગઇ.

હુસેને એકદમ ઉઠીને તેની આગલ જઇને નીશાનીઓથી સમજાવયું કે સલીમ એક ઘરના ભાઇ માફક હલી જાય તેવો શખ્સ હતો, અને તે ગ્રહસ્થ હતો.

ઝોહરા, ભાઇની મરઝી જાણ્યા પછી આવીને તેઓની સામે બેઠી.

"મ્હારી બહેન બીચારી મુંગી અને બ્હેરી છે." હુસેને સલીમને કહ્યું.

"આવી એક આસ્માની હુરી જેવી ખુબસુરતી, અને તે બ્હેરી મુંગી!" સલીમે તઅજજુબી બતાવી, મગર તઅજજુબી બતાવતાં કાંઇ વખાણબી કરી લીધી.!

સલીમે કીધેલી વખાણ ઝોહરા તો ક્યાંથીજ સાંભલે? તોબી જાણે સલીમના શબ્દોની વલાણ તેની વખાણ માટે હોય અને સલીમના હોટ તેની ખુબસુરતીની તારીફમાં હાલ્યા હોય તે સમજી ગઇ હોય તેમ ઝોહરાની ચશ્મો આભારના ઉભરાથી ચમકી રહી!

"મ્હારી હમશીર કંઇ જન્મથી બ્હેરી મુંગી નથી" હુસેને આગલ ચલાવ્યું. "લેકીન થોડાક વરસો ઉપર અમારી પયારી માદરનું એક રાતે ખુન થયું અને તે વહાલી માદરની ખુંન આલુદા લાશ જોઇને ઝોહરા દહેશ્ત ખાઇ ગઇ અને દહેશતમાં ને દહેશતમાંજ એની. જોવાની ને સાંભળવાની ઇંદરીઓ કામ કરતી બંધ થઇ ગઇ. અમારા ઘરના હકીમ રૂસ્તમખાને ગમે એટલી દવા કીધી, પણ કંઇબી કારગત લાગી નહી."

"હકીમ રૂસ્તમખાન ?" સલીમ તે નામ સાંભલીને અજાયબી સાથે પુછવા પડયો. "તેવણ કે જે મારા મકાનની બાજુના મકાનમાં રહેછે ?"

"હાજી" હુસેને જવાબ દીધો. "દહેલીમાં હકીમ રૂસ્તમખાન એકજ છે, બહુજ બાહોશ છે, અને તયારે શું તેવણના મકાનની પાસેજ આપનું મકાન છે ?"

"હાજી."

"ઓહો તયારે કંઇ તમારૂ ઘર અમારાં ઘરથી ઘણું દુર નથી, તો પછી આપ વારંવાર અહીં તસ્દી લેયા કરશો તો ઘણાજ ખુશી થઇશું" અને એમ બોલી રહીને તેણે તે પોતે શું કહેતો હતો તેની સમજણ આંગલાંઓની નીશાનીથી પોતાની હમશીર ઝોહરાને આપી.

ઝોહરા ભાઇની વાત સમજીને ખુશ થઈ અને તેણે પોતેબી નીશાની કીધી કે "ઘણી બરહક વાત એ છે અને આપ ઘરનાજ એક આદમીની માફક મુલાકાતે આવતા જતા રહેશો તો અમો રાઝી થઇશું."

તે સમજીને બેઉ ભાઈ બહેનની મોટામાં મોટી અજાયબી વચ્ચે સલીમે પોતેબી જાણે મુંગા બહેરાની નીશાનીઓથી વરસો સુધીનો વાકેફગાર હોય તેમ આંગલાંઓની નીશાણીઓ કરવા માંડી અને તે નીશાણીઓ કરીને તેણે ઝોહરાને સમજાવ્યું કે "હું આપને ઘરે આવ-

વાને માટે નેહાયત ખુશી થઇશ, આંપનો હુકમ છે તો વારંવાર આવતો રહીશ, અને આપને તકલીફ આપતો જઇશ."

ઉપલી વાતચીત નીશાનીઓથી ચાલી રહી હતી . તેટલાંમાં એક નોકરે આંવીને ઝાહેર કીધું કે 'હકીમ રૂસ્તમખાન કોઇ ઘણા અગત્યના કામ સારૂ હુસેન શેઠને બોલાવતા હતા.' તે સાંભળીને હુસેને થોડીક મીનીટની માફી ચાહીને સલીમની રજા માંગી, અને સંજોગ એવો થયો કે તે નવા દોસ્તને પોતાની હમશીર સાથે છોડી જવાની તેને ગોયા ફરઝ પડી ! લેકીન, જણાવવાની ઝુરૂરત છે કે સલીમને મદદ આપતી પેલી કોઇ ભેદી શક્તીએ તેને આ નવાં દોસ્તોમાં થોડા જ વખતમાં ઘણો માનીતો અને ઘરનાજ એક જેવો બનાવી મુક્યો હતો, તેથીજ સલીમ સામે ઝોહરાને પરદાની કાંઇ ઝુરૂરત નહીં જણાઇ, તે ઉપરાંત હુસેનને પોતાની હમશીરને તયાં એકલી છોડી જતાં આંચકી ન પયદા થઇ !

હવે તે બે જવાન જાનની ચશમોમાં ચશમો મલી ગઇ, અને તે ચાર આંખો જ્યારે એક થઈ તયારે પયારની ગરમ હવા ફુંકાવા લાગી.

સલીમે હસીને તે ખુબસુરત પુટલીને નીહાલી, અને લીહાઝ છોડી દઇને તેણે એક વાર ફરીથી નીશાણીઓ કરીને તે પયારી પયારી સુંદરીની વખાણ ગાઇ. ઝોહરાએ તે હસવાનો પાછો ખુશમીઝાજમાંજ જવાબ કીધો, અને ઉઠીને તેણે પોતાનો જમણો હાથ સલીમના હાથમાં મુકી દીધો. સલીમે તે ગોરો ગોરો દુધ જેવો હાથ પોતાના હોટોથી દાબયો, જયારે તેને લાગયું કે તે નાઝુક હાથ પયારના આતશની ગરમીથી જલી જતો હતો.

ચંદ મીનીટોના ટુંક અરસામાં બરપા થયલી તે પયારની ઉંશકેરણી જાણે કોઇ ભેદી શક્તીથી થતી હતી અને તે ભેદી શક્તીજ તે બે નવજવાન ખુબસુરત આશક માસુકમાં મધ જેવો મીઠો અને વીજલી જેવો ઝડપી પ્યાર બરપા-બરપા-બરપા અને બરપાજ કરતો રહયો !

તેઓની નઝર એકબીજાના ચહેરા સામે ટીકાયલી રહી, બેઉની ચશમોમાં પ્યારની માયા ઉભરી હતી અને જાણે તેઓ દુન્યાને ભુલી જતાં હતાં! તાબી સલીમ બેકઅમ નહિ થયો: તેણે ઇશારતથી ઝોહરાને કહ્યું કે "આપ સામેની ખુરસી ઉપર બેસી રહો તો ઠીક"

ઝોહરાએ હુકમને તાબે થતાં નીશાની કીધી કે "તહમે મને બડી ઇઝઝત આપી છે."

"હું આપને મહારા જાનો જીગરથી ચાહું છું" સલીમે ઇશારતથી જણાવ્યું, અને તે બીજું કંઇ વધારે સમજાવે તેટલાં તો ત્યાં હુસેન પાંછો આવી લાગ્યો, અને સલીમે હવે પોતે જવાની રજા માંગી લીધી.

બેઉ ભાઇ-બહેને ઉઠીને તેને ઇઝઝત આપી, અને વારંવાર આવતા રહેવાનું હસી હસીને આમંત્રણ દીધું.



## પ્રકરણ ૧૦ મું.

### મરીયમ અને હુસેન.

આતશે ઇશ્કે તે બે પ્યારાંઓને પોતાની ગરમીથી પીગલાવી પીગલાવીને એક કીધાં હતાં, અને હવે તેઓ—ઝોહરા અને સલીમ—દરરોઝ મળતાં ભેટતાં રહયાં. દીવસો પછી દીવસો ગબડી ગયા અને આજે જયારે આપણે તે બે આશક—માશુકને સાથે બેસીને વાત કરતાં જોઇએ છીએ ત્યારે તે સ્હાંજ છે, જે મહીનાના છેલ્લા દીવસની છે.

આજનો આફતાબ મગરેબમાં ભુલી જવાને વાસ્તે સીર્ફ બે કલાકની ખોટી હતી, અને બે કલાકના ખતમ થવા બાદ સલીમને આદમની શકલમાંથી હયવાનની સુરતમાં બદલાઇ જવાનું હતું !

હજુણુ બે કલાકનો વખત હતો, અને તે બે પયારાંઓની આંગલાંની ચપલાઇ સાથની નીશાનીથી વાત થતી હતી:

"દુનયાના બહીશતનું તું 'ગુલ' છે ઝોહરા, અગર જો તું તહારા પયારા પયારા હોટોથી આવાઝ કાઢી શકતે કે 'સલીમ હું તુંને ચાહું છું' તો મ્હારૂં દીલ કેટલું બાગબાગ બની જતે !"

તે સમજીને જોકે લાંબો નીસાસો ઝોહરાની છાતીમાંથી બહાર પડયો; અને તેજ વખતે તેના લબો ધ્રુજતા ધ્રુજતા હાલ્યા જાણે કે તે બોલવાની કોશીશ કરતી હોય.

સલીમે તેને પોતામી વધારે નઝદીકમાં માયાથી ખેંચી લીધી, અને તે માયાની પ્યારી અસર એજ થઇ કે આંસુના ટીપાં નીકલીને તે ગુલાબી રૂખસારને ભીંજવવા લાગ્યા. તે રડી, એક બચ્ચાંને તમે ધમકાવો અને તે પછી તેને તહમારી ગોદમાં લેઇને પ્યારથી સમજાવો તે વખતે તે બચ્ચું જેમ ડસકાં ખાઇ ખાઇને રડે, તેમ ઝોહરા

પોતાના આશકની ગોદમાં દબાઇને ડુચકાં ખાઇને રડીઃ અને તે રડવાથી જાણે તેની છાતીને ખલાસી મલી.

અહીં ઝોહરા અને સલીમની વાત ચાલતી હતી તે દરમ્યાન પડોશના ઓરડામાંથી મરીયમ અને હુસેનનો આવાઝ સંભળાતો હતો. ઝોહરા તો તે વાત ક્યાંથી સાંભળે ? પણ મખમલના પારટીશનવાળા બાજુના ઓરડામાંથી અચપુઓ ઉભરી નીકળેલો તે સાદ સાંભળીને સલીમે ઝોહરાને ઇશારત કીધી કે કોઇ વાત કરવું હતું. બેઉ પોતપોતાની ખુરસીઓમાં ઊંચે દમે બેસી રહ્યાં–નતો નીશાનીઓ ચાલી, નતો ઝોહરાએ નીસાસા નાંખ્યા, નતો સલીમે એક સખુનબી બબડી લીધો.

પાસેનાજ ઓરડામાં તેની બહેન અને ભવિષયનો બ્હેનેવી બેઠેલાં હતાં તેની હુસેનને બીલકુલજ ખબર નહિ હતી, અને તેણે મરીયમને કહ્યું: “આજ સુધી આપણને એટલો બધો અચ્છો મઉકોજ મલી શક્યો નહિ હતો, વ્હાલી મરીયમ, લેકીન મરહુમ પીદર આપણા કામમાં હવે હરકત કરી શકનાર નથી. મરહુમ કદાચ આપણા લગનની સામેબી થતે, પણ હવે—”

“પણ હવેબી એક મોટી નદદી આપણને એકબીજાથી દુર રાખે છે” શરમ કરતાં કરતાં મરીયમે નીચે નાંખેલી નજરોથી કહ્યું “નદદીને એક કીનારે હું છું, અને બીજે કીનારે આપ નામવર.”

“એ નામવર બામવરનો મસકો મસાલો લગાડવા ભભરાવવાનું તું હવે ભુલી જા, મરીયમ વ્હાલી” હુસેન તેનો હાથ પકડીને બોલ્યો “જે શખ્સને હવે ધણી તરીકે ગણવાનો તેને શેઠ નહીં સમજવાનો ને તેના નામ સાથે નામવરના મરી મસાલાના લેપડાંબી નહિ લગાડવાના, સમજી.” અને તે ‘સમજી’ સાથેજ હુસેને તે ગુલાબી ગાલ પર એક આંગલી મારી.

“હું સમજી” મીઠાં સ્વરે તે સુંદરીએ કહ્યું “પણ તહમે કયાં ને હું કયાં ? તહમે કોણ ને હું કોણ ? તહમે એક ઉમરાવ દઉલતમંદ માલદાર અમીર, અને હું એક નોકર મુફલીસ મીસકીન ગરીબ—”

હુસેને તેના હોટોપર હાથ દાબી દીધો "બસ, બસ, બસ કર-મરીયમ, મરીયમ, તું ભુલી જાય છે કે સાચો પ્યાર જેમ માલો-ઝરને નથી પરણુતો, તેમજ તે મુફલીસ મીસકીનને નથી નફરતથી દુર કરતો. આહહા! અગર જો પૈસાથીજ પ્યાર બનાવી શકાતો હતે, તો ફરહાદ જેવા એક મુફલીસ પત્થર કોતરનારપર શીરીન કદીબી પ્યારમાં નહિ પડી શકતે! મરીયમ, પ્યાર તે પ્યાર છે-સોનાની ચમક તેની આગલ હેચ છે, હીરાંનું આબ તેની આગલ કુચ્છ નથી, સીર્ફ "પયાર" તે "પયાર" છે જે એ દીલનો એકજ ખરીદાર છે."

"મગર—"

"મગરબી નહીં ને અગરબી નહીં, લાવ ત્હારો હાથ" અને તેણે તે હાથ લાવવાનો કહેવા છતાં બી પોતેજ પકડી લીધો, અને મરીયમે પોતાના તે હાથને ખેંચી નહિ લીધો "આએ હીરાની વીંટી તું ને હું આજથી એકજ થયાં છીએ તેની નીશાની છે, એ પહેર, અને આપણા બેઉના દીલના જોડાણની આએ જો કે દુન્યવી નીશાની છે, મગર પાક અલ્લાહને દરબાર આજથી આપણુંજ એનું જોડું સંધાયલું છે."

"મગર ત્હમારી હમશીર ઝોહરાને કંઇ આપણે વાસ્તે અડચણ—"

"અડચણ ?" વીજલીના ઝટકાથી કોઇ ચોંકે તેમ ચોંકીને હુસેને સવાલ કીધો "અડચણ ?" હમશીર ઝોહરાને અડચણ? આપણો પ્યાર એક બીજાપર હોવાથી આપણે પરણીને એક થઇએ તેમાં તેને કશી જ અડચણ નહિ હોઇ શકે."

"કાંય નહિ? તેને મોટામાં મોટી અડચણ એજ હોય કે મ્હારા જેવા તેની એક નઉકરડી તેની ભોજાઈ બને !"

"કદીબી નહિ". હુસેને મક્કમપણે કહ્યું "મહારી બહેન ભોલી છે, નેક છે, પોતાના ભાઈપર તેનો જીવ-જીવ છે તો પછી તે ભાઇની જે મરઝી થાય તે તેની પોતાની મરઝીબી બને, અને તેમાં તે રાઝી થાય".

"કોણ જાણે !" મરીયમ શંકાથી બોલી.

"વસવાસો દુર કર, વહાલી મરીયમ, અને આએ પહેરી લે." મરીયમે તે વીંટી પહેરી, અને હુસેને તેને પોતાના પાસાંમાં લઇને એક પ્યારો બોસો લીધો.

તે પછી તેઓ ગયાં અને પાસેના ઓરડામાં સલીમે તેઓની વાતચીતનો ટુંક અહેવાલ આંગલાંની નીશાનીઓથી ઝોહરાને કહયો.

થોડો બીજો વખત ઝોહરા અને સલીમની વાતચીત નીશાનીઓથી ચાલ્યા બાદ સલીમે પોતાના આખા તનબદનમાં કોઇ જાતની ધ્રુજરી પયદા થતી જોઇ અને તેથી તે તાબરતોબ ઉઠયો અને ઉઠીને તેણે ઝોહરાની અતી મોટી અજાયબી વચ્ચે કાંઇબી કહ્યા કહાવ્યા વગર ધસારાબંધ ચાલવા માંડયું, અને ઝોહરાની નઝરોથી તે થોડા વખતમાં દુર બી થઇ ગયો.

તે ચાલ્યો—ચાલ્યો ધસારાબંધ ચાલીને જંગલ તરફ ગયો, અને જ્યારે જંગલમાં જઇ પહોંચ્યો ત્યારે ખુરશીદ મગરેબમાં શાંત થઇ ગયો.

પાક ખુદા દુશમનનેબી તે દર્દમંદ હાલતને નહિ પહોંચાડે ! અફસોસ, જંગલની ભીત્તરમાં વસ્તા નેવું વરસની ઉમરના તે ભરવાડે પેલી કોઇ ભેદી શક્તી સાથે જે શરત કીધી હતી તે શરતની રૂએ આજે તેને આદમીની શકલમાંથી હયવાન બનવાનું હતું, અને હમણાં તે તેજ ખબીસી ફેરફારમાં બદલાતી વખતે ઝમીનપર પડીને આહપર આહ ખેંચતો હતો અને બદનને જંગલના ઘાસમાં લોટાવી લોટાવીને બધો ફીણ ફીણ થઇ જતો! હવેજ આપણે જોઇશું કે તે કમબખ્ત શખ્સ દુન્યાની લાલુચ ઉપર ફીદા થઇને એક બુરી શરત કરીને કેવા કેવા પાપી કામો તેની હયવાનની શકલમાં કરી બતાવતો. તેણે પોતાનું ઇમાન વેચ્યું હતું, અને તે પવીત્ર ઇમાન વેચવાના બદલામાં તેનીપર આજ રાતના શયતાન ગોયા તેનો ઇનતેકામ—ઇનતેકામ—અને ઝુનુની ઇનતેકામ લેનાર હતો !

---

# પ્રકરણ ૧૧ મું.

## દેહલી–આગ્રા–અલ્લાહબાદ.

સલીમ હયવાનની સુરતમાં બદલાઇને પોતાના પાપી કામો કરી બતાવે છે, તે કામોનો દેખાવ જોવા સારૂ આપણને થોડાક આસામીઓની મુલાકાત લેવી જોઇએ; અને એ મુલાકાતને વાસ્તે દેહલીથી નઝર ફેરવીને આપણને જમના નદીને કાંઠે આવેલા આગ્રામાં, અને ગંગા નદી તથા જમના નદીના સંગમ ઉપર આવેલા અલાહબાદ ("ઇલાહબાદ") માં ડોકયું કરવું પડશે.

આપણે જાણીએ છીએ કે આપણી વાર્તા સને ૧૪૮૦ ના સાલમાં શુરૂ થઇ હતી, જે વખતે દેહલી તે કાંઇ તે વખતના ઝમાનાની અગાઉના દેહલી જેવું બી નહિ રહ્યું હતું અને હાલના જેવું બી તે નહિજ હતું. ૧૪૮૦ ના સાલમાં દેહલીમાં પંજાબનો સુબેદાર બહલોલખાન લોદી રાજ્ય કરતો હતો અને એ બહલોલખાને જ્યારે સઇયદ વંશના છેલા રાજા અલાઉદીન પાસેથી દેહલી મેળવ્યું તયારે દેહલી છેક પાયમાલીની હદે પહોંચ્યું હતું, કેમજે તઇમુર નામના બળવાન તુરક સરદાર પોતાના ઝુનુની તાર્તારી લશ્કર સાથે હીંદુસ્તાન ઉપર ચઢાઇ લઈ આવ્યો હતો અને તેણે મોટામાં મોટી ભયંકર કતલ ચલાવીને હીંદમાં ગોયા લોહીની નીક ચલાવી હતી ! દેહલીમાં જ્યારે તૈમુર પેઠો ત્યારે તેણે લગભગ એક લાખ કેદીઓને કતલ કીધા, લગભગ પંદર દીવસ દયાહીણ તાર્તાર ફોજે શહેરમાં ફરી હરીને લુટની લુટ ચલાવી, ઘરબાર બાળી નાંખ્યા, પ્રજાની કતલ ચલાવી, અને સંખ્યાબંધ સ્ત્રીઓને તથા જવાનીયાંઓને ગુલામ બનાવ્યા.

આવી રીતે આપણી વાર્તાનું મુખ્ય સ્થલ જે હાલમાં પ્રતાપી બ્રિટીશ રાજ્યની બોલબાલા પોકારતું નીર્ભય અને ભવ્ય હાલતમાં ખડું છે તે દેહલી, ૧૪૮૦ ના સાલમાં આનંદી નહિ હતું. લોહીની નહદી ગોયા તેની ઝમીનપર આંસુના એક દરીયાવ રૂપે વહી ગઈ હતી,

અને હવે તે ઝમીન પોતાના સુકાએલા દરખતો સાથે બહલોલને નસીબે ચોંટી હતી! બહલોલ લોદીએ ૧૪૮૮ સુધી દેહલીમાં રાજ્ય કર્યું, યાને આપણી વાર્તાની શુરૂઆત પછી આઠ વરસે મરણ પામ્યો, મગર તેનો બેટો જે સીકંદર નામનો હતો તેણે પોતાના પીદરની હયાતીમાં ગણત્રી કરી રાખી હતી કે સુકકા સંટ દેહલીમાંથી તેણે રાજ્ય ગાદી બદલીને આગ્રામાં લઇ જવી. તે બાપની હયાતીમાંજ દેહલીથી આગ્રા જઇ વસ્યો હતો, અને આપણી આ વાર્તાનું પ્રકરણ ખુલતાં એજ સીકંદર લોદીના આગ્રા ખાતેના ઝનાનખાનામાં આપણને નઝર કરવાની ઝુરૂરત છે.

શરાબનો દૌર ચાલુ છે, સીકંદર એક મખમલી કોચપર અરધી સુતેલો અને અરધી બેઠેલી હાલતમાં પડેલો છે. તેની બેગમ મહેરનીગાર તેને પંખો કરતી તેની પાસે બેઠેલી છે, અને શરાબ નહિ પીવા માટે સીકંદરને બહુ બહુ સમજાવે છે; સીકંદરના ધ્યાનમાં તેની બેગમની શીખામણ બધી બચ્ચાં જેવીજ લાગે છે, અને જમના નદીનો કીનારો નીહાલતો તે "વાહ વાહ" બોલીને શરાબની જામ ઉપર જામ ખાલી કરે છે!

આપણને જાણવું જોઇશે કે સીકંદર એક બેઠઠાં મહેલમાં જમનાના તે કીનારા તરફ રહેતો હતો, કે જ્યાં તેની પછીના મોગલ વંશના શહેનશાહ શાહજેહાંને આગ્રાનો તાજમહાલ બનાવયો હતો. સીકંદર લોદીને કયાંથી ખબર હોય કે તેની હરામ મોજ 'શરાબ—મહલ'ને થોડેજ દુર મુમતાજ બેગમની કબરપર ભવિષયમાં તે રોજો બંધાવાનો હતો, કે જે ઝમાનાઓ સુધી યાદગાર રહેવાનો હતો!— તયારે થનારા સુંદર તાજમહાલની જગયાની સામે, પવીત્ર જમનાને કીનારે, સીકંદર લોદીને પોતાના બેઠઠાં મહેલમાં શરાબનો દૌર ચલાવતો આપણે જોઇએ છીએ, જયારે તેની ભલી બેગમ મહેરનીગાર તેને તે અપવીત્ર ચીઝથી દુર રહેવા કાલાવાલા કરીને બી સમજાવે છે—પટાવે છે—મનાવે છે; મગર, અફસોસ, કે તે હઇયાં સુનો ઉમદાર કોઇ બી સુરતે તેની વાતને માનતો નથી!

હવે જે રાત્રે સલીમ આદમની શકલમાંથી હયવાનની સુરતમાં બદલાઈ જાય છે તે રાત્રે બી સીકંદર પોતાના આગ્રાના તે બેઠકાં મહેલમાં શરાબની જામ ઉચકતો જાય છે, અને તેની નેક અઉરત મહેરનીગાર બેગમ હંમેશ માફક શરાબથી દુર રેહેવા માટે તેને સમજાવતી તેની પાસે બેઠેલી છે.

* * * * *

સીકંદર અને મહેરનીગારને વાતે બેઠેલાં છોડીને, આપણે હવે, આગ્રાથી અલાહબાદ તરફ હેરયું લઇશું.

'ગંગા' અને જમનાને કીનારે આવેલા એ દેશમાં આપણે ઉપલા મહેલ જેવો મહેલ નથી જોતા, પણ તયાં એક ઝુંપડી માલમ પડે છે, જે ઝુંપડી જો કે કોઇ ગરીબની છે, મગર તેમાં વાતે વલગેલાં ત્રણે જવાનો ઉંચ કુળના છે. એ ત્રણે જવાનોમાંના બે તો ઇતિહાસના સફાઓ ઉપર જાણીતા થયલા શુરવીરો છે, અને ત્રીજો તેમનો નોકર, મગર સલાહકાર સેક્રેટરી છે. પહેલો જવાન તે ભવિષયનો ચીતોડનો રજપુત રાજા 'રાણો સંગ' છે, બીજો ભવીષયનો પંજાબનો સુબેદાર દઉલતખાન છે, અને ત્રીજો રાણા સંગનો એક રજપુત મીત્ર પ્રતાબ જે સંગ અને દઉલતનો સાથી અને સંગના પીતાએ નાહનપણથી તેને પોતાની નોકરીમાં રાખયો હતો તે છે. આ ત્રણે જણા કોઇ ખાનગી બાબદ પર વાત કરવા અલાહબાદમાં આ પહેલવહેલા મલ્યા હતા અને તેઓની વાતમાં એક સલાહકાર તરીકે સેક્રેટરી પ્રતાબ વારંવાર કંઇ કહેતો હતો. તે ખાનગી વાત માટે તે ત્રણે જવાનોએ કોઇ ગરીબને એક સોનામોહોર ખટાવી હતી અને તેને બહાર બેસવા કહીને પોતે ઝુંપડીમાં વાતે વળગયા હતા. ઝુંપડીની અંદર ખુબ રસપર વાત ચહડી હતી, અને રાણો સંગ અને સુબેદાર દઉલતખાન આજની તેઓની છોકરવન હાલતે જે મસલત કરતા હતા તેનો આરંભ આપણે તેઓના હોદાપર તેઓને આવ્યા પછી સંપુરણ રીતે થયલો જાણીએ છીએ: એજ તે રાણો સંગ હતો અને એજ તે

સુબેદાર દઉલતખાન હતો જેઓએ સાથે મળીને સીકંદર લોદીના ગુ-લામી બેટા ઇબ્રાહીમ લોદીને રાજયગાદી ઉપરથી ઉઠાડી મુકવા માટે કાબુલના મોગલ રાજા બાબરને તેના લશકર સાથે બોલાવયો હતો। મગર, ઇતીહાસના સફાઓ આપણને કહે છે કે "બકરૂં કહાડતાં ઉંટ પેસી ગયું હતું !"–રાણો સંગ એમજ સમજ્યો હતો કે બાબર તઇ-મુરની માફક દેહલી લુટીને ઇબ્રાહીમ લોદીને રાજયગાદી ઉપરથી ઉઠાડી મુકીને પીછો કાબુલ જતો રહેશે, અને તેના જવા પછી પઠાણ રાજયની સત્તા પડી ભાંગવાથી શુરવીર રજપુતો પાછા સઘળે હીંદમાં પોતાનો વાવટો ચઢાવશે। પણ નહીં, બાબરે ઇબ્રાહીમને હરાવીને દેહલી લીધું. તેને હતું તેના કરતાં આબાદ બનાવ્યું, અને વધારે આ-બાદ કરવા તેણે પોતાના અઝીઝ બેટા હુમાયુનને, તે પછી અકબ-રને, સલીમને અને શાહજેહાનને માટે દેહલી રાખી લીધું।

પણ આપણે આપણી વાર્તામાં ઉપલા ઝુરૂરી ખુલાસા પછી આગળ વધશું: અલાહબાદમાં રજપુત સંગ, સુબેદાર દઉલત, અને પ્રતાબની વાતચીત તેજ રાતના અલાહબાદની પેલી ઝુંપડીમાં ચાલતી હતી, જે રાતના સલીમ ઇનસાનની શકલમાંથી હયવાનની સુરતમાં બદલાઇ જવાનો હતો.

*   *   *   *   *

તયારે હવે આપણે ઉપલા બનાવો તેજ રાત્રે બનતા જોઇને સલીમ પાસે જઇશું, કે જે પોતાની શરત મુજબ જાનવરની સુર-તમાં દેહલીના જંગલમાં બદલાતો હતો. કમનશીબ શખ્સ, તેનાપર એક ભયંકાર સખતી ગુઝરનાર હતી–તે દેહલીથી આગ્રા, અને આ-ગ્રાથી છેક અલાહબાદ જવાનો હતો, અને અનેક શખસોને જાનથી મારી નાંખનાર હતો !

# પ્રકરણ ૧૨ મું.

## હયવાનનો અવતાર!

ખુરશીદ મગરેબમાં ગુરૂબ થઇ ચુકયો હતો, અને તેના અસ્ત પામવા સાથેજ રાત્રીનું રાજ્ય શુરૂ થયું હતું. ઉજડ થયલું દેહલી જે પાછું નવું રંગરૂપ પકડતું હતું તેનાં આંખને ઠંડક આપનારા બાગ અને બાગીચાઓમાંના ગુલલાલા પણ જાણે સુર્યના અસ્ત પામવા સાથે પોતાની ખુશબુદાર સુગંધીને સ્હેજ નમાવતાં નમાવતાં ખાબ કરવાપર આમદી થયા હતા, અને જ્યારે તેઓનો રફીક ખુરશીદ પાછો ઉગે તેની વાટ જોતા ગોયા જમનાની દુરથી આવતી લહેરમાં સ્વપના જોતા હતા!

આહહા! તે મધુરી લહેર! જેઓ પોતાના ઘરબારમાં સુખી હતાં તેઓના ચહેરાપર જ્યારે લાગતી ત્યારે જનંનતનું સુખ આપતી! લેકીન, જે બીચારાં તનથી દુખી હતાં, મનથી દુખી હતાં, દીલથી દુખી હતાં, દીમાગથી દુખી હતાં, તેમને મન જમના નદીની સાફ સપાટી પરથી આવતી ઠંડી ઠંડી લહેર લાફાયદા હતી!—તે બીચારાં જે દુખમાં દુબેલાં હતાં તેઓ કયાંથી જનનતને જોવા આંખ રાખતાં હતાં? તેઓને મન બહીશતબી સરખું અને દોઝખબી સરખુંજ! તયાગે તે આદમી કે જેણે પોતાની ઇનસાન્યતને તજીને હયવાનયતનો સ્વીકાર કર્યો હતો તેને મન લહેરબી નહિ અને મહેરબી નહિ.

તે કમનસીબ સલીમ—લોટી લોટીને ફીણ ફીણ થઇ ગયો, સાંપ ગુંચલું બનીને એકદમ ઉડે તેમ બેવડ થઇને તે બદબખ્ત આદમી ઝમીન ઉપરથી ઉછલી ઉછલીને પાછો પડતો હતો, તેનું દીમાગ કોધએ જાણે ધગધગતા અંગારા ઉપર મુકયું હતું, તેનું ભેજું એક પાગલ આદમીનાં ભેજાંની તઉરપર શુરીદા બની જતું હતું, તેની આ-

ખમાંથી વીજળી જાણે ચમકારા મારતી હતી, અને તેનો જાન તેની છાતીમાંજ ઠંડો ને ઠંડો થઇ જતો હતો!

"ઉફ્ ! નહી—નહી !" કોઇ અણદીઠ શક્તીનો શખ્સ જે તેને પોતાના હાથોમાં પકડીને મરડી મોચડી નાખતો હતો, તેને તે એક ચીખ પાડીને સમજાવતો હતો, અને તે દીલના રૂએરૂઆં ઉભાં કરનારી ચીખ આજુબાજુના ઝાડોમાં તેવોજ ભયંકાર પડઘા કરતી હતી.

મગર, જુઓ! સલીમના માણુસાઇ આકારમાં આસમાનો ઝમીનનો ફરક પડી જાય છે. તેનો ચહેરો મનહુસ ઇબલીસનો બની જાય છે, તેનો ભપકાદાર લીબાસ પીલી ચામડાનો રંગ પકડે છે અને તે ઉપર બાલના ગુછના ગુછ બને છે, તેના હાંથ પગ ચાર પગની મીસાલ ચકસાન બની જાય છે, તેને એક પુછડીબી પયદા થાય છે, અને તે કે જે ખુબસુરત જવાન હતો તે એક રાક્ષસી વરૂ—ફાડી ખાનાર વીક્રાલ વરૂની સુરત—માં બદલાય છે!

તે વરૂ હવે દોડવા લાગ્યું. આગલ—આગલ અને આગલ તે દોડયું—કુદયું—હવામાં ગોથા ઉડયું! ઝાડ—ઝાડી—કાંટા—વાડ—કચરાની તેને કાંઇબી દરકાર નહી હતી. તે વરૂ એટલું તો ઘસારાબંધ આગલ વધતું હતું કે ઝાડી—ઝાંખડાં ટેકડી—ટેકરા જાણે એક પલ તેની નઝર સામે રહેતાં, અને બીજેજ પલે સેંકડો પગલાં દુર પાછલ પડતાં!

એક કબ્રસ્તાન તે રાક્ષસના રસ્તામાં આવી ગયું. ગની ને ગદા, તવંગર ને મુફલીસ, દરીયાવ દીલ અને તંગદીલ આસામીઓ તે છેલ્લી આરામગાહમાં હવે બેખઉફ કાંઇબી જંજાલ વગર સુતાં હતાં, અને સુફેદ પથ્થરના રોઝા તેઓની દટાયલી લાશપર નીશાની આપતા ઉભેલા હતા. તે કબ્રસ્તાનની દીવાલનીબી બાજુએથી તે વરૂ ગયું નહિ, પણ સુફેદ પતથરની હાર કુદાવીને ખુદ તે કબ્રસતાની અંદરથીજ પસાર થયું! આંખ જાણે બંધ કરીને ઉઘાડી નાંખીએ તેટલી અરસાની અંદર તે વરૂ તે કબ્રસતાનબી પસાર કરીને દોડયું.

કબ્રસતાનની બહારના દરવાઝા આગળ તયાંનો એક રખેવાલ

જે લગભગ પોણોસો વરસની ઉમરનો એક પીરમરદ હતો તે હજુણુ પોતાની ચટાઇપર સુવાની તઇયારી કરતો હતો, તે હાથ મોંહ ધોવા બહાર રસતા પર નીકળી આવ્યો, અને જેવો તે રસતા ઉપર આવ્યો કે તેની સાથે તે વીકાળ વરૂ ઝોરથી અટડી પડયું; પેલો બુઢો શખસ વરૂના આંચકાથી પડી ગયો, અને એક તીણો પત્થર તેના લમણામાં કપાલની સીધી બાજુએ ભોકાઇ જવાથી તે તતકાલ પડીને મરી ગયો !

એક ખુન તે વરૂના હાથથી થઇ ગયું !

આગલ અને આગલ તે વરૂ ધસયું ગયું; ડુંગરા-ડુંગરી કે ઝાડ-પાનની તે કાંઇબી દરકારજ નહિ કરતું હતું, પણ પવનની પીઠ ઉપર સવાર થઇને જાણે ઉડતું હતું, થોડે થોડે વખતે તે ગરજના કરતું, ફીણ ફીણ થઇ જતું, લાલચોલ આંખો સાથે યાહોમ દોડતું હતું. તેવામાં ખેડુતોનાં દશ બાર ઝુપડાં તેના રસતામાં આવવા લાગયાં અને તે વરૂ ઝુપડાંની બહાર બેઠેલાંઓના આંગપર બી ધસી ગયું. બહાર હવા ખાવા બેઠેલાં તે મુફલીસોની મઝાહમાં તેણે એકાએક ખલલ નાખી અને બધાં તે વીકાલ વરૂને જોઇ ગભરાઇ ગયાં, મર્દો તેને નહસાડવા બુમ પાડવા લાગયા, અને ઔરતો ધાસ્તીથી ચીખ પાડવા પડી. એ બધી કલાબંફોરની વચે એક ઔરત એકદમ બુમ પાડીને બોલી "ઓ મહારૂ બચ્ચું ! મહારૂ બચ્ચું !"

અને ખરેખર તે નોકશાકારક વીકાલ વરૂએ ગુલાબ જેવાં એક બાળકને પોતાના દાંતોમાં પકડી લીધું, અને પગના તીક્ષણ નખોથી તે સુંદર બાળકને ચીરી નાંખ્યું. અફસોસ, તે ફુલ બચ્ચું તે ભયકાર ફાડી ખાનારા વરૂના દાંત અને પંજા વચે એકજ પલમાં મૌતને શરણ થયું.

આ બીજું ખુન તે વરૂના હાથથી થઇ ગયું.

દોડી દોડીને માઇલોના માઇલ તે વરૂએ કાપી નાંખ્યા હતા, અને હજી તે થાકયા વગર એમનું એમ ધસ્યું જતું હતું, તેના મો-

દામાંથી થોડે થોડે વખતે શીણ નીકળતું હતું અને શીણના નીકળ-વાથી તો થાકવાને બદલે જાણે તે થાક ઉતારી નાંખતું હોય તેમ. ચાહોમ ઘણા ઝોરથી ધસ્યું જતું હતું ! બાગ, બાગીચા, મયદાન, ખેતર તે કુદાવતું હતું અને હવે તે એક ગામડાંની અતરાફમાં આવી લાગયું. ગામડાંના લોક તે ભયંકાર પ્રાણીને નહાસતું ગભરાઇને જોતું હતું, અને તે જો ગામડાંની અંદર આવે તો શું કરવું તેના ખયા-લમાં ચોપાસ દોડાદોડી કરવા લાગયું. તેવામાં ગામડાંની અંદરના કુતરાંઓ એક પાછળ એક ભોંસતાં ભોંસતાં ઘરની બહાર પડયા અને એક બીજાને દાબીને—બચડીને—કચડીને એકમેકપરથી કુદીને બી તે વરૂની પાછલ દોડવા લાગયા અને જેમ દમ જવાબ દે તેમ ઝો-રથી ભોંસવા લાગયા. તે ગામડામાં જાણે મોટી કોઈ આગ લાગી હોય કે મોટી કોઈ રેલ આવી હોય તેમ બધાં નહાનાથી મોટાં ગ-ભરાઇને ઘરની બહાર નીકલ્યાં, અને બચ્ચાંઓ પોતાની માતાના પાંસામાં ભરાઇને રડવા લાગયાં.

પણ તે વરૂ તો જાણે સાત જીવ ધરાવતું ! ગમે એટલાબી તે કુતરાઓ સામટા તેતાપર કુદીને તેને કરડતા, નખ દેતા, બાચકાં ભરતાં તોબી તેને કાંઇ થતું જ નહી હતું ! તે તે કુતરાઓને દુર કરતુંબી દોડતું હતું, અને ચાહોમ આગલ અને આગલેજ વધતું હતું. કુતરાઓબી પછાત પડી ગયા, તેઓબી તેની પુઠ વધુ વાર પકડી નહી શક્યા, અને તે ગામડું બી દુર પડી ગયું, કલાકો નીકલી ગયા, માઇલો પસાર થઇ ગયા, પણ તે વરૂ થાક વગર દોડતુંજ આગલ વધયું અને સીમુરગના પરની માફક હવામાં ઉડતુંજ રહયું.

માઇલો ! માઇલો તેણે થોડા કલાકની અંદર પસાર કીધા અને તે કયાં આવયો ? તયાં કે જયાં સીકંદર લોદી પોતાની બેગમ મેહ-રંનીગાર સાથે વાતે બેઠેલો હતો ! આગ્રામાં !

"પયારા શાહેઝાદા તહમોને હરદમ યાદ રાખવું જોઇએ કે ત-હમો નામવર પીદરની પાછલ દેહલીપતી થનાર છો—અને એક શાહને

તો કોઇબી બદફયલમાં કદીબી ગીરફતાર નહીજ થવું જોઇએ" મેહેરનીગાર પોતાના ધણીને મમતાથી સમજાવતી હતી "શરાબ! શરાબ એ શું ચીઝ છે ? સીદ્ધે એક બુરાઇભરી નાપાક પલીદ ચીઝ! જે પાપી ચીઝે પોણી દુનયાને ખરાબ કીધી છે, જેનાથી કયકંઇ તે કીઓને ગંદીલા ગારમાં જોંકાવવું પડયું છે, જેનાથી માણસો પાગલ થઇ ગયા છે, જે શરાબથી હઝારોંના હઝારો કુટુંબો દુનયાથી ઉખડી ગયાં છે—રંજ પામીને તે બીચારા—"

મગર આજ પળે તયાં પેલું વીકાળ વરૂ આવી પહોંચયું.

તે બેઠઠા મહેલની બારીમાંથી કુદીને અંદર ગયું અને બોલ બોલતામાં ભલી મેહેરનીગારના શરીરપર કુદયું! મેહેરનીગાર જે સુનહેરી સખુનોથી પોતાના પયારા ધણીને શીખામણ દેતી હતી તે લવઝો તેના હોટપરજ અટકી ગયા, વરૂના આંચકોથી તે પડી ગઇ, સીકંદર અહીંથી તહીં મોટા ગભરાટમાં દોડવા લાગ્યો, અને તે નીરદય વીકાલ વરૂએ તે નેક ભલી બાનુના શીકમપર પંજો મારીને ચીરી નાંખ્યું! ધાતકી વરૂના પંજાથી મેહેરનીગારનું પેટ ચીરાઇ ગયું અને તતકાલ તે બાઇ મરણ પામી! અફસોસ! જે ગુલ હતું તેજ ગુમ થયું!

નશામાં ગીરફતાર થયલા સીકંદરનો નસોજ ગોયા પાણી થઇને ઉતરી ગયો અને તે મોટા ગભરાટ છતાંબી જરા સાવધ થઇને પોતાની કમરબંદમાંથી કટાર બહાર કહાડીને વરૂપર કુદયો, પણ તેનો વાર ખાલી ગયો! વરૂ ખસી ગયું, અને અજાયબી તો એ થઇ કે સીકંદરને કાંઇ બી ઇજા કર્યા વગર તે જે બારીમાંથી અંદર કુદયું હતું તેજ બારીએથી બહાર પાછું કુદીને દોડવા લાગ્યું.

તે વરૂએ આ ત્રીજું ખુન કીધું હતું.

પણ પાછું તે રાક્ષસી વરૂ પાહોમ દોડવાજ લાગ્યું! અરે! તેના પગ હતા કે બલા? ખરેખર તે બલાજ હતું જે આવી રીતે દોડવાની શક્તી ધરાવતું હતું! તે હવે જમનાને કીનારેથી અલાહબાદ તરફ જતું હતું!

ક્યાં દીલહી ? ક્યાં આગ્રા ? અને ક્યાં અલાહબાદ ? અને તે બી થાક્યા વગર ધસારાબંધ દોડીને ! આગ્રાથી અલાહબાદ આવતાં તેણે એકબી ખુન કર્યું નહીં; મગરે, રસ્તામાં તેને જેબી મલતાં તે બધાં ગંભરાઇને બુમાબુમ કરતાં અને તેઓ ન્હાસા ન્હાસમાં પડતાં.

"ભાઈ તમે ભર રસ્તામાં ભવિષ્યના શાહ સીકંદર લોદીને માટે ગુસ્સાથી તમારા બખાલાઓ બહાર કાઢો તો કોઇ સાંભળી લે, અને પેટનો બળ્યો ગામ બાળી દે તો શાહની આપદામાં આવી પડો" રજપુત સંગ મીયાં દઉલતખાનને સમજાવતો હતો.

"તેથીજ મેં જોયું કે આપણે બચપણના સોબતીઓ હતા અને આપ ફુરશી નહી જાઓ તેથી આએ ઝુંપડી ભાડે લીધી; હવે અહીં ઠંડે કલેજે હમારા ગુસ્સાને ખાલી કરો, ભાઇ દઉલતખાન." પ્રતાબ બોલ્યો.

"એ સીકંદર દારૂડીયો છે. અમારા પવીત્ર ઇસ્લામી મઝહબની અંદર જે ચીઝને હરામ ગણેલી છે તે ચીઝને તે હલાલ ગણીને પીએ છે—તો એવો અધર્મી શાહ શું કામનો ? મ્હને તો એ શાહ ગમતો જ નથી" દોલતખાન બખાલ્યો.

"તો મ્હને પણ એ ક્યાં ગમે છે જે તેની વાત !" સંગ બોલી પડ્યો "પણ જ્યાં સુધી આપણે કાંઇ કરી શકીએ નહી, અને જ્યાં સુધી આપણા હાથ એવાજ દમ વગરના રહે ત્યાં સુધી તો ચુપકીદીજ. આપણે બેઉ આજે એકાએક પવીત્ર ગંગા—જમનાને કીનારે મલી ગયા છીએ, હવે ઈશ્વર જાણે ક્યારે આપણો મેળાપ પાછો થશે ! પરંતુ, આપણે એક બીજાને કૌલ તો આપી ચુક્યા છીએ કે જ્યારે બી આપણને લાગ મલે ત્યારે એ લોદી વંશનો કચ્ચડઘાણજ કાઢી નાંખશે".

"ઠીક વાત છે" દોલતખાન બોલ્યો "અને કૌલપર તમારો મીત્ર સાબુત કદમ રહેશે તેની પક્કી યાદ રાખજો."

અને તે વાત ચાલી રહી હતી તેટલાંમાં પેલું વીક્રાલ વરૂ ત્યાં

આવી પહોચ્યું ! તે ઝુંપડીનો દરવાજો તોડીને અંદર ધસી ગયું અને સંગ કે દૌલતને જરાકબી હાથ લગાડયા વગર એકદમ પ્રતાબપર છલાંગ મારીને કુદયું, અને પ્રતાબ કાંઇ બી કરી શકે તે અગાઉ તેનું જડબું ચીરી નાંખયું.

રજપુત સંગની શમશીર મ્યાનમાંથી બહાર નીકલી, અને દઉલતખાને પોતાનું તેઝ ખંજર ખેંચી કહાડયું,. લેકીન શમશીર અને ખંજરનો વાર થાય તેટલાં તો વરૂ ગાયબ થઇ ગયું હોય તેમ ઝુંપડીની બહાર જઇને ખુબ દોડયું, અને નઝરથી દુર થઇ ગયું !

ઝખમી થયલા પ્રતાબને સંગે તાબડતોબ પોતાના પગો ઉપર લઇ લીધો અને તેના ચહેરાપર પાણી છીરકવા માંડયું. બહાર બધી હોહા થઇ રહી હતી, ઝુંપડીનો માલેક બીહતો ધ્રુજતો હતો, લેંકીન દઉલતખાન એક પાલખીની શોધમાં દોડયો.

અરધી રાત્રી થઇ હતી, જાત્રાળુઓમાંનાં થોડાંક ઉંધતાં તો થોડાંક જાગ્રત હતાં, પાલખીવાલાઓ આખા દીવસના થાકથી આરામ લેતાં પડયા હતા, તોબી જ્યારે દઉલતખાને પોતાની ઠેલીમાંથી અશરફી કહાડવા માંડી ત્યારે તે સુનહેરી ચમકને જોઇને પાલખીવાલા તાબડતોબજ આવી પહોંચ્યા. લેકીન અફસોસ, કે તે પાલખી કામ આવી નહી ! કેમ જે ગરીબ પણ શેરદીલ પ્રતાબ તો ઝખમથી મઉતના હાથોમાં જઇ પડયો ! તેના શબને તુરતજ એક ગાડીમાં નાંખીને સંગ લઇ ગયો, અને દઉલત પોતાના સોબતીઓથી આવી ગમખ્વાર રીતે જુદો પડયો !

તે વરૂએ આ ચોથું ખુન કીધું હતું !

હવે તે વરૂ પાછું આગ્રા તરફ ફર્યું ! તે થાક્યા વગરજ દોડતું અને દોડી દોડીને તે માઇલોના માઇલ કાપતું હતું. પાછા ફરતી વખતે તે કોઇનેબી ઇજા કર્યા વગર આગ્રા પહોંચ્યું, અને તે પછી આગ્રાથી તે દેહલી જવા સારૂ આગળ વધ્યું. તે કમનસીબ વીકાલ જાનવર જો કે મરદુમ આઝાર બન્યું હતું તોબી તે પોતે સખતી

અને સીતમથી ક્યાં મોકલું હતું ? તે યાહોમ દોડતું હતું અને તેના જાન પર ગોયા ઝુલ્મ અને આઝાબ હતો ! આખરે દોડી દોડીને તે દેહલીમાં આવી પહોંચ્યું.

આફતાબ રૂશન થવાને સીર્ફ એજ કલાકની ખોટી હતી, અને સલીમના ભપકાદાર મહેલની સામેના એક ઝાડની નીચે કોઇ આહોઝારીનું દમ ભરતું ઝારબેઝાર રડતું હતું ! તે દરદમંદ માતમ કોણ કમનસીબની હતી ?—અફસોસ, કોઇની નહી પણ પેલા વરૂની, જે હયવાનની શકલમાંથી હવે ઇનસાનની સુરતમાં પાછું આવતું હતું.

સલીમ ! સલીમ ! શું ગરીબાંઇ પાપી હતી કે તું સવાબનો પલ્લો પકડવા શયતાનની સાથ શર્ત કરી ચુકયો હતો ? નહીં—નહીં. ઓ જંગલના બુઢ્ઢા ભરવાડ, તેં સીર્ફ એક ભયંકાર ભુલ કીધી હતી. તહારી મુફલીસી અને તહારી તે કંગાલ ઝુંપડીની ગરીબાઈ તહારે માટે લાખખોવાર વધારે ખુશકારક હતી; જ્યારે જો કે તું આજે અમનોચમનનો મહેલ વાપરતો હતો, નકોકર ચાકર અને વાડી ગાડીનો માલેક હતો, પઇસાની ચદદરમાં સ્હેલ કરતો હતો, તોબી પાક ખુદા તહારી હયવાંન બનવાની શરતથી તમામ લાલચુઓને દુર રાખે ! તેં શું જોઇને શરત કીધી હતી ? આવા અંજામ માટે ! ખુન-ખુન-ખુન અને સીર્ફ ખુન માટે ગરીબાઇની આસાન ઝીંદગી તેં વેચી હતી ? અરે ! આવી પાપી તવંગરી કરતાં તો તે નીરદોષ તંગદસ્તી લાખખો વાર વધારે મીઠી હતી.

શયતાન ! શયતાને તહારીપર જાલ પાંથરી જોઇ, તે તુફાની રાત્રીએ તહારૂં ઇમતેહાન તેણે લીધું, અને ઓ નબળા મનના સલીમ ! તું તે જાલમાં સપડાઇ ગયો, શયતાનની કસોટીમાં તું બેકસ પુરવાર થયો, અને તહારા જેવા દુનયાની લાલુચપર લુભાઇ જનારા આદમીઓ જે તેને હાથ વશ થયા હતા તે જાદુમાં તેણે તુનેબી જકડી લીધો, પઇસા—પઇસાની દીલફરેબ રૂશનાની તુને બતાવી દીધી, અને પાપના પલીદ ગારમાં તુંને હોમાવયો ! અને નતીજો ?

તેં પહેલાજ સપાટામાં ચાર ખુન કીધાં ! મુફલીસ એક મઝદુર જે કબ્રસ્તાનની મઝદુરી કરીને ઝઇફ થઇ ગયો હતો તેણે ત્હારૂં શું બગાડયું હતું ? એક ફુલ બચ્ચું જે દુન્યાના તમામં પાપોથી નીરાલું હતું તેણે ત્હારૂં શું લીધું હતું? એક નીરદોષ પાકઝાદ અબલા જે દુન્યાની રંગીન નશાપર નફરત નાંખવામાં વાજબી હતી, તે શું કાંઇ ગુન્હા કરતી હતી કે તેં તેના મધુરા લવઝપર લહુની નદી બહાવી દીધી ? એક શેરદીલ રજપુત બચ્ચાએ કદીબી ત્હારૂં કાંઇ બગાડયું હતું જે તેં તેના બદલામાં કોઇ ઇનતેકામ લીધો હતો ? નહીં,—તો કાંય તેં તેમના ખુનમાં હાથ ખરડયા ? મરનારાઓનું તો મઉત હતું તેથી મુઆ; મગર તું કાંય તેઓના મઉતનું કારણ થઈ પડયો ? પેલીજ શયતાનયત શર્તથી, કેમ ?—પાક ખુદાની પનાહ ! તઓબા ! તઓબા ! યા પાક ખુદા ! તઓબા ! આવી પાપી પલીદ તવંગરી કરતાં તો તે નીરદોષ સાફ મુફલીસી ભલી, જે સુકી એક રોટીની નાવપર ઝીંદગીને તરાવી લઇ જાય છે.

ખુન કરીને હવે તે વરૂ આહોઝારીનો દમ ભરતું હતું ! તે ગોયા પાપ કરીને તેનો પશ્ચાતાપ કરતું હતું, અને પશ્ચાતાપ કરીને પાપની થોડીબી પલીદી માથા પરથી જો ઓછી કરતા હોય તો આપણે તે દાદાર પાસ માંગી લઇશું કે તે ખુદા ભરવાડે જે ભયંકર ભુલ કીધી અને તેથી આવા ભયંકાર પાપ કરતો હતો, તો તે પાપનો થોડા ઉતાર તરીકે બી તેના આ પશ્ચાતાપને કબુલવો !

તયારે આખરે તે રડી રડીને માણસાઇ અવતારમાં પાછું ફેરવાયું—અને તાજુબી તો એ કે જ્યારે સલીમ માણસ તરીકે પાછો બદલાયો ત્યારે તેણે હયવાનયતમાં શું શું કામો કીધાં હતાં તેનું કાંઇજ ભાન તેને થયું નહિ !

તે જ્યારે પોતાના મહેલની અંદર દાખલ થયો ત્યારે હજી બધાં સુતેલાંજ હતાં, અને તેથી તેણે સધયારો માન્યો કે તે બનાવ તેની તરફેણમાં હતો. ચુપચુપ તે પોતાના સુવાના ઓરડામાં દાખલ

થયો. અને એક બતી સળગાવી, બતી હાથમાં પકડેલી રાખીનેજ તેણે પોતાના કપુડાંપર નઝર કીધો, તો લોહીના ડાઘ જોઇને તે ખુબ ચોંક્યો ! અરે, તેનાં કપડાં મેલાં અને લોહીવાલાં કેમ બન્યાં હતાં ? તેણે કાંઇ યાદ કરયું, તો ફક્ત એટલીજ યાદ થઈ શકી કે તે રાતમા હયવાન થવાનો હતો; મગર, કોઇબી રવેશે તે યાદ કરી શક્યોજ નહિ કે હવાનયતમાં તેણે શું શું કીધું હતું !

તે ધુંમ થાકી ગયો હતો, બતી મુકી દઇ કપડાં કાઢી તે કપડાંને પોતાની એક સંદુકમાં છુપાવી, બીજાં કપડાં પહેરી લઇ બીછાનામાં સુતો, અને સુતો તેવોજં ઉંઘમાં પડયો.

ખુરશીદ મશારેકમાં રઉશન થઇ ચુક્યો હતો.

સલીમના બીછાણા આગળ સંગીના અને તેની ખુઆ આવાન જેાી હતી. "મેં તુંને કહ્યું હતુંની કે તું બીજા નોકરોને ફાનુસ લઇને શોધવા સારૂ ના મોકલાવ, તે જો, મહારૂં કહેલું ખરૂં પડયું. સલીમભાઇ રાતના કેથે મોજશોખમાં ઉતરી પડેલા અને પછી આવીને સુઇ ગયલા."

"મધરાત સુધી તો સલીમ શેઠ આવ્યા હતા નહીં, ને પછી તો મહારી આંખ લાગી ગયલી—" ખુઆએ કહ્યું. "ચાલો, એવણ આવ્યા એટલે બસ, હવે બધાંને ચયન રહેશે. માટીડા માણસ છે, દોસ્તો સાથે મેજબાનીમાં મોડી રાત તક મશગુલ રહે."

અને તેમજ ઘરનાં બધાંઓએ જાણી લીધું, અને પોતે પોતેજ તેમ માનીબી લીધું. સલીમ જ્યારે છેક બપોરે ઉઠયો ત્યારે કાંઇ બીજું તો શું પુછેબી ? પણ સંગીનાએબી કાંઇ પુછયુંજ નહિ.

અને હવે, સલીમ ! પાછો તે ઇમાન વેચીને મેળવેલી જવાની અને તવંગરી પર મોજથી, ચમન ઉડાવવા લાગ્યો ! !

# પ્રકરણ ૧૩ મું.

## સંગીનાનું ખુન !

આગલી સ્હાંજના પોતાની આશુક ઝોહરાને અજાયબીમાં ગીરફતાર કરીને છોડી આવ્યા પછીને બીજે દીવસેબી સલીમ ઝોહરા આગળ જઇ શકયો નહીં. તે તે આખો દીવસ સુધી તો ઘણોજ ઠાકેલો ને ઠાકેલોજ રહ્યો અને બપોર પછી જ્યારે બીછાનેથી ઉઠયો ત્યારે શરાબ અને શરાબ ઉપર મજબુત મારો ચલાવવા લાગ્યો. તે માનતો હતો કે ઘણો શરાબ તેની ઠાકેલી ઝીંદગીને રાહત આપશે, અને તેના નસેનસમાં જે દરદ થતું હતું તેનો ગમ ભુલાવશે ! નાદાંન !

બતી લાગવા પછી સરંગી અને તબલા બહાર આવ્યા અને નાચ ગાણું શુરૂ થયું. શરાબ અને ગાયણની મૌજમાં તે ઘણો ચકચુર બની રહ્યો અને અરધી રાત સુધી તેની હાલત તેજ કીસમની હતી, અને તે સબબે સંગીનાને પણ અરધી રાત સુધી જાગતી રહેવાનું થયું. આવી રીતે સલીમને આએ તરફ મૌજમઝાહમાં પડેલો છોડીને આપણે હવે ઝોહરાની તરફ જઇશું.

ખુબસુરત પણ મુંગી–બહેરી ઝોહરા ! તે પોતાના આશક સલીમ ઉપર જાનનીસાર કુરબાન હતી, તે તેનો પડયો બોલ ઉંચકી લઇને તેના પગ ધોઇને તે પાણી બી પીવું પડે તો પીવાને સરબસર રાજી હતી. સલીમ, બસ સલીમ તેનો જાન હતો, અને તેથી જ્યારે તે અઝીઝ જે થોડા વખતમાં તેનો ભરતાર થઇને સદા તેની પાસેનો પાસે–તેની આંખોની આગળ–રહેનાર હતો, તે કોઇ વીચીત્ર હાલતથી તેને કાંઇબી નીશાની કર્યા વગર ધસાડુબંધ ચાલી ગયો, પાછળ ફરીને જોયું બી નહિ, ત્યારે ઝોહરાનું જીગર ગમની છુરીથી ગોયા કપાઇ ગયું !

તે સલીમના મગજની હાલત માટેની કાંઇક ગભરાઇ, અરે, તે પાગળ તો એકાએક નહીં થઇ ગયો હતો? શું સલીમને કાંઇ વાહરૂં ભરાઇ ગયું હતું, જેથી તે નફરતથી તેને (ઝોહરાને) છોડીને ધસાગબંધ ચાલી ગયો હતો! યા સલીમ કાંઇ બીજીપર મહોબ્બતમાં હતો અને તે બીજી તો તેને યાદ નહીં આવી હોય, જેથી તેના તરફ ધીક્કાર નાંખીને તેને વીસારી મુકી ગયો હતો!

ઝોહરાને કાંઇજ સમજ પડી નહીં—અને તેના સઘળા વીજળી વેગા વીચારો બધા એકબીજાને ભુલાવતા જતા વ્યર્થ થતા હતા! ઝોહરા સલીમના તે પ્યારમાં અસીર હતી જે પ્યારે જેને સલીમ માટે અધીરી અને અદેખી બનાવી હતી; અરે, સલીમને માટે જો જાનબી આપવો પડે તો તે તઇયાર હતી—અને જો તેને જણાય કે સલીમ તેના તરફ બેવફા નીવડયો હતો તો તે પોતાને મળતા પહેલાં હતીયારથી તેનો જાન લેવાબી તતપર અને તઇયાર હતી! એવી સલીમ માટે તે ઝોહરા વીહલી વીહલી થઇ ગઇ હતી!!

ઝોહરાનું દીમાગ પવનના સુસવાટા વચ્ચે સપડાયલા દરીયાવના ઉછાળા મારતા મોજાઓ સમાન બન્યું—તેની આંખો જવાળામુખીના ધગધગતા લાવા મીસાલના આંસુઓ ટપકાવવા પડી અને તેથી જાણે તેની સુરતને બાળવા લાગી—તેના હોટ કાપવા ક[illegible] નીરદોશ ગાય જે કસાઇની કાતીલ છુરી તળે પડીને થરથર મીસાલ કંપવા લાગી—તેનું સીનું આતશની સામે ભરમ [illegible] લુહારના હાથોથી તેજ આતશ ઉપર ફુંક મારતા એ[illegible] સાલ ઉંચકાવા અને પછી નીસાસા સાથે પડવા[illegible] વીચીત્ર લાગણીઓ સાથે જ્યારે ઝોહરા એક [illegible] પસાર કરવા લાગી ત્યારે બીજે દીવસેબી સ[illegible] મન દુન્યા એક ઝહરીલા પ્રવા[illegible] ભરે[illegible] વધારે નહીં હતી!

એવી ઔરતોના પ્યા[illegible]

સમાન હોય છે, મગર તેજ ઔરતનો ખૌફ! પાક ખુદા ખયર કરે! એક શેરના ફાડી ખાનારા જડબાંથી વધારે કરડો, એક સરપના ઝહરથી વધારે કાતીલ, અને એક ખુનખ્વાર ખંજરથી વધારે તેઝ તે આવી ઔરતનો ખૌફ છે! અને તે પછી જ્યારે સલીમ બીજે દીવસેબી નહીંજ આવ્યો, ત્યારે રાતના બધા સુઇ ગયા પછી ઝોહરાએ મર્દાના લીબાસ પહેરી લીધો—અને તે સલીમના ઘર તરફ ચાલી.

આહહા! તે મુંગી—બહેરી હતી મગર હવેજ આપણે જોઇએ છીએ કે તે એક શેરદીલ છોકરી હતી, અને પોતાના અથાક પ્યાર માટે આસમાનો ઝમીનબી એક કરવાં તઇયાર થઇ હતી!!

ત્યારે જ્યારે આપણે સલીમને શરાબ અને નાચ ગાયણમાં મખમલી કોચપર લેટેલો જોઇએ છીએ તે વખતે તેની માશુક ઝોહરાને મર્દાના લીબાસમાં તેના મકાન તરફ આવવા નીકળેલી નીહાળીએ છીએ. રાત અંધારી છે. ચંદ્રમા વાદળાઓ નીચે ઝાંખો ઝાંખો રહે છે તો કયાંથી ચંદની પડે? અને આવી અંધારી રાતે નીરભય તે ખુબસુરત સુંદરી બહાર પડીને પોતાના મહેલના બાગીચાની કીનારીએ આવી ત્યારે તેણે કોઇ બે આકારને પત્થરના એક બાંકડા ઉપર પીઠ કરી બેઠેલા જોયા! તેઓ કાંઇ વાત કરતા હતા, જે વાત ...રા કયાંથી સાંભળી શકે? તોબી તેઓની હીલચાલ તપાસવા સારૂ ... કોઇ બે મરદો જોઇ શકે નહીં તેમ ચંબેલીના ત્યાં પુંથરાવેલા સાછળ છુપાઇ ગઇ!

નહીં સાંભળે તો કાંઈ નહિ, પણ તે બે આકારની ...હતી તે આપણે તો સાંભળી લઇશું.

...અતી ઘણી ચાલાકી વાપરીને કૈદખાનામાંથી ...યાદ રાખજે કે બહલોલના સીપાઇઓ ત્હારી ...રને સુંધી સુંધીને પાતાળમાંથી ...લજો જે કોઇ સલમાન હતો

"તું ઘડી ઘડી એ બહલોલના સીપાઇઓની બીક મ્હને ના બતાવ્યા કર, સમજ્યો ?" તે કોઇ સલમાન બોલ્યો "મ્હને પુછે તેને જમ પુછે. મ્હારી પુઠે પડે તેની પુઠે જાણુ કે જમજ પડયો. તું હવે આપણે નવો છાપો ક્યાં મારવાના છઇએ તેની વાત કર. કેદખાનામાંથી છુટયા પછી આ પહેલો છાપો મારવાનો થશે, અને એ પહેલી કોશીશમાંજ અચછો હાથ મારી લેવાનો મ્હારો તો ઇરાદો છે."

"ઠીક વાત છે." પેલાએ કહ્યું, અને વધાર્યું "આએ મહેલ જે અમીરની મેં વાત કહી તે મરણ પામેલા અમીરનો છે, એને પેલે નાકેનો ઓરડો ભેદી રીતે વરસો થયા બંધ છે તે મ્હને પક્કે પાયે ખબર છે." અને એમ કરતાં તેણે સ્હેજ ફરીને સલમાનને તે ઓ-રડો મહેલની કઇ બાજુએ હતો તે બતાવ્યો, જે નીશાની કરતો તેને ઝોહરાએ જોઇ લીધો, અને તે ચતુર છોકરી ચેતી ગઇ કે આ બે જણા પેલા પડત બંધ ઓરડા વીશે કોઇ બોલતા હતા ખરા.

"ત્યારે એ વરસો સુધીના બંધ ઓરડામાં કોઇ છુપો ખઝા-નોજ અમીરે છુપાવેલો હશે." સલમાને કહ્યું.

"હુંબી એજ કહુંછું." પેલો બીજો બોલ્યો "એ ખઝા-નાને હવે અહીંથી ખસેડવો પડશે. બીચારો વરસો થયાં ગોંધાઇ રહયો છે તો બ્હારની હવાબી ખાશે, અને આપણું બેનું ઘરબી ભરશે. કેમ બીરાદર કેવી વાત ?"

"બહુજ અચ્છી વાત" સલમાને તેના લંબાવેલા હાથપર હાથ ઠોકીને કહયું. "ત્યારે પરમ દીવસે રાતની વખતે એજ આ-પણું કામ. કાલે દીવસના આવીને અહીંના રસ્તાઓ બધા જોઇ જવશ—અને બગીચાને કયે રસ્તે દાખલ થવું અને ઓરડામાં ક્યાંથી અંદર જવું તેબી હું કંઇક મ્હારી ચપલાઇથી કાલેજ શોધી લઇશ, અને પરમ દીને મંધરાતને શુમારે તો અમીરના એ બંધ ઓરડાનાં ખઝાનાનું તળીયું સાફ!"

અને ત્યાર પછી ધીમે ધીમે તે સાહુકારો (!) ચાલતા થયા, તેઓના જવા પછી કેટલેક વારે ઝોહરા છુપાયલી બહાર નીકળી અને સલીમના ઘર તરફ ચાલી.

તે સીધી સલીમના મકાન તરફ ગઇ નહીં, પણ રસ્તામાં હકીમ રૂસ્તમખાનનું ઘર આવતું હતું અને તેના બાગીચાના પાછલા દરવાઝાથી દાખલ થઇને તે એક સાંકડા દાદર મારફતે ઉપર ચઢીને એક ઓરડામાં ગઇ. ત્યાં હકીમ રૂસ્તમખાન તેને મલ્યો નહીં, અને થોડોક વખત થોભીને ઝોહરા હવે પાછી ઉતરી પડી, અને સલીમના મકાન તરફ આગળ વધી.

સલીમ તે વખતે શરાબની જામ ઉઠાવતો હતો, અને સંગીના તેની છેક લગોલગ બેસીને તેની જામો ભરી આપતી હતી, તથા મેવાની રકાબીમાંથી મેવો સફા કરીને સલીમને ખાવા આપતી હતી. થોડે થોડે વારે સલીમ સંગીનાને તકલીફ નહીં લેવા માટે કાનમાં કહેતો રહેતો હતો, અને સંગીના તેના ખભાપર હાથ મુકીને તેને સમજાવતી હતી કે તેની ખીદમત કરવામાં તકલીફ નહીં હતી, મગર તેને મન મોજ હતી.

આવી વખતે ઝોહરા પોતાના મર્દોના લીબાસમાં સલીમને શોધતી આવી, અને તેને મોજમાં ઉતરી પડેલો છુપી રીતે બારીમાંથી જોઇને એક મોટા ગુસ્સાથી તે બળીને આગ થઇ ગઇ! તે સમજીજ ગઇ કે સલીમને તેની પોતાની તરફ નફરત પેદા થઇજ હતી, અને તેથી તે તેને (ઝોહરાને) છોડીને ખુશાલ જીવથી અમનચમનમાં મોડી રાત સુધી વખત પસાર કરતો હતો—તે ભારી દીલે ગમગીન ત્યાંથી પાછી ફરી.

તેનું મગજ ઘુમતું હતું—તેની આંખ ગુસ્સાથી જલતી હતી, અને તેના પગો નીશામાં ગીરફતાર થયલા આદમીના પગો લઠડે તેમ લઠડી લઠડીને ચાલતા હતા. તે ઘણું ચાલી શકી નહીં, મગર હ-

લીમ રૂસ્તમખાનનું ઘર આવતાંજ પાછી તે પેલેજ પાછલે દરવાજેથી તેમાં દાખલ થઇ, અને એક કમરામાં જઇને ત્યાં મુકેલા પલંગ પર નસોસ પડી ગઇ.

*　　　*　　　*　　　*

પેલી તરફ સલીમ પોતાની મોજ કરી કરીને આખરે તે મધરાત પછી સુવા ગયો, અને તે સુતો તે એકદમ ઊંઘાઇ ગયો. નોકરો બી વગેસગે થઇ ગયાં, પણ સંગીનાને બાગીચાની ઠંડી હવા ખાતી થોડો વખત બહાર બેસી રહેવા ગમ્યું. તે પોતાની બુઆને રજા આપીને પોતાના કમરાની પાસેના ફુવવારા આગળ ચળકતા સીતારાઓને આસમાનપર ચમકતા જોતી "આહાહા" કરીને સંગેમરમરની એક બેઠક ઉપર બેઠી. તે થોડોજ વખત તેમ બેસવાનો ઇરાદો રાખતી હતી, અને જરાંકબી પાપણ ઉપર નીંદરાંદેવી હાથ મુકી દે તો સુવા જતા રહેવાનો ખ્યાલ બાંધ્યો. તેના કીસમતે તેને એમ ત્યાં બેસવા સુજાડયું હતું!

સંગીના બેઠી, અને ફક્ત પાંચ મીનીટ નહીં થઇ તેટલાં પાસેના વેલામાં કાંઇ ખડખડાટ થયો, અને કુદકો મારીને એક આકાર તેના સામે આવીને ઉભો! તે આકાર ઉંચી અને ભરેલા બદનની કોઇ ઔરતનો હતો, જેના ઝનાના લીબાસ અને મરોડદાર શરીરને ઢાંકી નાંખતો એક બીજો કાળો પોશાક અને તેના ચહેરાપર કાળો નીકાબ હતો!

સંગીના ઉભી થઇ, અને તેના મુખમાંથી એક તીણી ચીખ બહાર પડી. અરે, આએ ઔરત તો તેજ હતી કે જેણે અમીરના દાગીના ચોર્યા હતા, અને વળી આ ત્રીજી મરતબે તે મનહુસ શકલને જોઇને સંગીના માથાથી પગ સુધી કમકમી!

તે કાળા નીકાબવાળા ચહેરાની ઔરતે એકદમ ધસીને સંગીનાની છેક લગોલગ આવી, તેણે પોતાનો નીકાબ ચહેરાપરથી ઉંચ-

ફીને માથાપર મુકયો, અને સીતારાની રોશનીવાળી રાત છતાંબી તે ઔરતને સંગીનાએ પીછાણી લીધી, અને તેને ઓળખતાંજ તે પોતાના ગુહન્યે પડી જઇને બેઉ હાથ જોડી લઇ માફી માગવા લાગી "માફ!-માફ! મેં તુમને કદીબી દુખ દીધું નથી તો મ્હારાપર ગુસ્સો શા માટે?"

થોડી પળ તે ઔરત ખામોશ, મગર ગુસ્સાથી જોતી ઉભી, થોડીજ પળ—લેકીન, તે પછી તુરતજ તેણે પોતાની કમરબંદમાંથી એક તેઝ ખંજર ખેંચી કહાડયું અને ગઝબ! તે આબદાર ખંજરને તેણે પોતાના સઘળા ઝોરથી સંગીનાની છાતીમાં ચલાવી દીધું!

ખંજરનો ભોગ સુંદર સંગીના ઝમીન પર તુટી પડી, એકબી ચીખ તેના મુખમાંથી નીકળી નહીં. એકબી આવાઝ તેના હોટોની વચેથી બહાર પડયો નહીં. તે ખુની ઔરતે ખંજરનો ઝર્બ ટાંકીને બરોબર માર્યો હતો, ખંજર કારી હતું, છાતીમાં ઉંડું ચાલી ગયું હતું, અને મોત—સુંદર સંગીનાનું મોત—તાબરતોબ થયું.

બીચારી સંગીના! તે શીકસ્તા દીલ થયા બાદ પોતાના આશકની કબરમાં જલદીથી જવા માંગતી હતી—અને અફસોસ, કે તેમજ તે જલદીથી ભર જવાનીમાંજ મોતના હાથોમાં ગીરફતાર થઇ ગઇ.

ખુની તે કાળા નીકાબવાળી ઔરત! તેણે સંગીનાની સુફેદ છાતીમાંથી ખંજર ખેંચી કહાડયું—ઝડપથી તેણે પાસેની વેલના પાંદડાંઓ ઉપર લુછી નાંખ્યું—તે ખુની ખંજરને કમરબંદમાં પાછું મુકી દીધું—અને પોતાના ચહેરાપર પાછો નીકાબ ઉતારી લઇ પોતાના ભયંકાર પાપના ધામ આગળથી ઝડપી કદમે દુર થઇ ગઇ.

---

# પ્રકરણ ૧૪ મું.

## ખુન માંટે સલીમની ધરપકડ!

પેલી તરફ આપણે ખુબસુરત ઝોહરાને હકીમ રૂસ્તમખાનને ઘરથી એક કલાક પછીથી મર્દાના લીબાસમાં પાછી પોતાને ઘર ચાલી જતી જોઇશું—તે ગઇ અને જતાંજ પોશાક બદલીને સુઇ ગઇ. પોતાની નૌકરડી મરીયમને તો સ્હાંજની તેણે પોતાની આગળથી દુર કીધેલી હતી, અને મરીયમ પોતાના કમરામાં દીવાબતી કરીને ખાબમાં પડી ગઇ હતી. અજબ સંજોગે કોઇએબી તે સુંદર ઝોહરાનું અદભુત કામ—તેનો મર્દાના લીબાસ–એ બધું જાણ્યુંજ નહી, અને જાણે કાંઇજ બન્યું નહીં હોય તેમ તે રાત અમીરના મહેલમાં ચુપચાપ નીકળી ગઇ, અને સ્હવાર પડતાં ઝોહરા સુદ્ધાં બધાં વખતસર બીછાનેથી ઉઠયાં.

સલીમના આલીશાન મકાનમાં તો સ્હવારૂં પડતાંબી બધાં ઢોરની માફક ઉંઘાતાં હતાં, રાતની ઠાક હજુ ઉતરી નહી હતી અને પરોઢયામાં કોઇએ ઉઠવાની તકલીફબી લીધી નહી. સ્હવારૂં થતાં બહલોલના કેટલાક સીપાઇઓ જે કોઇ બદમાશની શોધમાં લાગેલા હતા તે સલીમના બાગના ખુલ્લા દરવાઝામાંથી અંદર આવ્યા, અને એકે કહ્યું "શાયદ, બદમાશ સલમાન આએ જગ્યાએબી છુપાયો હોય. છેલ્લો મેં એને એણીજ તરફ કેઠે રસ્તે નહાસતા દીઠો હતો, અને આપણી નઝર ચોરાવીને એ આએજ જગયાએ ભરાઇબી ગયો હોય તો તેમાં કાંઇ નવાઇ નથી."

"તો આપણે આએ બાગ આખો ખુંદી મારશું, અને આપણો શક દુર કરશું." બીજો સીપાઇ બોલ્યો.

"એ બદમાશ કાંઇ આંપણને સહેલાઇથી મળે એમ નથી. એ

કહેવાયછ તેમ કેટલાક બીજા લુચ્ચા બદમાશોની ટોળકીનો સરદાર છે. એ એટલો બધો આપણી નઝદીકમાં આવીને છટકી જવા પામ્યો એજ એક કમનસીબી છે—એ પકડાતે તો આપણને રાજ્ય તરફનું જાહેર થયલું એક હઝારનું ઇનામબી મલતે !" ત્રીજાએ કહ્યું.

"તો પછી આપણને એક મીનીટબી ગુમાવવી નહી જોઇએ, બીરાદરો." તેઓનો વડો જેવો એક જે હતો તે બોલ્યો "ચાલો, બે ભાગમાં વહેંચાઇ જાઓ, અને આપણે તે બદમાશને શોધવા આએ બાગીચો જેમાં આપણને શક છે કે તે છુપાયલો છે તે ખુંદીબી મારીશું, અને જો તે હીંઆજ હશે તો ઝુરૂર એને પકડીશું—પણ હવે વધારે વખત તેને છટકીને નહાસવા ભાગવા તો નહીજ દઇશું" અને તે સાંભળીને તે છ સીપાઇઓ ત્રણ ત્રણની ટોળીમાં વહેંચાઇને સલીમના બાગીચામાં શોધ કરવા લાગ્યા.

એકાએક એક સીપાઇએ ગભરાટની બુમ પાડી, અને તે તરફ છએ છ સીપાઇઓ દોડી ગયા. બુમ પાડનાર સીપાઇએ પોતાના હાથોમાં સંગીનાનું શબ ઉંચકયું હતું. "કોઇ ઔરતનું ખુન થયલું છે!"

"બીલકુલ મરી ગયલી છે." તેઓનો વડો જોઇને બોલ્યો "સીનું ચાક કરી નાંખવામાં આવેલું છે. વારૂ આ મહેલ જેવા મકાનનો માલેક કોણ છે તે કોઇ તહમે જાણોછ કે?"

"થોડાજ વખતપર સલીમ નામના એક તવંગર શખ્સે સહેંકડો માણસોની ફોજ કામે લગાડીને ઘણી ઉતાવળે આએ મહેલ બંધાવયો હતો, એ મહને ખબર છે. ઝર ચાહે સો કર." એક સીપાઇએ કહ્યું.

"હાલમાં એ બધી ઝરની ને મહેલની વાત કરવાનો આપણને સ્હેજબી વખત નથી." તે વડો બોલ્યો "તહમે ત્રણ જણા જાઓ સલમાન બદમાશની શોધમાં, અને અમે ત્રણ જણા આ ખુનની વીગત મેલવવા તથા ખુનીનો પતો શોધી કહાડવામાં રોકાઇએ છીએ."

તે પછી તેઓ છુટા પડયા, ત્રણ સલમાનની શોધમાં ગયા, અને ત્રણ સલીમના મહેલમાં દાખલ થયા. એક નોકર જે હમણાંજ ઉઠયો હતો તે છેલ્લા ત્રણને સામોજ મલ્યો, જેને પુછીને બાગીચાના એક પુરા દરવાઝાને બંધ રાખવા તથા તેમાંથી કોઇને બહાર જવા તથા અંદર આવવા નહીં દેવાનો હુકમ કરીને તે નોકરને એક સીપાઇ સાથે રવાના કીધો. તેટલા વલી નંગીનાની બુઆ ગડબડ સડબડથી ઉઠી અને તેણે જયારે જાણ્યું કે તેની ભલી બાઇનું ખુન થયું હતું ત્યારે તે અજાયબી અને ગભરાટથી ગોયા ફાટીજ ગઇ ! તે પેલા સીપાઇઓને લઇને પોતાના શેઠ સલીમના કમરા તરફ ગઇ. સલીમનું માથું શરાબથી હજી ખલાસી પામયું નહી હતું, અને ગભરાટ સાંભલીને તે જેમ તેમ બીછાનામાંથી ઉઠીને દરવાઝો ખુલવા ગયો. જેવો તેણે દરવાઝો ખોલ્યો કે પેલા સીપાઇઓ દાખલ થઇને બોલ્યા " માફ કરજો જનાબ, મગર તમારા બાગીચાની અંદર એક ભયંકાર પાપ થયલું છે."

" એક ભયંકાર પાપ ? તઅજજૂબ !" સલીમ બોલી પડયો.

" અમને આપનું આખું મકાન એ સબબથી જોવું પડશે, કેમજે ખુની આઓજ તરફનું કોઇ હોય એમ અમને શક છે " તે વડો બોલ્યો.

"બેશક, જુઓ. " સલીમે ઝડપથી કહયું. અને તેઓ સલીમના ઓરડાથીજ પોતાની શોધ શુરૂ કરવા લાગ્યા. ઇતેફાકન પોલીસના વડાની નઝર પેલી પેટી તરફ ગઇ જે પેટીમાં સલીમે પોતાની હયવાનત વખતે પેહેરેલા કપડાં મુકેલાં હતાં અને જે કપડાં ઉપર લોહીના ડાઘ હતા.

" આએ સંદુકની ચાવી આપો." અને સલીમે જયારે ચાવી આપી ત્યારે તે સ્હેજ લઠડયો,–સંદુક ખુલવામાં આવી, અને પેલાં કપડાં જે જાણે તાઝાજ લોહીમાં હમણાંજ ખરડાયલા હોય તેમ

પડેલાં હતાં તે ઉંચકીને પોલીસનો તે વડો બોલ્યો "આએ કોણનાં કપડાં છે?"

"એ–એ–એ તો–મ–મહારાં છે." સલીમ સ્વભાવિક ગુંચવાઇને–અટકીને—અચકીને બોલ્યો.

"તહમારાં કપડાં છે? તો હું તહમને બાદશાહ બહલોલની સરકારના હુકમથી એક બાઇના ખુન માટે ગીરફતાર કરી લઉં છું." પોલીસનો વડો સલીમના ખભાં પર હાથ મુકીને બોલ્યો.

"મહને?, કોણના ખુન માટે?" સલીમ ગભરાટથી પુછવા પડયો.

"સંગીના બાઇના ખુન માટે એ લોકો બોલેછ, મહારા શેઠ" પેલી બુઆએ વધતા જતા ગભરાટ ઉપરના ગભરાટથી હાંફલી ફાંફલી થઇ જઇને કહ્યું.

"કોણ, સંગીના? મહારી વહાલી બ્હેન? તેનું ખુન! અને તે ખુન માટે મહને આપ ગીરફતાર કરોછ?" સલીમે તે પોલીસના વડાને પુછયું.

"હા, આએ લોહીના ડાઘવાલા કપડાં તેની શાહદત પુકારેછ." તેણે જવાબ આપ્યો "શરાબની નીશામાં આપે તહમારી બહેનનુંબી ખુન કીધું હોય તો તેમાં નવાઇ નથી."

× × × ×

એક કલાક પછી તવંગર જવાન સલીમ દેહલીના લોખંડી દરવાઝાવાળા કયદખાનાની એક કોટડીમાં કઇદ પડયો!!

---

# પ્રકરણ ૧૫ મું.

## મરીયમપર સીતમ.

સલીમને જે દીવસે સહવારના કઇદ કરવામાં આવ્યો તે દીવસે પેલી તરફ ઝોહરા શું કરતી હતી તે આપણે જોઇએ. તે બપોરનું ખાણું લીધા પછી ભાઇને મલીને હકીમ રૂસ્તમખાનને ત્યાં જવાનું કહીને ઘરથી બહાર પડી, પણ તે ઘરથી નીકળેલી પાધરી રૂસ્તમખાનને ત્યાં તો ગઇજ નહીં—મગર, દેહલીના એક નહાના સાંકડા મોહલ્લા તરફ તેણે ગાડી લેવડાવી અને તે પછી ગાડીવાલાને ભાડું ચુકવી દઇ ઉતરીને પગે ચાલતી બીજા બે ચાર તેવાજ નહાના મોહલ્લાઓમાંથી થઇને એક પડત જગયાપર આવી, જ્યાં ખંડીયેર જેવાં બે ચાર ઘર હતાં, અને તે ઘરોથીબી એક ઘર જે અલગ મયદાનમાં આવ્યું હતું ત્યાં ગઈ. તેણે તે પડત જેવાં મકાનનું બારણું ઠોકયું અને તેના જવાબમાં એક બુઢીઆ અઉરતે દરવાઝો ખોલ્યો. દરવાઝો ખુલતાં સમેત ઝોહરા અંદર ઝડપથી ગઇ, અને ઝોહરાને જોઇને જાણે શું એક ખુશી થઇ હોય તેમ પેલી બુઢીઆ તો થોડી થોડી થઇ ગઇ, અને ઘણી તાઝીતમવાઝો સાથે ઝોહરાના હાથ ચુમીને તે પછી તેને અંદરના એક કમરામાં લઈ ગઈ. અહીં જાણવું ઝુરૂરનું થઇ પડશે કે રસમ મુજબ ઝોહરાએ આખે રસ્તે ઓઢણી ઓઢીને બુરકો નાંખ્યો હતો, પણ પેલા પડત ઘરને આંગણે પહોંચતાંજ તેણે બુરકો ઉઠાવી લીધો હતો.

તે ઘરમાં એકબી મરદ દીસતો નહીં હતો ! અને ઝનાનીઓનુંજ તે ઘરપર રાજ્ય હોય તેમ આખા ઘરમાં દશ બાર જવાન ઔરતો દીસતી હતી, અને તે જવાન ઔરતોની હાકમ તે પેલી બુઢીઆ હતી. તે ઘર દીસ્તુંજ હતુ કે ભેદી હતુ અને અંદરની ઔરતો સર્વે ગાલીચાઓ ગુંથીને આબરૂ દરકારથી પોતાનું પુરૂં કરતી

હતી, તેઓની ગાલીચાઓની બનાવટ મારેજ તે હોય એટલુંજ નહીં હતું ! જવાન ઔરતો પોતાના હાથની હુનરમંદીથી ગાલીચા ભાત-ભાતના બનાવીને તઈયાર કરતી હતી, અને તે લઇ જઇને બાઝારમાં પેલી બુઢીઆ વેચી આવતી હતી. સહવારના બુઢીઆજ બાઝારથી ખરીદી લાવતી હતી, અને દરેક ઔરત વારાફરતી એક દીવસે રાંધતી અને એમ ગુજરાન ચાલતું હતું. ઘરની બહાર વરસોનું જુનું હોય તેમ એક પુરાણું રંગેલું પાટીઉં લટકાવેલું હતું, જે પર ફારસી ઝબાનમાં લખેલું હતું કે "મુફલીસ ઔરતોનું ગાલીચા બનાવવાનું કારખાનું."

અને, જ્યારે તે બુઢીઆ પેલી બધી જવાન ઔરતો આગલ ઝોહરાને લઇ ગઇ ત્યારે બધીઓએ ઝોહરાપરથી ઓઢાઇ પેથરાઇ ગઇ, અને એક ધોતતી ધંગ્નતી ચદ્દર નાંખેલા ગદેલાપર ઇજ્ઝતથી બેસાડી. માન તો કોઇ અમીરને નહી આપવામાં આવે તેટલું બધું ઝોહરાને આપવામાં આવ્યું. કોઈ ઝોહરાને વાસ્તે શરબત લઇ આવી, તો કોઇ પાનદાન લાવી, તો કોઇ તેની પાસે છેલ્લી તરાંહના ગાલીચાઓ લાવીને બતાવવા લાગી. તરેહવાર તરાંહમાંથી એક ઝોહરાએ આંગલી બતાવીને પસંદ કીધી, અને તેની સમજણ એક જવાન ઔરત જે આંગલાંઓની ઇશારત જાણતી હતી તે આપવા લાગી. દેખાઈતું હતું કે ઝોહરા ગાલીચાઓની છેલ્લામાં છેલ્લી તરાંહનો નમુનો જોવા અને શીખવા ત્યાં આવી હતી, અને આપણે જોઈ આવ્યાં છીએ કે તે ઘરમાં વે પુરતી રીતે પળોટાઇ ગયલી હતી.

ઝોહરા બેસીને તે નમુનો શીખતી હતી તેટલાં જે ઔરતની તે દીવસે રાંધવાની વારણ હતી તે પેલી બુઢીઆને એકાએક કહેવા પડી "અમ્મીજાન, આજે આ ગુવારફલી કેટલી બધી સખેત લઇ આવ્યાં છો ? રાતના મ્હારા હાથને બધી બહેનો તરફથી જશ નહી મળશે."

"તો હું શું કરૂં ?" પેલી બુઢીઆ કહેવા પડી "આજે તો

બાઝારમાં ચીતજ ઠેકાણે નહી રહ્યું તે કેમ કરૂં ? કોઇએ ખુનની વાત ફેલાવી તે સાંભળવા હું પડી ગઇ, અને મારી વાતચીતનો લાભ લઇને ગુવારવાલીએ ધરડી કલીઓ તોલી દીધી હશે.”

“ખુનની વાત ?” એ ચાર જે બીજીઓ ત્યાંજ પાસેજ બેઠેલી હતી તેઓએ જાણે એકજ આવાઝમાં પોકારી દીધું.

“હા,” તે બુઢીઆ બોલી “કહેછ કે આજે સહવારના પહોરમાં કોઇ જવાન ખુબસુરત અઉરતનું શહેરમાં ખુન થયું. બલા જાણે, એ ખુન ને ખુનની વાત સાંભળતાં તો કાનબી હવે ભરાઇ આવ્યા ! આપણા બાદશાહના બેટા સીકંદરની મહોરદાર બેગમ મહેરનીગારનું ખુન કોઇ ફાડી ખાંનારા જંગલી જાનવરે કીધાની વાત હમણાંજ સાંભળી હતી, તેટલાં આજે સહવારે વળી ખુમાટો ઉડયો કે શહેરમાં કોઇ તવંગર છોકરીનું ખુન થયું !”

“તે તે છોકરીનેબી પેલાજ જાનવરે ફાડી ખાધી શું ?” એક અઉરત પુછવા પડી.

“નહીં, તેને તો છાતીમાં ખંજર મારીને મારા નાંખવામાં આવેલી કહેવાયછ” બુઢીઆ બોલી “અને તે સુંદર જવાન છોકરીનું ખુન તેના પોતાના ભાઇએજ કીધેલું હોવાથી તેને કેદ કરીને લઇ જવામાં આવ્યોછ.”

“એક ભાઇએ પોતાની માઝાદ હમશીરનું ખુન કીધું ! તે કોણ ખબીસ હશે વારૂ ?” એક બોલી.

“કોણ જાણે ! પણ એમ તો બોલાતું હતું કે તે ઓરતનું નામ સંગીના છે, અને તેનો ભાઇ જે પોતાની બહેનનું ખુન કરવા વાસ્તે કેદ પકડાયલો છે તેનું નામ સલીમ છે.”

બુઢીઆ પોતાનો વાકય પુરો કરી રહી તેજ વખતે પેલી તરફ ઝોહરા જે ગાલીચો હાથમાં પકડીને જોતી હતી તે એકાએક તેના

હાથમાંથી પડી ગયો. ઝોહરાના હાથ કંઇક ધ્રુજવા લાગ્યા, અને જાણે તે બહેરી–મુંગી સુંદરીએ પેલી ખુનની વાત સાંભળી હોય તેમ તે નાખુશ થઇ ગઇ! પણ નહી. તે કયાંથી જાણે? તે તો બહેરી હતી. પેલી વાત તે સાંભલતીજ કયાં હતી? અને તે તો પુરા ધયાનથી ગાલીચાનો નમુનો શીખતી હતી! સીર્ફ તે કોઇ શરીરની નાકુવવતીના સબબે તેમ થયું હતું. મગર, તે પછીથી તે ખુબસુરત સુંદરી જરા બીમાર થયલીજ દેખાઇ, અને માથાના દુખારાની ફરી આદ કરીને તે નમુનો છોડી દઇ પેલી બુઢીઆને પોતાની સાથે બીજા કમરામાં લઇને ગઇ.

બીજા કમરામાં પેલી બુઢીઆ સાથે અકેલી અકેલી ઝોહરા નીશાનીથી વાત કરતી રહી, અને કેટલીક નીશાનીઓ જે તે બુઢીઆ સમજી શકી નહીં તે માટે ઝોહરાએ લખીને બુઢીઆને વંચાવ્યું. આખરે, પંદર મીનીટ બેઉ વાતચીતની નીશાનીઓ કરીને બહાર પડયાં, અને ઔરતોને મલી ભેટીને તથા પેલી બુઢીઆના હાથમાં પાંચ અશરફી મુકીને ઝોહરા તે ઘરની બહાર નીકલી. તેણે બુરકો નાંખી લીધો, અને તે ભેદી ઘરમાં જેવી રીતે તે થોડે રસ્તે ચાલીને અને થોડે રસ્તે ગાડીએ આવી હતી તેજ માફક ગઇ, અને પોતાને ઘર પહોંચી.

× × × ×

તેજ રાતના આશરે દશેક વાગતાનો શુમાર હશે.

તે આલીશાન મહેલમાનાં સરવે જણાં ખાબ કરવા ગયાં હતાં. બધું ચુપચાપ હતું, લેકીન, ઝોહરા અને મરીયમ હજુણુ સુધી નીશાનીઓથી વાત કરતાં જાગતાં હતાં. આપણને અત્રે જાણવું જોઇશે કે મરીયમે ઝોહરાથી બીહીને પોતાની અને હુસેન વચેની સગાઇની વાત જણાવી નહીં હતી, અને હુસેનેબી આસ્તે સાસતે રહીને કહેવા માટેનું ધયાન કરીને હજી કાંઇ વાત ઝોહરાં આગળ છેડીજ નહી હતી.

વાતચીતની નીશાની ચાલતી હતી તેટલાં ઝોહરાને પયાસ લાગવાથી તેણે મરીયમને શરબત લેવા મોકલાં, અને મરીયમ શરબત લેવા માટે નીચેના ઓરડા તરફ જવા સારૂ ગઇ.

શરબત, ગુલાબ અને અત્તરની શીશીઓ બાગીચાંની ઉત્તર છેડેના એક ન્હાના ઓરડામાં ગોઠવેલી હતી, અને મરીયમ જે હજુણુ સુધી સુવા જવાની રજા પોતાની શેઠાણી ઝોહરા તરફથી મેલવી શકી નહી હતી તે કાંઇક મુશકીલીથી તે હુકમ બજા લાવવા બાગમાં ઉતરી. તેણે બાગની હવામાં ઉતરતાં મનમાં સઘીયારો લીધો કે હવે ટુંક વખતમાં તે નોકરીનો છેડો આવનાર હતો, અને તે પોતે બી પોતાની શેઠાણી ઝોહરાની માફક તે આલીશાન મહેલની શેઠાણી થનારૂ હતી.

મગર, બાગમાં ઉતરીને મરીયમ દશ કદમ આગળ ચાલી હશે તેટલાં પાછળથી એકદમ કોઇએ ધશી આવીને તેના મોંઢામાં રૂમાલનો ડુચો દાબી દીધો, તેની આંખે પાટો બાંધી દીધો, અને બે આફ્રુરે તેને હાથોમાં ઉપાડી લીધી. મરીયમે એક ચીખ પાડી, જે. પેલા રૂમાલના ડુચામાંજ દબાઇ રહી, અને તે પછી તે બેસુદ્ધ થઇ ગઇ.

મરીયમ જ્યારે સુદ્ધીમાં આવી ત્યારે તેણે પોતાને એક કોઇ જુદાજ મકાનમાં જોઇ. તે મકાન તેની શેઠાણી ઝોહરાનું નહીંજ હતું, પણ કોઇ બીજુંજ હતું ને જે ઓરડામાં સુતેલી હતી તે ઓરડામાં ફકત પાણીનો એક કુંજો અને જેપર તે સુતી હતી તે એક ચટાઇ અને તેનીપર નાંખેલા એક ગદેલા સીવાય ત્યાં બીજું કાંઇબી હતું નહી! તે સમજી ગઇ કે તેની સાથે કોઇ દગો રમ્યું હતું, અને તે આ મકાનમાં કૈદી સમાન થઇ હતી. તેનું નરમ દીલ તે સીતમ ખમી શક્યું નહીં, કેમ જે તેના હુસેનથી તે હવે જુદી પડી ગઈ હતી અને કદાચ તેની બાકીની ઝીંદગીમાં તે કદીબી હુસેનને મલીજ નહીં શકનાર હોય એમ સમજીને ઝાર બેઝાર રડી પડી.

તે માબાપ વગરની એક બેકસ મુફલીસ છોકરી હતી. જેને મરહુમ અમીરે પાલીને મોટી કીધી હતી, અને હવે જ્યારે તેજ અમીરના બેટા સાથે થોડા દીવસમાં તેની શાદી થનાર હતી ત્યારેજ તે છોકરી પોતાના પ્યારાથી વિખુટી પડી જઇને કોઇના મકાનમાં અસીર બની હતી. તેના ખુશી ભરેલા પ્યાલેપર એકાએક પાણી ફર્યું હતું !

પેલી તરફ જ્યારે ઝોહરાએ જોયું કે ઘણો વખત થઇ ગયો છતાં શરબત લઇને મરીયમ આવી નહી ત્યારે તેણે શોધ ચલાવી, પણ જ્યારે મરીયમ મલી નહીં શકી ત્યારે માણસોને ઉઠાડીને શોધવા આજુબાજુ મોકલ્યા, અને માણસો લગભગ બે કલાકની શોધ પછી જ્યારે કશોજ પતો મેલવી નહીં શક્યા, ત્યારે તેણે સેવટે પોતાના હુસનભાઇને જગાડયો. હુસેન તો મરીયમને ગુમ થયલી સાંભલીને ઘેલોજ બની ગયો ! તે નોકરોને સાથે લઇને મબરાવને તે સમયેબી મરીયમને શોધવા ફાનુસ લઇને બહાર પડયો. આહહા ! તે મધુરો સાચ્ચો પ્યાર !



# પ્રકરણ ૧૬ મું.

---

## સલીમની મુલાકાતે ઝોહરા.

હુસેન જેવો માણસોને લઇને બહાર પડયો, કે ઝોહરાંએ પોતાના શરીરપર પેલીજ રાતવાલો પેલોજ મર્દાના લીબાસ પાછો પહેરી લીધો, અને તે મહેલને પીછલે દરવાજેથી ગુપચુપ નીકલી ગઇ.

ઝોહરા એક ફાંકડા જવાન્યામાં ફેરવાઇને રસ્તે પડી છે તે જોઇને હવે આપણે સલીમ તરફ ફરશું, જે લોખંડી કેદખાનાની એક કંગાલ કોટડીમાં ઉંઘ લીધા વગર તે મધરાતેબી એમનો એમ એક તુટી ફુટી ખાટલી ઉપર બેઠેલો છે.

"અફસોસ હું કેવો કંગાલ આદમી છું!" તે મનમાં બડબડવા લાગ્યો. "બદનસીબીનો ઢગલો જો કોઇનીબી કીસમતમાં હોય તો તે મ્હારી કીસમતમાં છે! ઉફ! મુર્ખ હું—" અને એમ બોલતાંજ તેણે પોતાના કપાલ ઉપર જોરથી હાથ માર્યો "મેં શું કીધું? એક શાંતીભરેલી ઝુંપડી વેચી, અને એક પાપી જવાનીમાં હોમાવ્યું? અરે, હમણાં તો દુન્યાંની જંજાલોથી નીરાલો થઇને હું મોતની મીઠી નીંદમાં આરામ કરતે, અને મ્હારો નીર્દોષ જાન તે સુખભર્યા બહીશતની રઉશની નીહાલતે! મગર, કમબખત કમનસીબ સલીમ, તું સુનહેરી ચમકપર મોહીત થઇ ગયો, અને તેના બદલામાં? આજે પલીદ હીણુપરસ્તી!—ઓ મનહુસ ઇબલીસ, અગર જો તું મહારી ગરીબ ઝુંપડી તરફ તહારા પગલાં નહી લંબાવતે તો આજે કેટલી બધી જંજાલોથી હું મોકળો રહી શકયો હતે! ઓ મહને તહારી તવંગરી કરતાં તો મહારી મુફલીસી લાખ દરજજે બહેતર હતી!"

અને એમ બોલતાંજ, તેણે ઢબ દઇને ખાટલીપર નંખાવી દીધું;

અને નીસાસા ઉપર નીસાસા નાંખીને રડી પડતાં ગયા પાપ કરીને હવે તે તે પાપનો પશ્ચાતાપ કરતો હતો. અફસોસ દુનયાપર વસતા આદમીઓ એવીજ રીતે પાછળથી પસ્તાય, તેના કરતાં તો પોતે જે કરવાનો ઠેડાવ કરે તે આગમજ જો સાતવાર વિચાર કરીને નેકીના રાહપરજ કદમ ભરે તો શા માટે દુઃખ પેદા થાય ?

મગર, સલીમના અંદેશાભર્યા ખયાલોમાં ખલલ થઇ, અને તેની કોટડીનો દરવાઝો કોઇ ખોલતું હોય તેવો સાદ આવયો. બીજીજ પળે તેની સામે દારોગો આવીને ઉભો "જનાબ સલીમ, તહમારા બાઇ તહમને મળવા સારૂ આવેલા છે. તહમારી એઉની મુલાકાત હું પોતેજ થવા દઉં છું; મગર યાદ રાખો કે ઘણો વખત મુલાકાત લંબાવશો નહી, નહીતો કોઇ જાણી જશે તો મહારીપર બલા આવશે. હું બહાર જઇને તહમારા ભાઇને તહમારી પાસે મોકલું છું."

ભાઇ ? એ વલી નવો ભાઇ કોણ ફુટી નીકલ્યો હતો ? સલીમે એક તર્ક એવીબી બાંધી કે શાયદ ઝોહરા મર્દાના લીબાસમાં તેની મુલાકાતે આવી હોય ! તોપણ, બીજીજ પલે તે તે ખ્યાલ દુર કરીને બડબડ્યો "એક બ્હેરી–મુંગી છોકરી દારોગાને લાંચ આપી કેમ શકે, અને આવી રાતની વખતે કેદખાનામાં આવવાની હીંમતબી કેમ કરે ?"

તોબી જેવો તે ભાઇ અંદર દાખલ થયો કે સલીમની આંખ ખુશીથી ખીલી નીકલી. આહહા ! એ તો તેજ પ્યારી પ્યારી માશુકા હતી, જે તેનો જાન–તેનો એક પુરો અરમાન હતી !

હજુણ તો દારોગો તેઓનો દરવાઝો બંધ કરી દે તેની ધારજબી સલીમને નહીં રહી, અને દરવાઝાના બંધ થતાં સમેટ તે વહાલી ઝોહરાને બગલગીર થવા પસારેલા હાથોથી આગલ વધયો–મગર, ઝોહરાએ સલીમને દુર રાખ્યો. તેણે પોતાની જેબમાંથી એક તઇયાર લખેલું કાગલ ખેંચી કહાડયું, અને તે સલીમના મોઢાં સામે

ધર્યું. સલીમે તે કાગલ ઝડપથી લઇને વાંચ્યું. ઝોહરાએ તેની ઉપર બેજ લાઇન લખેલી હતીઃ " સલીમ તું પાક અલ્લાહના કસમ ખાઇને કહેછ કે મરનાર સંગીના ત્હારી માશુક નહીંજ હતી ?"

સલીમ તે સવાલ સાંભળીને બે પગલાં પાછળ હટી ગયો. અરે, ઝોહરાને તે કેમ કહી શકે કે મરહુમ તો તેની પવિત્રી થતી હતી ! તોબી, તે મનને કાબુમાં રાખીને નીશાનીથી બોલ્યો " નહી—નહી, તું વહેમ ના લઇ જા. મરનાર સંગીના મ્હારી બહેન હતી–મહારી માઝાદ હમશીર હતી—અને હું પાક અલ્લાહના કસમ ખાઇને કહુંછ કે સંગીના મહારી માશુક નહી હતી, નહી હતી."

તે સાંભલીને ઝોહરા પોતે આગલ વધી, અને તેણે પોતાના ગોરા ગોરા હાથો સલીમની ગરદન આસપાસ વીંટાલી નાંખયા, અને એક મીઠઠો બોસો તેના ગરમ થયલા હોટોંપર દાબી દીધો.

સલીમ તો પોતાનું બધું દુઃખ ભુલી ગયો–તે પોતે કઇદખાનામાં હતો તેબી ભુલી ગયો ! તેની વહાલી ઝોહરા તેને આજના જેવી અગાઉ કદીબી વધારે મહોબતવંતી લાગી નહી હતી ! તેને મર્દાના લીબાસમાં ઝોહરા વધારે દમામદાર, વધારે સુંદર, અને વધારે ખુબસુરત લાગતી હતી, અને સલીમે પોતાના હોટો તે સુંદર ગુલાબી હોટો ઉપરથી ઉચકીને તે કાલી કૌલી નયનોપર દાબયા, જે એ આંખોએ તેનાપર ગોયા જાદુ ચલાવયું હતું ! બલ્કે, તેના દીલને તે સુંદર નયનોએ પયારના તીરથી આરપાર વીંધી નાંખયું હતું !

" પયારી તું અંદર કેમ આવી ?" સલીમે ઇશારતથી પુછયું.

" મહારા એક નઉકરે, બધી ગોઠવણુ દારોગા સાથે નકકી કીધી, અને હું ગુપચુપ સોનાની અશરફીઓ દારોગોના હાથમાં સેરવી દઇને અંદર આવી." ઝોહરાએ નીશાનીઓથી સમજાવ્યું.

થોડી પલની ચુપકીદી પછી ઝોહરાએ સલીમને ઇશારતથી કહયું " વહાલા સલીમ, મહારી જેબમાં જે અશરફીઓ છે તે તુંને

અહીંથી નહસાડી લઇ જવાના ઉપયોગમાં હું લેવા માંગુછ—લાલચુ દારોગો સુનેહેરી ચમકપર ઝુરૂર ફીસલી જશે."

"નહીં વહાલી." સલીમ તેવીજ નીશાનીઓથી બોલ્યો "અગર આ કેદખાનાના દરવાઝા હમણાં ખુલ્લાબી હોય તોબી હું નહાસી જવા ખુશી નથી. હું બીલકુલ બેગુન્હા છું—અને તહારા નીરદોષ સલીમપર જે ખોટું તોહમત છે તે તો નહાસવાથી ઉલટું વધારે મજબુત થાય, પયારી જાન."

ઝોહરાએ એક લાંબો નીસાસો ખેંચયો. જે જોઇને સલીમે તેનો હાથ પકડી લેતાં ઇશારતથી પુછ્યું "વહાલી, તું તો મહને ગુન્હાગાર ધારતી નથીની ?"

રડતી આંખોએ ઝોહરાએં માથું ધુણાવયું "નહીં—નહીં."

"તો બસ" સલીમે નીશાનીથી સમજાવયું "તું ફીકર ના રાખ, હું જ્યારે નીરદોષજ છું તો બચી જઇશ, અને તે મહારી નીરદોષતા પુરવાર થવા પછી આબરૂ સાથે હું મહારી વહાલી ઝોહરાનો હાથ શાદીમાં લઇશ."

સલીમ પોતાની બેગુન્હાઈ માટે બોલતો હતો ખરો, અને તે દીલમાંબી વળી વિશવાસ રાખતોજ હતો કે તેણે શયતાન સાથે જે શરત કીધી હતી તેના બદલામાં તે દુનયાની મઝાહ ચાખનાર હતો, અને તેથીજ તે થોડા વખતમાં તેના કેદખાનાથી રીહાઇ પામનાર હતો. તેને ખાત્રી હતી, અને પોતાની માશુકને પુરા વીશવાસથી તે સમજાવતો હતો કે તેની બેગુન્હાઇ હતી તો પછી નહાસવાની શી મતલબ ?

લેકીન, બીજીજ પળે દરવાઝો ખુલવાનો સાદ આવયો. બેઉ વ્હાલાઓ એકવાર ફરીથી બગલગીર થઇને છુટાં પડયાં, અને દારોગા તેમના સામે ઉભો, "વખત ઘણો થઇ ગયો, હવે વધારે વાર જોખમ ખેડવામાં મ્હને ધાસ્તી લાગે છે."

ઝોહરા રડતી ચસ્મોએ બ્હાર પડી, અને તેણે કાંઇબી ધાસ્તી વગર તે મધ્યરાતે પોતાના ઘર તરફ ઝડપી પગલાં ભર્યાં.

---

# પ્રકરણ ૧૭ મું.

## લુટારૂ સલમાન.

ઝોહરા જ્યારે પોતાના આશક સલીમને મધ્યરાતે મર્દાના લીબાસમાં કેદખાનામાં મલીને પાછી ઘર તરફ આવતી હતી, તે વખતે તેના બાપીકા મહેલની સાંમેની એક ઝાડીવાલી જગયાપર પેલાજ બે આફારો—સલમાન અને સાથી–વાત કરતા બેઠેલાં હતા. ઝોહરા મહેલને પાછલે દરવાઝેના નહાના દાદર ઉપરથી ગુપચુપ જવા માટે બાગીચાની પાછલી બાજુ તરફ વલી, અને તેની નઝર પેલા બે લુટારૂઓપર પડી નહીં, મગર તેના ઉપર તેઓની નીગાહ પહોંચી ગઇ અને તેથી સલમાન બોલ્યો " મહને લાગેછ કે આપણી હીલ-ચાલ માટે આ કોઇ જવાનને શક ગયલો છે, અને શાયદ તેણે અહીંજ કેઠે છુપાઇને આપણી વાત સાંભળી હોય. એ અમીરનાજ મહેલમાંનો કોઇ છે, અને હું ધારૂંછ કે આપણુને કાલ રાતનો વીચાર ફેરવીને બીજા કોઇ મઉકાપર ખઝાનો લુટવા આવવું જોઇશે, નહીં તો મહને શક છે કે ખઝાનો ખઝાનાને ઠેકાણે રહી જશે, અને આપણે બેઉને પાછા ચાંચડા મારીવા જવું પડશે. આપણુને તો જેમ બને તેમ હવે સંભાલમાં રહેવું જોઇશે, અને દેહલીમાં લુટ ચલાવવા સાથે બહલોલના સીપાઇઓને હંફાવતા હોવાનુંબી છે."

"ઠીક વાત છે, તહમે એ મહેલના પેલા પડલ ઓરડાનો ખઝાનો લુટવા કોઈ બીજેજ દીવસે આવવા માંગોછ તો તેબી ઠીક-જ વાત છે" સલમાનના સાથીએ કહ્યું, અને વધાર્યું " મગર સર-દાર સલમાન, મહને એમ લાગેછ કે આપ કોઇ અફીરતના પ્યારમાં ગીરફતાર થયલા નહીં હોવ ત્યાં સુધી એમ નરમ નરમ વાત કરો નહીં!"

"તું બડો ઠાવકો છે" સલમાને સાથીને કહયું "જો કે મેં આજે આખો દીવસ તહારી આગલ કેટલાક ધ્શારાઓ કીધાછ જેથી અનુમાન બાંધીને તું મહને હમણાં તાંણો મારેછ કે હું કોઇ અકુ-રતના પ્યારમાં ગીરફતાર થયોછ, તહારી વાત સાચી છે, હું ખરેખર પયારમાં તો અસીર થયલો છું, તોબી યાદ રાખ કે તેવી કોઇ નરમ-દીલી હું બતાવતો નથી. ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ, બીરાદર. દુનયામાં હુલ્લડાઇ વાપરીને એકદમ આજુબાજુ જોયા વગર કુદકા મારયે તો કોઇ વખતે કોઈ ખાડામાં પડીને તાંતીયાબી ભાંજી નાંખીએ! વાસ્તે, જરા ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ. મહને એક જુરૂરનું કામ બી કાલે રાતના કરવાનું છે એટલે અહીં-આ આવવાનુ ફાવશેબી નહીં, અને વલી જયાં વહેમ પડયો તયાં વહેમની દવાઇબી નહીં! ધીર ધર, આઠેક દીવસમાં તો એ મહેલ-માનો ખઝાનો આપણે સાફ કરશુંજ કરશું."

"મગર, સરદાર સાહેબ." મકકરથી એ હાથ જોડીને સલ-માનનો સાથી હસ્તાં હસ્તાં બોલ્યો, "આપ મ્હને નહીં કહો કે આપ એટલા વરસો સુધી નહીં અને આજેજ કેમ પ્યારમાં પડયા? આપ તો કહેતા હતા કે મ્હારો સંસાર તે મ્હારી તલવાર, અને જંગલના ઝાડો તે મ્હારૂં ઘરબાર; તો પછી એમ કેમ?'

"તું સમજયો નહીં, મ્હારા બીરાદર." સલમાને તેના ખભાં પર હાથ મુકીને કહ્યું. "આજ સુધી મેં મ્હારી આખી ઝીંદગીમાં કોઇબી ઔરતને એટલી બધ્ધી દીલાવર અને શેરદીલ જોઇજ નહીં કે જે મ્હને મ્હારા લુટના પેશામાં મદદગાર થાય—પણ, કાલે રાતના મેં એક ઔરતને જોઇ, જે મ્હારીજ માફક હીંમતવાન હતી, અને ખંજર ચલાવવામાંબી ચાલાક હતી. એ ઔરત ઉપર હું મ્હારા ખરા દીલથી પ્યારમાં પડયોછ, અને જો તે મ્હને મળે તો તેનીજ સાથે શાદી કરૂં કે આપણા વચે એક શેરદીલ ઝનાના લુટારૂનોબી વધારો થાય."

" તે ઔરતે એવું તે શું કામ કીધું ?" સલમાનના સાથીએ સ્વભાવીક સવાલ કીધો.

"સાંભળ" સલમાને કહ્યું " બહલોલના સીપાઇઓથી ભરાતો છુપાતો હું સલીમ નામના એક તવંગર શખસના બાગીચામાં ભરાઇ ગયો, અને એક ગીચ વેલની પછવાડે હું બેઠેલો હતો તેટલાં મેં જોયું કે મહેલમાંથી ઉતરીને એક જવાન સુંદરી બાગમાં આવી બેઠી. જેવી તે બેઠી અને થોડીક મીનીટબી નહી ગઇ કે પેલી શેરદીલ અઉરત એક સીંહ કુદે તેમ, બાગીચામાંથી છુપાયલી, બહાર કુદી પડી; તેણે પોતાના ચહેરાપર એક કાળો નીકાબ નાંખેલો હતો જે ઉંચકી લીધો, અને આહહા ! શું તે ચહેરો ? મહારી બીલાડી જેવી તેજસ્વી આંખોએ મેં તે અરધી અંધારી રાતેબી બારીકાઇથી જોયું તો કોઇ બી આશકને ઘાયલ કરી નાંખે તેવી તે અઉરત હતી; મગર, તેનું દીલ એક પતથરનું દીલ હતું, કારણ કે તેણે પોતાની કમરબંદમાંથી એક ખંજર તુરતજ ખેંચી કહાડયું. અને એક મરદનીજ હીંમતે તેણે તે ચલકતા ખંજરને પેલી સુંદરીની છાતીમાં ચલાવી દીધું.—"

"પણ સરદાર" સલમાનના સાથીએ તે ખુલાસો સાંભલીને અતી મોટી અજાયબી સાથે તેને બોલતો અટકાવીને કહયું "ખુન તો કહેછ કે એક મરદે કીધુંછ, હું છુપાં લીબાસમાં આજે બાઝારે ફરતો હતો તયારે મેં પક્કે પાયે સાંભલ્યું કે ખુન તહમે કહોછ તેજ તવંગર સલીમે કીધુંછ, મરનારનો તે બાઇજ થાય, અને તે કેદબી થયોછ !"

"નહી ખુન તેણે નથી કીધું" સલમાન પગ ઠોકીને જુસ્સાથી બોલ્યો "મેં મહારી નઝરો નઝર જોયું કે ખુન એક અઉરતે કીધુંછ."

"તયારે પેલો સલીમ તો નીરદોષ છે કે ? અને નીરદોષ હોવા છતાંબી કેદ છે !" સાથીએ કહયું.

"હા, કપડાંની એક જોડ જે લોહીથી ખરડાયલી મલી આવી

અને જે સલીમની પોતાની પુરવાર થઇ તેને આધારે તે બીચારાને પકડીને કેદખાને પરહેજ કરવામાં આવયોછ." સલમાન બોલ્યો "લેકીન, ખુન તો એક ઔરતના હાંથથી થયુંછ આહહા ! તે અઉરત જેનો ચહેરો મને બરોબર યાદ છે, તે જો મને આખી દેહલીમાંથી મલી આવે તો હું એને આપણાં ભોંયરામાં ઝબરદસ્તીથીબી ઉંચકી જાઉં, અને તેની સાથે શાદી કરૂં. એ અઉરત આપણા જેવા લુટારૂઓને લાયકનીજ હીંમતવાન છે. એ જો મને કયેથીહી મળે તો હું મારા મરહુમ પીદરના કસમથી કહુંછ કે હું એને કોઇબી જોખમે દેહલીમાંથી ઉપાડી જાઉં, અને શાદી કરીને આપણી સાથી બનાઉં."

"તમે તેજ વખતે તેને પકડી લીધી હતે તો કેમ !" સલમાનના સાથીએ કહયું.

"તે વખતે મહારી પાસે ઘોડો નહીં હતો. વળી એક સીપાઇ મહારી પુઠે લાગેલો હતો, અને તેની નઝર ચોરાવીને હું બાગીચાની અંદર ઘુસ્યો હતો, અને ખુન જેવી બાબદ બની તો તે અઉરતને ઉઠાવી ઉપાંડી જતાં જતાં હું પોતે કદાચ સીપાઇના હાથપર ઝીલઇ જઇને ઉપડી જાઉં ! તેથી બીરાદર ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ."

"તયારે હવે તહમે તહમારૂં અગતયનું કામ કાલે રાતના બજાવવાના છેઓ તે બજાવતા રહી ના જતા."

"કાંય ?"

"કાંય જે તહમે વલી આએ કોઈ ચાલાક અઉરતને શોધવા પડી જાઓ, અને તે રહી જાય એમ નહીં થાય." સલમાનનો, સાથી બોલ્યો.

"બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ." સલમાન પોતાનો કલામ પાછો ભાર દઇને બોલ્યો "અહીં બી જોવું જોઇએ,

તહીંબી જોવું જોઇએ, એમબી જોવું જોઇએ, તેમબી જોવું જોઇએ" ચારે દીશા તરફ હાથ કરીને સલમાને વધારયું "તે અઉરતને શોધતા રહેવાનું તેથી શું બીજું કામબી ભુલી જવાનું ? કાલ રાતના કામને વાસ્તે તો મહને એક હઝાર રૂપાનાણું મળનાર છે એટલે તે કેમ ભુલાયે ? તેબી નહી ભુલાય અને એબી નહી ભુલાય, મગર, બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ."

"અને તેથીજ તહમે અદભુત પરાક્રમોના કામ કરતા ફસીબી જતા નથી, તોબી, સરદાર સાહેબ મહારા ગરીબની વાત યાદ રાખજો, આએ અમીરી મહેલનો ખઝાનાવાલો બંધ ઓરડો લુટવાનું ના ચુકતા."

"તું બીલકુલ બેફીકર રહે" સલમાન બોલ્યો "આપણે એ ખઝાનાને આજથી આઠ દીવસની અંદર સફાચટ મયદાન કરી નાંખશું. પણ મહને પુછવા દે કે તું એ કામ તરફ કેમ એટલો બધો ખેંચાયલો રહેછ ?"

"કારણ કે મરહુમ અમીરે એ સાચવી સાચવીને બંધ રાખેલો ઓરડો છે, અને ઝુરૂર એમાં કોઇ મોટો ખઝાનો હશેજ હશે. સારો જેવો એક દલ્લો હાથ લાગી જાય તો તહમારી સાથે અમનેબી મઝાહ પડી જાય" સલમાનના સાથીએ સમજાવયું, અને વધારયું "કોઇ ઘણી તકલીફ એ કામમાં પડવાની નથી. તહમારા હુકમ મુજબ મેં ખબર મેલવી તો અમીરનાં બે છોકરાંજ એ આખા મહેલમાં થોડાંક નોકર ચાકરો સાથે વસેછ અમીરનો છોકરો હુસેન નામનો છે તે બંધ ઓરડાથી દુર પોતાના કમરાને બંધ કરીને સુએછ, અમીરની છોકરી ઝોહરા નામની છે તે તે ઓરડાની થોડેક નઝદીકના પોતાના ઓરડામાં વસેછ પણ તે તો બહેરી ભીત મુઇછ ! કહે જે નહીં બોલાતું કે નહીં સંભલાતું, એટલે એ છોકરીની તો આપણને ભલ ફીકર છે. માણસો બધાં નીચલા ભાગમાં સુએછ જેઓને તો આપણા બે સાથીઓ સંભાલશે."

"હા, એ જણને ખાસ નઉકરોને માટેની ચોકી ઉપર રાખશું. કોઇ જાગયું નહી તો ભલેભલ, અને જાગેયું તો પેલી આપણી ભુકી તો તઇયાર છેજ, એકેકી ચમટી નાંખમાં મુકી દીધી કે સહવાર સુધી બધાંજ મુરદાં ! ! સહવારે સુઢીમાં આવીને જોશે તો બંધ ઓરડાનાં દરવાઝા ઉઘાડા પોરપરાક, અને તલીયું સાફ !"

અને એટલી વાતચીત કરી રહીને તેઓ ચાલવા લાગયા. ચાલતાં ચાલતાં મહેલની નઝદીકમાંથી પસાર થતા હતા તેટલાં ઉપરથી એક બારીનો ખુલવાનો આવાઝ આવયો જેથી બંને સાહુકારો(!)ની નઝર તે ખુલતી બારી ઉપર પડી. બારી ખુલી, અને ઝોહરા પોતાના ભાઇને તે હજુણુ આવેલો નહી હોવાથી હમણાંબી તે આવે છે કે નહીં તે જોધા બારીની બહાર ડોકયું કરીને જોવા લાગી. ઝોહરાના ઓરડામાં સલગાવેલી બતીનો ઉજાસ ઝોહરાના ચહેરાપર પડેલો હોવાથી પેલા બેઉએ તેનો ચહેરો ખુલ્લે ખુલ્લો જોઈ લીધો, અને એક સર્પે દંખ માર્યો હોય તેમ ઉછલીને સલમાને પોતાના સાથીના કાનમાં કહયું "તઅજજુબ ! આએ ચહેરો તો પેલી ખુન કરનાર અઉરતનો મુકાબલો છે !"

"હું ધારૂંછ ત્યાં સુધી એ તો મરહુમ અમીરની છોકરી છે, અને મેં જે વાત કીધી તેજ બહેરી–મુંગી. એ શું ખુન કરશે ? એક ઉંદરને તો મારે ! સરદાર સાહેબ, તમારી ભુલ છે."

"કદાચ મહારી ભુલ હોયબી, તે રાત અંધારી હતી અને આજેબી રાત છે, તો કદાચ ભુલબી થઇ જાય, મગર—"

"મગર, શું ? એજ કેની કે તહમારૂં મન એમજ માને છે કે ખુન આએ મુંગી–બહેરીએજ કીધું, કેમ ?" સલમાનના સાથીએ વચમાં કહી દીધું.

"હા–નહીં," સલમાન ગુંચવઇ ગુંચવઇને બોલ્યો, અને તેણે પાછા ફરીને બીજી એકવાર ઝોહરાને જોઇ લીધી. "એજ નહીં તો એની કોઇ હમશકલ ! વારૂ, હું એમ પુછું કે 'એની કોઇ બહેનબી બીજી છે કે ?"

"આએ મહેલમાં તો મેં ખબર કાહાડીછ તયાં સુધી બીજી

કોઇ બહેન નથી” સલમાનના સાથીએ કહયું “પણ કોઇ હોયબી અને તે પરણીને પોતાના ધણી સાથે જુદી રહેલીબી હોય, અને તેણે ખુન કીધુંબી હોય !”

“તે તો કોણ જાણે” સલમાન બોલ્યો “પણ આએજ જાતનો ચહેરો, આએજ શકલ, એને ખુન કીધું હોય કે એને મલતા ચહેરાનીએ કીધું હોય ! તેથી, ત્યારે હવે બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ.”

“હાસ્તો, ચાર બાજુએ જોઇનેજ ચાલવુંબી જોઇએ” સલમાનનો સાથી તે તકીઆ કલામને સાંભલીને મોંહ મલકાવીને બોલ્યો. “કારણ કે તહમારાં રસ્તાની વચે મોટો પતથર પડેલો છે, તહમારૂં ધયાન પેલી બહેરી–મુંગી તરફ છે, અને તેથી જો જોઇ જાઇને તહમે નહીં ચાલશો તો ભોંય માપશો.”

અને પતથરની બાજુએથી થઇને ચાલતાં ચાલતાંબી સલમાને ત્રીજી વાર તે બારી તરફ નઝર કીધી, પણ હવે ઝોહરા તયાં નહીં હતી.–તેઓ આપસ આપસમાં તે અને તેજ વાત કરતા ઝડપી કદમે આગળ ચાલ્યા ગયા.

ઝોહરાએબી, તે બે આકારને ફરીથી આજે રાતના પાછા જોયા, એટલે તેના મનમાં પકકો વીચાર બેસી ગયો કે આ કોઇ બે જણા અહીં ભટકતા ભમતા હતા તે પેલા બંધ ઓરડામાં કંઇ છુપાવેલું સમજીને ભુલા ચુકાના માબાપ બનીને સહેલ કરવા આવનાર હોય ! તેથી તેણે મનમાં અને મનમાં વમાસ્યું કે બંધ ઓરડામાંથી હાડપીંજરોના ભયંકર દેખાવો અને પેલા કાગલીયા સીવાય તેઓને શું મળશે ? તોબી તેને લાગયું કે સંભાળભરેલા રહેવામાં ફાયદો હતો. તેનો ભાઇ મરીયમને શોધવા ગયલો હજુણ સુધી પાછો ફરયો નહીં હતો, ઘરમાં બધા નોકરો હતાં નહીં, અને તેથી જો પેલા બે કોચીના સાહુકારો આજેજ તે બંધ ઓરડાની મુલાકાતે ઉતરી પડે તો તેમને આજીજ કરવા પોતાની કબાટમાંથી એક કટારી કાઢીને તે તઇયાર હાથમાં રાખી લઇને બેઠી.

---

# પ્રકરણ ૧૯ મું.

## સલમાન ઝોહરાની પનાહમાં!

હીંમતવાન ઝોહરા કટારી લઇને બારી આગલ ઉભી રહી, અને જ્યાં સુધી કાંઇ જાણવા જેવું અસાધારણ બને નહીં ત્યાં સુધી મહેલમાં ખાલી ગડબડ ઉભી નહી થાય તેની સંભાલ લેવા સારૂ વલી તેણે કોઇ માણસને બી અતયારે મદદમાં બોલાવયો નહી. તે ચાહતે તો બેચાર નોકરો જે ઘરની સંભાલ માટે રહેલાં હતાં અને જેઓ તેના બીરાદર હુસેન સાથે નહીં ગયાં હતાં તેઓને તે પોતાની પાસે બોલાવીને એકઠાં કરતે, પણ તેને "કાગનો વાઘ" કરવા ગમયું નહીં, અને કટારી સાથે બેધડક બારીએ ઉભી!

મગર, તેને લાંબા વખત સુધી થોભવું પડયું નહીં, કેમજે બાગમાં કોઇ બે આકારને કુદી આવતા જોયા, જેઓ છુપાઇ જવાની કોશીશ કરતા હોય તેમ બાગની અંદર દોડાદોડી કરતા હતા. ઝોહરા હીંમતથી દાદર ઉતરીને નીચે બાગીચા તરફ ચાલી.

તે બે આકાર કોઇજ નહીં, પણ સલમાન અને તેનો સાથી હતા. તેઓ મહેલ છોડીને વાતો કરતા જતા હતા તેટલાં રસ્તામાં એક સીપાઇએ શક ઉપરથી તેમની પુઠ પકડી હતી. સલમાન અને તેનો સાથી સીપાઇની હીલચાલ સમજી જઇને નહાસવા લાગયા જેથી સીપાઇનો શક મજબુત થયો અને તેબી તેમની પાછલ દોડયો. મગર, થોડે છેટે ગયા નહીં હશે તેટલે સલમાને ફરી જઇને સીપાઇના માથામાં કકડાવીને એક મુક્કી લગાવી જેથી તે પડયો, પણ પડતાં સાથેજ તેણે મદદ બોલાવવા પોતાની પાસેની સીપટી ઝોરથી વજાડી સલમાન અને તેનો સાથી હવે ક્યાંહે ભરાઈ જવાની જગયા શોધવા લાગયા, અને મરહુમ અમીરવાલા મહેલની આસપાસનો મોટો બાગીચોજ તેઓને પોતાના કામમાં લાગે તેમ જણાવાથી તે-

ઓએ લોખંડના કટેરાઓ કુદાવીનેબી અંદર નંખાવી દીધું. તેઓ જીવપર આવયા હતા, અને જો કે થોડીજ મીનીટો ઉપર તેઓએ તે આલીશાન મહેલની બહેરી-મુંગી છોકરીબીને બારીએ જોઇ હતી, છતાં "ડુબતું માણસ કોણુને વલગે" તેમ: કોઇ ઇલાજ નહીંજ રહેવાથી છેલ્લે અહીં થોડી ઘણીબી સલામતી સમજીને ઘુસ્યા હતા– ઝોહરા હાથમાં ખુલ્લી કટારી સાથે તેમના સામે દોડતી ગઇ, અને બીજે હાથે નીશાની કીધી કે તેઓએ ઉભા રહી જવું.

સલમાનનો સાથી દગો સમજીને પોતાનું ખંજર ખેંચી કહાડવા ગયો; પણ સલમાને તેની મતલબ સમજતાને વાર તેનો હાથ પકડી લીધો, અને બોલ્યો "બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ. તું જોતો નથી કે એ છોકરી કંઈ કહેવા માંગેછ અને તેથી અકેલી અકેલીજ આપણી સામે આવીછ. વાહ, હુશયારી ! વાહ, હીંમત !"

પણ, વધારે વખત જાય એ તે બે લુટારૂઓના બાબમાં ખોટું હતું, જેથી ગભરાતો અકળાતો સલમાનનો સાથી ઝોહરા આગળ ઝડપથી ચાલી આવીને ગુઠનયે પડી જઇ બોલ્યો "અમને પહેલા કેહેબી છુપાવાની જગયા બતાવો."

"અરે એ તો બહેરી છે, તુંજ વાત લાવેલો કે બહેરી ને મુંગી છે તો પછી મોંઢેથી શું બકી જાયછ! બે હાથે ભાંગી તુટી નીશાંની કરીને સમજાવની કે તહારે કહેવું હોય તો પછી કહેજે, પણ હમણાં તો અમુને તહારા મકાનમાં કેહે સંતાડ." અને એમ બોલીને સલમાને પોતેબી આગલ આવીને હાથની ઇશારતો કરવા માંડી.

ઝોહરા તેમની મતલબ સમજી ગઇ, અને તેઓને તેડીને એક ઓરડામાં લઇ ગઇ–ઝોહરાને હેઠે બાગમાં ઉતરેલી જોઇને એક બુઆ તયાં દોડી આવી, અને કોઈ બે મરદોને જોઇને થોડી ગભરાઇ ગઈ! તેણે ઇશારતથી ઝોહરાને કહયું "તહમે એક વખત તો બહાર જઇ,

આવયાં, શું બીજી વખતેબી બહાર જવા માંગોછ ? . અને આ બે જણા કોણ છે ?"

ઝોહરાએ તેને સમજાવયું "તું બેફીકર પાછી જા, હું બહાર જતી નથી અને આ બે શખસો પોલીસના માણસો છે જેઓ મરીયમના ગુમ થવાની ખબર સાંભલીને કાંઇક બાતમી મેલવવા આવયા છે."

પેલી બુઆ ઝોહરાને કાંઇ વધારે કહેવા માંગતી હતી, પણ ઝોહરાએ ડોળા કકડાવીને તેને જતા રહેવાની ઇશારત કીધી જેથી તે એકદમ ત્યાંથી જતી રહી. ઝોહરાનો ત્રાસ આખા ઘરમાં હુસેન કરતાંબી વધારે હતો, અને નોકરો એ મુંગી-બહેરી શેઠાણીના આંખના હોબ આગલ દબી જતાં હતાં, અને તેની ઇશારતના હુકમ આગળ નરમ મોમ થઇને તે હુકમ બજા લાવતાં હતાં.

હવે-ઝોહરા, સલમાન અને સલમાનનો સાથી ત્રણે તે ઓરડામાં બેઠાં, અને દરવાઝા આગળનો મખમલી પરદો ઉતારવામાં આવયો કે જેથી તેઓને કોઇ બહારથી જોઈ શકે નહીં. બત્તી ધીમી હતી, અને તે તેઓની પાસે ઉંચકીને મુકતાં, ઝોહરાએ એક ખાનામાંથી લખવાના કાગળ અને સાહી-કલમ કાઢીને કાંઈ લખી નાંખીને તે કાગળ સલમાનના હાથમાં મુકી દીધો. તેમાં શું લખયું હતું તે અતી ઘણી આતુરતાએ સલમાને વાંચ્યું; "આમ બેઉ કોણ છો તે હું સમજી ગયલી છું, તહમારી મતલબ મહારા પીદરે બંધ કીધેલા ઓરડામાં દાખલ થવાની હોય એવી મ્હને લાગે છે. તહમે અજબ થશો કે હું એ તહમારી મતલબ કેમ જાણી શકી છું; પણ મહને તે પુછવાની તસ્દી લેશો નહી. તહમે તે બંધ ઓરડામાં દાખલ થવાથી કાંઇ બી ફાયદો ઉઠાવશો નહીં, એ મહારૂં કહેવાનું સાચુંજ માનજો. એ ઓરડામાં તહમારે લાયકનું કાંઇજ નથી એમ હું મહારી જવાનીના અને જાનના કસમથી કહું છું. તહમને જો પઇસા મેલ-

વવાજ હોય તો મ્હારૂ એક કામ જો આપ કરી આપશો તો ઘણી અચ્છી ઉદારતા સાથે તહમને મલશે."

સલમાને તે કાગલ જરા અજાયબી સાથે વાંચયું, અને તે વાંચવા માટે પોતાના સાથીને આપ્યું. સલમાનનો સાથી તે વાંચી રહ્યો કે સલમાને કહ્યું "બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ. મહને તો લાગેછ કે આએ બહેરી મુંગી સાચુજ કહેછ. જ્યારે તે બંધ ઓરડામાં આપણી મતલબને લાયકનું કાંઇજ નહીં હોય તયારે તો પછી નીકામી તકલીફ ઉઠાવવામાં ફાયદો નહીં."

"પણ તહમે એ 'અચ્છી ઉદારતા' શું આપવા માંગેછ તે તો પુછો ?" સાથીએ અધીરાઇ બતાવી.

"મહને તો એની અચછી ઉદારતાના કરતાં એની અચ્છી અચછી સુરત શાદીમાં ભેટ મલે તો એનીજ જપંના કર્યા કરૂં." સલમાને જાણે ઝોહરા સમજવાની હોય તેમ ગફ્લત ખાઈ જતાં ધીમેથી પોતાના સાથીના કાનમાં કહ્યું.

"સરદાર સાહેબ, પાગલ થઈ જશો! પ્યારની એ જપના કરવાની તએહમાં પડશો તો પછી અમારા લોકનું શું થશે ?"

"અરે ઘેલા, મને તો લાગેછ કે આએ તેજ ખુની અઉરત છે, અને ત્યારે એવા એક હીંમતવાન પંખેરાને હાથ કરવામાં તો તમો લુટારૂઓ વચે એકનો વધારોજ હું કરી શકશ." તેવીજ રીતે કાનપર પડીને ધીમેથી સલમાને કહ્યું.

"પણ હાલમાં એ શું કહેછ તે તો પુછો ?" અને અધીરા પડેલા તે સાથીએ સલમાનને બદલે પોતેજ કાગળ આગળ ખેંચીને લખયું, "અમે તો પઇસાના ભુખ્યા છીએ, આપની અચ્છી ઉદારતા શું છે તે બતાવશો ?"

તે વાંચીને ઝોહરાએ લખયું, "આપ કોણ છો તે સાફ સાફ મને બતાવી આપો તો હું પછી મ્હારી મતલબ જણાવીશ."

જવાબમાં સલમાને તેં પછી લખ્યુંઃ "હું લુટારૂઓની એક ટોલીનો સરદાર છું. આ મારો ખુશમીઝાજ સાથી મારા જમણા હાથ મીસાલ છે. મારી ટોલી બે ભાગે વહેંચાયલી છે. એક દેહલીના જંગલો વચ્ચે ભોંયરામાં વસે છે, અને બીજી મારી લુટારૂઓની ટોલીને મલવા માટે મહને પુશકલ માઇલો ઘોડાપર કાપીને જંગ્લ પછી દર્યાવને માર્ગે સફર કરીને જવું પડે છે. અમે ઝમીનપરના લુટારૂઓબી છીએ અને દરીયાવસાંના ચાંચીઆઓબી છીએ. તમે અમારી સાથે કશી દગલબાઝી રમી શકશો નહીં. અહીંના કેદખાનામાંથી હમણાજ મહારા સાથીઓની મદદથી નહાસી આવેલો છઉં, હું આપનેબી બરોબર પીછાણું છું, માટે મારી સાથે દગો કર્યા વગર જેબી કહેવાનું હોય તે ખરૂં કહો."

ઝોહરાએ તે વાંચીને પોતે લખ્યું; "તમારી વિગત સાંભલીને હું ખુશી થઇ છું. તમને હું સાધારણ ચોર સમજતી હતી, પણ લુટારૂઓની ટોલીના સરદાર છો ત્યારે તો મારૂં કામ પાર ઉતારશો."

'ધ્યાનથી વાંચો, સંગીના નામની અઉરતનું ખુન થયલું છે અને તેને માટે સલીમ નામનો શખસ કેદ પકડાયલો છે. આજથી દશમે દીવસે તેની તુપાસ ખાસ દરબારમાં ચાલવાની છે. અગર જો એ માણસ છુટો થયો તો કાંઈ નહીં, પણ તેને સઝા થઈ, તો તમારે તેજ રાતના કોઇબી ફીસમે કેદખાનામાંથી તેને નહસાડવો પડશે, અને જો નહસાડવામાં આપ ફતેહમંદ થયા તો હું એક હઝાર સોનાની અશરફી આપને ભેટમાં આપીશ.'

"કબુલ છે" તે વાંચીને તેના જવાબમાં સલમાને લખયું "લેકીનં, આપને પોતાને તે રાતના કઇદખાનાથી અરધા માઇલ ઉપર આવેલા કુવાની આગલ શુમારે દશ વાગે આવવું પડશે. કદાચ અમને કોઇ બાબદમાં આપની મદદ જોઇશે."

"હું ઝુરૂર આવીશ, પણ મર્દોના લીબાસમાં આવીશ" ઝો-

હરાએ લખયું " અને સલીમને કઇદખાનામાંથી છોડાવ્યા બાદ આપ તેને દેહલીમાનાં આપની લુટારૂ ટોલીવાલા ભોંયરામાં થોડો વખત રાખશો તો સારૂ. કેટલો વખત રાખો તે માટે હું આપને કુવા આગળ તે રાતના મલીશ તયારે કહીશ, અને એમ સલીમને છુપો રાખવાના બદલામાં તહમને બીજી પાંચસો અશરફી ભેટ મલશે."

"કબુલ છે." લુટારૂઓના સરદાર સલમાને જવાબમાં લખ્યું. "હવે આપ અમો બેઉને થોડીક શરાબ આપજો, અને હવે સહવાર પડવાને થોડાજ કલાક રહેલા હોવાથી સહવાર સુધી અમને આએજ ઠંડા ઓરડામાં આરામ દેજો. કોઇને અમારે વાસ્તે કાંઈ કહેતા ના, અને સહવારના અમે નકલી દાઢી કાઢીને બેધડક અમો અહીંથી જતા રહીશું. તહમો આરામ લેઆનેજ ખાતર અમને તહમારી પનાહ આપશો એવી આશા છે"—અને ઝોહરા તેમની અર્ઝ કબુલ રાખીને તેઓનો દરવાઝો બહારથી બંધ કરીને કરી દઈ પોતાના કમરામાં પાછી ગઇ.



# પ્રકરણ ૧૯ મું.



## ભાઈ–બહેન વચ્ચે તકરાર !

“બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ” ઝોહરા જેવી ગઈ કે સલમાને પોતાના સાથીને કહ્યું.

“કપાળ” સલમાનનો સાથી જરા કંટાળીને બોલ્યો “એ છોકરી જો આપણને ફસાવવા માંગતી હોય તો હમણાં ફસાવી શકે. એ બહારથી બારણું બંધ કરીને ગઈ!”

“વાર છે વાર” સલમાન બોલ્યો “મ્હારા નાદાન બીરાદર, આજે જરા ત્હારી આગરી મ્હને ખસેલી લાગેછ. એનું કામ આપણી સાથે એટલું બધું છે કે જો એ ફસાવવા માંગતીબી હોય તોબી તેમ કરી શકેજ નહી.”

“આપણેજ મુર્ખા થયા” સલમાનનો સાથી બોલ્યો “એટલું બધું બીહી ધ્રુજીને અહીં કુદી નહી પડવાનું હતું. પેલો સીપાઈ બીજા સીપાઇઓને બોલાવવા સીપટી ફોડતો હતો તો ભલે બીજા સીપાઇઓને આવવા દેવાના હતા. આપણ બેઉના હતીયાર ચલાવીને ખુનરીઝી કરતે, નહીં તો આપણું રણસીંગડું વજાડીને આપણા લુટારૂઓને જમા કરીને બોલબોલતામાં બહલોલના સીપાઇઓને ખાક ચાંટતા કરી મુકતે.”

“જો કોઈ ગોળથી મરતું હોય તો પછી ઝહર આપીને તેને મારવામાં તો બદનામી થાય” સલમાને સમજાવ્યું. “બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ. આપણે જ્યારે પોતે કામ કરીને નહાસી શક્યા, તયારે આપણા ભાઇબંધોને તકલીફ આપીને ખુન રેડવામાં ફાયદો શો ? બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ.”

અને તે બોલતો હતો તેટલાં તેના સાથીએ, ઝોહરાએ લાવી મુકેલા શરાબની એક જામ ભરીને સલમાનની આગળ મુકી, અને બીજી પોતાની આગળ ભરીને બોલ્યોઃ "ચાલો, જામ ઉંચકો."

"બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ." પોતાના સાથીનો હાથ પકડી લઈ સલમાને તેને અટકાવીને કહ્યું.

"વળી શું ચાર બાજુએ જોવાનું છે સરદાર ?"

"બીરાદર, ગમે તે થાય પણ કંઠે બહાર જઇએ તો અંજાણી જગયાપર કોઇનુ આપેલું ખાઇએબી નહી અને પીએબી નહી" સલમાને સમજાવ્યું "તું એ મારી શીખામણ જાણેછ તો ખરો, છતાં કાંય અહીંની શરાબ પીએછ ?"

"શરાબની બોટલ તો તમે મંગાવી; અને હવે તમેજ પીવા નાખી પાડોછ !" સ્હેજ હસીને સલમાનના સાથીએ અજાયબી બતાવી.

"બોતલ મેં મંગાવી એ વાત સહી, પણ એ તો તેને ખુશ થવા મંગાવી—નહીં કે આપણુને પીવા" સલમાને સમજાવ્યું. "એની-પર આપણો વીશ્વાસ ઘણો છે તે બતાવી આપવા મેં એના હાથની શરાબબી માંગી. બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ."

"પણ આપણે વારૂ શું આએ ભુલ નહી કીધી કે અહીં સુવા માગ્યું ?"

"અહીંબી આપણાજ બાવાનું મકાન સમજ" સલમાન ખુશ મીઝાજે બોલ્યો "આપણે લુટારૂભઇ પડયા, જ્યાં મલ્યું ત્યાં સહી. એક તો ઘોડા સીધા વગર આવેલા, તેમાં પેલો સીપાઇ નડયો અને આખા દીવસની રખડ પછી જ્યારે છેક મધ્યરાત પછીથી આરામ કરવાની આવી બાદશાહી જગ્યા મળી તો પછી તે છોડીને પાછા રખડતા ને ચાલતા આપણે મથકે જઇએ ! બેધડક સુઈ જા, આપણુને પુછે તેને યાદ રાખ કે જમ પુછે. બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ."

"સરદાર, તહમે કોઇ જેવી તેવી ઔરતને તહમારો પયાર આપવા માંગતા નથી હું" સલમાનનો સાથી બોલ્યો.

"તુંજ જો" સલમાન ઉકમાઇ લઇને બોલયો "કેટલી બધી હીમતવાલી છે! અને જેમ એ હુશયારી રાખેછ તેમજ એનામાં ભેદબી ઘણો લાગેછ."

"મહને તો આએ મકાનમાંજી ભેદ લાગેછ!" સલમાનનો સાથી બોલ્યો "કોઇજ જાણે મલે નહીં, એક પેલી બુઆ આવી ગઇ તેજ—અને હું અજબ થાઉંછ કે મધ્ય રાત વીતવા પછીબી એ મુંગી–બહેરી બારીએ ઉભી રહીને શું કરતી હતી?"

"જે કરતી હતી તે! મહને તો લાગેછ કે એ પેલા કઇદ પડેલા સલીમપર આશક છે, અને તેને એ છોડવવા આપણી મદદ માંગેછ" સલમાન બોલ્યો "પણ હુંબી તો ખરો કે સલીમના હાથમાં એ પંખેરૂં જાય તે અગાઉ આપણાજ ગુફામાં એને ઉંચકી જાઉં."

અને તેટલી વાત કીધા પછી તે લુટારૂઓ બેધડક મરહુમ અમીરના તે મકાનમાં જાણે પોતાના બાપનુંજ ઘર હોય તેમ આરામ કરવા પડયા, અને ઠાકેલા હોવાથી જલ્દીથી ખાબમાં ગીરફતાર થઇ ગયા.

ઝોહરાની તે રાત કેટલી બધી ઉદયોગી પસાર થઇ હતી! તેણે બધી બ્વાતોનો ખયાલ છોડી દીધો, અને પોતાના વહાલા સલીમને છોડવી શકવા માટે લુટારૂઓ તેને આઇતા મલી આવ્યા હતા તે વાતનો ફકત ખ્યાલ કરતાં પોતાની ખુશનસીબી ઉપર કાંઇક ફુલી જતી તે બેસીને ઝુંકાતીબી, અને થોડે થોડે વારે બારીએ જઇને દુર નઝરથી ફેંકતી!

ઝોહરા! મુંગી–બહેરી ઝોહરા! તે કેવી અથાક પયારની પુટલી હતી, મગર તે કેટલી બધી અદેખી! તે સલીમ માટેજ હવે તો જાણે જીવતી હતી, સલીમમાં તેની તમામ દુન્યાદારી બરેલી હતી,

અને જો કે સલીમ હાલમાં તેની નઝરથી દુર થયો હતો, મગર તેના જીગરથી દુર તે નહી હતો !

આખી રાત તે જાગતી રહી હતી અને તેનો બીરાદર મરીયમની શોધમાં ગયલો હજુણ સુધીબી પાછો આવ્યો નહી હતો ! ઝોહરા પોતાની એ ખુબસુરત નૌકરડી ઉપર છેલ્લા થોડાક મહીનાઓથી અભાવ રાખતાં શીખી હતી. આખર કરેને મરીયમ તેની એક બુઆ હતી, અને ઘરની એક ચાકરડી તેજ ઘરની માલીક બેને એ વાત ઝોહરાના ધ્યાનમાં બીલકુલ ઉતરતી નહી હતી; એજ મરીયમ તેના હાથ નીચેની બનીને હવે જો તેના ભાઇને પરણીને તેની બરોબરની પંકતી ઉપર આવે તો ઝોહરાને મન દુન્યાજ ઉફલાઇ પડે ! તેને મન એક ગઝબ થઇ જાય, અને તેથીજ તે મરીયમપર નફરત નાંખતી, અને તેજ કારણથી આઝે વખ્ત તેના ભાઇ હુસેનપરબી કંઇક ખફા થતી.

"હજુણ સુધી એ આવ્યો નથી !" ઝુંફણુ બહુ આવવાના સબબે હવે તે પોતાના વીચાર હુસેન તરફ કંઇક બદલતી મનમાં ફફડી "એ છોકરી પછવાડે હુસેન દીવાનો દીવાનો થયલો છે, મગર હુંબી તો ખરી કે કદીબી એ એને એક થવા દઉં નહીં. એ આજે રાતના અને હવે પછીથીબી આસમાનો ઝમીન એક કરશે તોબી મરીયમ તો એને કદી નહીંજ મળશે. મરીયમ ! મરીયમ ! ઓ મારે આસતીન ! તું મહારીજ બાંયમાં વસીને મહારાજ હાથ ઉપર દંખ મારવા માંગેછ? તું મહારી એક કમીની અદના ગુલામડી થઇને હવે મહારી ઉપરવારી થઇ ઘરની મલકા બનવા તઇયાર થઇછ, કેમ ? પણ નહી, નહી, આંએ ઝોહરા તેમ થવા કદી નહી દેશે, યાદ રાખ તું મહારા હાથ પર દંખનારી સાંપ છે, તો હું એક ઝહરીલી અઝદાહ છું ! જા, મરીયમ, જા, જઇને હવે ત્યાં દાહાડા કાહાડ જ્યાં અંધારૂં એક ભોંયરૂ છે, અને જે ભોંયરાની હસ્તીને છુપાવનારૂં "મુફલીસ ઔરતોનું ગાલીચા બનાવવાનું કારખાનું" છે ! જાણજે કે

તે મુફલીસ ઑરતો નથી; જે ત્હારી પનાહ કરશે, મગર, ઓ બનવી નીકળેલી; હું બોલું છું, તેઓ તે લાલચુ દાકણો છે, જે ત્હારી હદ્દી હદ્દીનેબી ચબાવશે!"

અફસોસ! બાઝ વખ્ત ઑરતોબી કેવી શયતાનથી બદતર બદતમીઝ નીકલે છે! આએ મુંગી–બ્હેરી છોકરી, જે ખુબસુરતીનો એક નાદર નમુનો હતી, તે આપણે હવે જોતાં શીખ્યાછ કે કેટલી બધી સંગદીલ અને કાતીલ હતી!! તેણે,–દુન્યાના તે ખુબસુરત ગુલાબે હવે પોતાના કાંટા મારવા શુરૂ કીધા હતા! અને, અફસોસ કે જ્યારે તે કાંટા મારવાની શુરૂ કરતી હતી કે જ્યારે તો તેણે ગુ-લાબની મઘમઘતી ખુશબુ સુંઘાડવી જોઇતી હતી!!

ઑરતો! આહહા, દુન્યાની હસ્તી છે! તેઓનો દરજ્જો મરદો કરતાં આલા છે, કારણ કે તે દુન્યાને નવ મહીના તક સખતી ખેં-ચીને પોતાની શીકમમાં પાલે છે, તેને "દુન્યા" બનાવે છે–ખુર-શીદ બતાવે છે, અને પોતાના લહુનું દુધ બનાવીને તે પયારી "દુન્યા"ની પરવરીશ કરે છે, તેના તરફ પોતાનો પયારો જાનબી પટકીને તેને ઉધારે છે, ઉછેરે છે, અને તેને સરવે સુખ મલે તેની દરેક કાલજી કરે છે–મગર, દુન્યાની તે પયારી હસ્તીમાં થોડાક ડાઘ તેઓથી છે જેઓ ઝોહરા મીસાલ સંગદીલ, ઝહરીલી અને કાતીલ પુરવાર થાય છે!

ઓ ડાઘેલ હસ્તી! તહારો આશક સલીમ શયતાનની જાલમાં ફસીને ખુનરીઝી કરતો હતો; મગર, તું કાય? તહારા નાઝુક સુંદર હાથો ખુનની લાલ નદ્દીમાં બોળાઇ જવાને કાબીલ નહી હતા; પણ, તેં અદેખાઇની પલીદીને તહારી સુંદર છાતીમાં વસાવી લીધી, તેં નીરદોષ સંગીનાને તહારા આશક સલીમની માશુક સમજી લીધી, અને તેથી, તેં તહારા ખંજરને તે બેગુનહા સીનામાં ચલાવી દીધું! ખુન! ખુન તહારે હાથે? અફસોસ, ઝોહરા! ઓરતો દુન્યાની માદર બને, કે જલ્લાદ?

અને હવે, સંગીનાનું ખુનં કરીનેબી નહીં ધરાતાં તેં આએ બીજો શીત્નો શો ચલાવયો હતો? એક ગરીબ મુફ્લીસ છોકરી શું દુનયાની તે હસતીમાંની એક નહીં હતી જે પાક ખુદાની મહેરો માયાથી મુફ્લીસી છોડીને તવંગરીમાં રોલતી થવાની હતી? અને એવી નેક સાફ તવંગરીનાં હકની મરીયમ મુખત્યાર બનવાની હોય તો તેમાં તે બીચારી નીરદોશ છોકરી શું પાપ કરતી હતી જે તેં તેને એક ગારમાં બંધ કરાવી દીધી?

મગર, આપણી વાત પરઃ—ઝોહરા પોતાના મનમાં બકતી ઘણો વખત હવે બેસી શકત નહીં, કેમ જે તેના ભાઈ હુસેને ઉતરેલા અને રડમસ ચહેરા સાથે તેના ઓરડામાં ચાલી આવીને તેના પંગો પાસે પછડાઈ પડીને નીશાનીથી કહ્યું: "અફસોસ, નહીંજ મલી!"

"હુસેન, ભાઈ તું કેટલો બધો વખત બહાર ભટકયો!" ઝોહરાએ કાગળપર લખીને અજાયબી બતાવી, અને પછી તેણે એક હાથ આપીને હુસેનને ભોંયપરથી ઉઠાડતાં સમજાવ્યું "ઉઠ, ભાઈ, એક નોકરડીને વાસ્તે એટલી બધી કાળજી બતાવવાથી તો લોકને મોઢે આપણે તુંપાઇ જઇએ."

"તે તહારી નોકરડી હતી તે વાત ખરી" હુસેને લખ્યું "મગર, હવે પછી તેમ તે રેહેનાર નહી હતી. મરીયમમાં મહારૂં બધું દીલ હતું, અને તે વાત આજે તહારી આગળ ઝાહેર કરતાં હું બહુજ ખુશી થાઉંછ, ઓ મહારી હમશીર, કે એ પયારી મરીયમ મહારી મહોરદારૂ થોડાજ દીવસોમાં થનાર હતી."

ઝોહરાનો ચહેરો તે વાંચીને ઉતરી ગયો, અને તેણે મોંહ કુમલાવી દીધું.

"હમશીર, પયારી હમશીર" તેની પાસે બેસીને તેનો એક હાથ પકડીને સમજાવતાં સમજાવતાં હુસેને નીશાનીથી કહ્યું "તારો ચહેરો કાંય ઉતરી ગયો? તું નારાઝ છે? ખુશી નથી કે હું મરીયમ સાથે પરણું?"

"બીલકુલ નહીં" પોતાનો હાથ ખેંચી લઇને તેણે લખ્યું " એક નોકરડી—એક ટુકડખોર ગુલામડી—અને તેની સાથે પયાર ? તેને તું કરવા માંગેછ તારી મહોરદાર ?"

"હા" હુસેને નીશાની કીધી.

"નહીં તેમ નહીં બનશે. જો તું તેમ કરવા મારી રાઝીખુશી ઉપરાંત કામ કરશે તો આજથી તું મહારો બીરાદર નહીં, અને હું તારી હમશીર નહીં." ઝોહરાએ લખીને જણાવયું "તેં આજે આખી રાત સુધી મને જગાડીછ, તું આટલો બધો વખત સુધી નોકરોને લઇને કયાં કયાં ભટકયો ?"

"જયાં ભટકાયું ત્યાં" હુસેન નાસીપાસ થઇને આંગળાંઓથી સમજાવવા પડયો "રસ્તાઓ ઢુંઢીઆ, બાગીચાઓમાં શોધ ચલાવી, લોકોને જગાડયા, પોલીસને ખબર આપી, મગર આટલી બધી સખ્ત મહેનત અને રખડપટી પછી મહારૂં કાંઇજ વળ્યું નહીં; મરીયમ મહને મલીજ નહી !"

"રસ્તા અને બાગીચાઓમાં ઢુંડીને અને લોકોને જગાડીને તેં સીર્ફ પોતાની આબરૂ ગુમાવી દીધી" ઝોહરાએ ગુસ્સાથી કલમ ચલાવી "લોક હસશે, ત્હારી મશકેરી કરશે કે એક નોકરડી કયે ચાલી ગઈ તો તેના શેઠ અરધી રાતેબી ફાનુસ લઇને માણુસો સાથે તેને શોધવા પડયા, અને લોકની મીઠ્ઠી નીંદ લેવા પડયા ? અફસોસ, જાહોજલાલીવાળા એક અમીરનો છોકરો, અને તેની આવી નાલાયક ચાલ ?"

"તું મહને ઠપકો આપેછ" હુસેને દીલગીર થઇને લખયું, અને તેની આંખોમાંથી આંસુના ટીપાં પડયાં "તું મહને ઠપકો આપેછ બહેન ! અરે, આજે તું જેટલી મહારાપર સખ્ત થઇછ તેટલી કદી બી અગાઉ નહી થઇ હશે."

"તહારી ચાલ ધીક્કારને પાત્ર છે" ઝોહરાએ લખીને ગુસ્સો

બતાવયો "લોક શું કહેશે ? એજ કહેશે કે તહારી સાથે તે ગુલામડીને કાંઇ સંબંધ હતો, અને તેથી તું એટલો બધો દીવાનો થઇને મધ્ય રાતેબી તેને શોધવા જઇને લોકની નીંદ લેતો હતો."

હુસેને જીભ કરડી લેતાં લખયું "મહારા જાનના કસમ, મહારી દીનો ઇમાનનાં કસમ કે તે છોકરી જેટલી ખુબસુરત હતી તેટલીજ દીલમાંબી સાફ અને સુંદર હતી, તો મહારી દોસ્તી કયાં હોય ? મગર, હવે પછીથી તે મહારી મહોરદાર તરીકે શાદીમાં એક થનાર હતી."

"બસ, બંધ કર તહારી લબાસ, તહારી કલમને રોક, હુસેન ! બાઝ આવ, બાઝ આવ એ બુરા ખયાલથી, એક બે બદનામની ગુલામડીને મહોરદાર બનાવવાની વાતથી બાઝ આવ ! ઓ, મહારા પીદરના રૂહ, તું આએ નાલાયક ચાલથી કેવું ખફા થતું હશે !" અને એટલું લખીને મઝરથી ઝોહરા રડવા પડી.

"તું મરીયમ તરફ બહુજ ગુસ્સો ધરાવેછ" હવે હુસેન સહેજ ગરમ થયો, અને તેણે કાંઇક ડોળા કાઢીને લખયું "તું ફીતુરથી રડે છ, અને પીદરના રૂહની વાતને વચમાં લાવેછ; મગર, યાદ રાખ કે પીદરેબી પાપ કીધું હતું, તો એવા પાપી પીદરનું રૂહ મહારા વાજબી એક કામ માટે ખફા તે કેમ થશે ?"

"તું મુર્ખ છે" ઝોહરાએ ઘણી ગરમ થઈ જઇને લખયું "પીદરનો પ્યાર તારી ઉપર નહી હતો તેથી હવે તું તેવણના મુઆ બાદ તેવણને પાપી કહીને તારૂં વેર લેછ ! બતાવ, તેવણે શું પાપ કીધું હતું ?"

"શું તે સંગીનાને તેવણે ફસાવી નહી હતી જે સંગીના તહારા કેદ થયલા આશક સલીમની બહેન હતી, અને જે સંગીનાનું તેં ખુન કીધું હતું ?" હુસેને લખયું.

તેટલું વાંચતાંજ ઝોહરાનું દીમાગ ફરી આવ્યું, તેણે પોતાના બેઉ હાથેથી પોતાનું માથું પકડી લીધું, ગલામાં દબાયલી એક મુંગી

ચીખ મુકી, અને લખયું "ખુન ? સંગીનાનું ખુન મેં કીધું ! એ લડહડતા જુઠા ! તહારી હમશીર સામે આએ તહોમત ?"

"તહોમત નથી, એક અનુમાન છે અને તે ખરેખરૂં અનુમાન છે" હુસેને લખયું "એ ખુનની વાત તો મેં ખુનની રાત પછી સહવારે જાણી—મગર, તું મહારી બહેન હોવાથી હું ફક્ત નફરત નાંખીને રહયો—પણ આએ ઘડીએ મૌકો મલ્યોછ ત્યારે તુને હું તે કહુંછ. લેકીન, યાદ રાખ, કે તુંને હું ફસાવસ નહીં" હુસેને લખયું.

ઝોહરાએ તે વાંચીને પાછું લખયું "તું કેમ કહી શકેછ કે મેંજ ખુન કીધુંછ ?"

"તુંને મેં તે રાતના મર્દાના લીબાસમાં જતી જોઇ લીધેલી, મહારૂં દીલ ઘણું થયું કે તુને બોલાવીને તું રાતના ક્યાં જતી હતી તે પુછું, મગર તું ઘણી ઝડપથી ચાલી ગઇ—અને, સહવારના જ્યારે ફરયા બાદ પાછી તું કેડે ગઈ તો તહારા કમરામાં હું દાખલ થયો, મેં તહારી કબાટ મહારી પાસની ચાવીથી ખોલી, અને મહને શું જણાયું ? તહારૂં ખંજર, તહારૂં ખંજર લહુથી ખરડાયલું હતું !"

"અફસોસ, હું નહીં ધારતી હતી કે મહારો ભાઇ કદીબી મહારી કબાટ મહારી ગયરહાઝરીમાં ઉઘાડશે." ઝોહરાએ લખયું "આ એક દગો થયો."

"મહારૂં અનુમાન ખરૂં થયું" હુસેને ગુસ્સા અને ઝડપથી લખયું "મહને ખબર મલી કે સંગીનાનું ખુન થયું, સલીમ પકડાયો, અને મહારો પુરો વહેમ તહારીપર ગયો કે તેંજ રાતના ખુન કીધું હતું અને સલીમે નહીંજ—પણ વાંચ, ધયાનથી વાંચ, કે તું મરીયમ માટેબી ધીક્કાર ધરાવેછ, અને હમણાં તું જે ગુસ્સો મહને લખીને સમજાવી ગઈ તે ઉપરથી હું બીજું અનુમાન એ કરૂંછ કે તેંજ મરીયમનું કાટલુંબી કાઢી નાખયુંછ, અથવા તેને કેડે છુપાવીછ."

"માફ" એકદમ ગુઠનયે પડી જઇને ઝોહરાએ હાથ જોડીને સમજાવ્યું, અને પછી ઉઠીને લખ્યું "તહારી મરીયમ તુંને એકજ શરતે મળશે અને તે શરત એજ કે તું બધું જાણે કાંઇજ બન્યું નહી હોય તેમ ભુલી જાય, અને મને માફ કરે."

"કબુલ છે, મહારી હમશીર" હુસેને માયાથી લખ્યું. અને તેના જવાબમાં ઝોહરાએ લખીને જણાવ્યું "આજે બપોર પડે કે શુમારે એક કલાકે તું હાથમાં લાલ રૂમાલ સાથે બાઝારમાં આવેલા મીનારાની પાસે ઉભો રહેજે, અને ત્યાં કોઇ શખ્સ તુંને તહારી મરીયમ આપી જશે. જા, હમણાં તો ખાબ કર, અને સહવારના દશ વાગતે હું પોતે જઇને મરીયમના છુટકારાનો હુકમ આપી આવીશ."



## પ્રકરણ ૨૦ મું.

### બ્હેન કે તલવાર?

ભરભરબોલો અને ચાલાક તે હતો, તોબી હુસેન ભોલો હતો. તે પોતાની બ્હેનને છોડીને ગયો, અને જઇને પાધરો પોતાના કમરામાં સુઈ ગયો. સહવારૂં લગભગ પડવા આવયું હતું, અને તે મહેલમાં બધાંજ રાતના જાગેલા હોવાથી હમણાં તો એકદમ સુઇ ગયાં હતાં—તોબી ઝોહરા સુતી નહીં !

તેનો ભરમ ખુલી ગયો હતો; જેમ થવાની તેને સ્વપનેબી ખયાલ નહીં હતો ! તોંબી, તોબી તે ખુની ઔરત, તે ગુસ્સાબાઝ બલા; દીલમાં દબી નહીં ! તેણે દબાવાના ઢોંગ કીધા, મગર ઉલટી તે તો પોતાનો રાઝ ફાશ થઇ જવાથી ગુસ્સાથી તપીને જલી ગઈ.

"હુસેન" તે મનમાં ફફડી "તારામાં એ પાણી છે એ હું તારી બ્હેન છતાંબી આજ સુધી જાણુતી નહીંજ હતી ! હું તો તુને મારી આગળ બચ્ચું સમજતી હતી, જ્યારે તું તેમ નથી, તો હુંબી હવે તુને બતાવી આપશ કે હું શું છું !!—મરીયમ, મરીયમ સાથે તો હું તુને કદીબી હવે પરણુવા દઇશ નહીં, મારે હાથે થયલા ખુનનો ભેદ જાણુનારનું કાટલું કાઢી કેમ નાખવું તેની ફીકરમાં હું રહીશ. નસીબ સંજોગે લુટારૂઓ આજે મારા કબજામાં છે અને મારી ઝુંફતી આંખો હવે ખાબ કરશે નહીં, પણ બ્હેનના કમરામાં ધુસીને તેની કબાટ ખોલનાર ભાઇને પુરી સઝા કરશે."

અને તેટલું મનમાં ને મનમાં બડબડી લઇને એક કાગલપર કાંઈ લખયા પછી તે બતી ગુલ કરી દરવાઝો બંધ કરીને બેઠી. અરધો કલાક બીજો તેણે પસાર થવા દીધો, અને પછી,—પછી બહુજ સંભાલ ભરેલી થઇને આજુબાજુ જોઇને તે ધીમાં કદમે પેલા કમરા તરફ ઉતરી, જ્યાં સલમાન અને તેનો સાથી સુતેલા હતા.

તેણે બહારથી બંધ કીધેલો તે દરવાઝો ખોલ્યો, અને તેને નરમ આંચકો મારતાજ જોયું કે તે હીંમતવાન શખસોએ અંદરથી દરવાઝો બંધ કરવાની તકલીફબી નહીં લીધી હતી ! તે ધીમાં કદમોએ આગળ વધી, અને ખાબમાં ગીરફતાર થયલા તે બેઉ લુટારૂઓને તેણે હાથ મારી મારીને જગાડયા.

તેઓ ઉઠીને બેઠા કે ઝોહરાએ સલમાનના હાથમાં પેલું લખેલું કાગળ મુકી દીધું, જે બતી આગલ લઇને વાંચવામાં આવ્યું "તહમો બેઉને હું મહારા ભાઈ સમજું છું તેથી હું બેપરદે તહમારી સામે આવું છું. તહમને છોડીને જવા પછી કાંઇ એવી બીના બની ગયલી છે કે જેથી મહને મહારો બીરાદર હુસેન અકારો થયલો છે. હું આપને હમણાંજ જો કબુલ થાવ તો, એક હઝાર અશરફી આપવા તઇયાર છું. તહમને એ એક હઝાર અશરફીના બદલામાં મહારૂં એક કામ કરવું પડશે આજે બપોરના આશરે એક કલાકને શુમારે દેહલીના મોટા બાંઝારના મીનારા પાસે હાથમાં. લાલ રૂમાલ લઇને મહારો ભાઇ હુસેન આવશે, જેને આપ કોઇબી હીકમતથી આપના બીજા લુટારૂઓની મદદ સાથે ઉંચકી જજો, અને દેહલીના તહમારાં છુપાં ભોંયરાંમાં કૈદ કરજો. બપોરનો વખત છે એટલે બાઝાર આગલ એકાંત હશે અને આપને બહુ તકલીફ એ કામમાં નહી પડશે —મગર જો કાંઈ ગોટાલો થઈ ગયો, અને હુસેન તહમારા હાથમાંથી છટકી જવા જેવું થયું તો તેને જીવતો ના જવા દેતા, પણ મારી નાખજો."

સલમાન અને તેના સાથીએ બેઉ જણાએ તે કાગળ વાંચ્યું, અને તેના જવાબમાં સલમાને લખયું "અમારો પેશો એવોજ છે, તહમારી વાત અમને કબુલ મંઝુર છે. તહમારા ભાઇને મહારા સાથીએ જોયલો છે, અને એજ મહારો સાથી પોતાના એક બીજા લુટારૂ મીત્ર સાથે બાઝારમાં એક વાગતે જશે, અને હુસેનને ઉઠાવી નહાસશે. એ કામ તો પાનને ચુનો લગાડવા જેવું છે, મગર અશરફી?"

ઝોહરાએ પોતાની પહેરનની જેબમાંથી એક હઝાર અશરફીની એક ઠેલી ખેંચી કહાડીને સલમાનના હાથમાં મુકી દીધી, અને ખાનામાંથી કાગળ–સાહી–પેન કહાડીને લખયું "અને જ્યારે આપ કબુલ છો તયારે તો દર વરસે એકેક હઝાર અશરફી આપને મારા તરફથી મલતી જશે, અને તેના બદલામાં મારો હુકમ નહીં થાય તયાંસુધી હુસેનને તમારા છુપા ભોંયરામાંથી બહાર કાઢવોંજ નહીં તેની તહમને પુરી સંભાળ લેવી જોઇશે.

"કબુલ છે" સલમાને લખયું "અને હવે અમે અહીંથી જઇશું."

ઝોહરાએ તેમને જવા દીધા, અને પછી જાણે કોઇ મોટું કામ કીધું હોય અને તેનાથી તેને સંતોષ મલ્યો હોય તેમ વાત ચીતના લખેલા કાગલીયાઓનો ચુરેચુરો કરી નાખીને પછી સુઇ ગઇ.

બંને લુટારૂઓ જેવા રસ્તે પડયા કે સલમાન બોલ્યો "બીરાદર, જોયું કે ? કેવી ઔરત ? શું એ લુટારૂની મહેરદાર બનવાને અને લુટનો પઇસો ચલાવવાને કાબીલ નથી ?"

"બીલકુલ આપને લાયકની ઔરત છે" સલમાનના સાથીએ ટેકો આપયો "તહમે કહોછ તેમ એને ખુનબી કીધુંછ, અને હવે એ પોતાના ભાઈ સાથે કાંઈ વાંધો પડતાં તેને દુર કરવાના ઇલાજ તરીકે આપણી મદદ લેછ, અને વલી જો કોઈ સંજોગે તે ભાઇને ઉપાડી ઉઠાવી નહીં લઇ જઈ શકાય તો તેનું ખુનબી કરવા તે આપણને કહેછ ! વાહરે હમશીર !"

"હમશીર નહી, બલકે બોલ કે એક કાતીલ શમશીર." સુલેમાને કહ્યું.

અને તે પછી તેઓ અતી ઝડપે ચાલ્યા, અને પોતાને છુપે મથકે ગયા.

પેલી તરફ ઝોહરાને ભોલા હુસેને પોતેજ આવીને દશ વાગતે ઉઠાડી. તેણે ઝોહરાના કમરાનો દરવાઝો ખખડાવી નાંખયો, અને

તેને યાદ આપી કે તે હમણાં તો મરીયમના છુટકારા સારૂ જનાર હતી. ઝોહરા તઇયાર થઇ, અને ગઇ. તેની સાથે કોઇ બુઆને મોકલાવવા હુસેને ઇશારતથી કહયું, મગર તેણે એકલીજ જવા માંગ્યું.

તે ગઇ, અને ભોળા હુસેને તેની પાછળ પાછળ કોઇ રેકુબી નહીં લગાડયો! તે જેટલો પોતે ભોળો હતો, તેટલીજ તેને મન દુન્યા ભોળી હતી!

ખાસા બે કલાક હકીમ રૂસ્તમખાનના ઘરમાં ગુઝાર્યા બાદ ઝોહરા પાછી ફરી, અને તેણે મક્કર કરીને ભાઇને નીશાનીથી સમજાવયું કે "મરીયમ મલનાર છે, અને લાલ રૂમાલ સાથે તું બપોરે એક વાગતે બાઝારના મીનારા આગળ જજે."

* * * *

અફસોસ! સલમાનનો સાથી તે બપોરના ધોરી રસ્તેથી ફતેહમંદ બન્યો, અને તેણે હુસેનને બેશુદ્ધ કરનારી ભુકી સુંઘાડી, તેને પોતાના ઘોડાપર નાંખી, તે પવનની પીઠપર જાણે સ્વાર થઇને નહાસી ગયો. થોડું લોક જે ત્યાં હતું તેઓમાં હોહા થઈ રહી, મગર કોઈ કાંઈ કરી શકયું નહી!

આખા દેહલીમાં તે દીવસે ચકચાર થઇ રહી. મરહુમ અમારના ઘરમાંથી રાતના મરીયમ ગુમ થઈ, અને દીવસે હુસેન! લોક બેઉને લુટારૂઓની જાલમાં ફસી ગયલાં માનતાં હતાં, કારણકે તેઓમાંનાં કેટલાકે તો હુસેનને ઉપાડી જતા લુટારૂને નઝરો નઝર જોયો હતો! તે સ્હાંજે ઓલખીતાંઓનું ટોળેટોળું રડતી ઝોહરાને દીલાસો આપવા માટે જતું, અને બધાં તે મુંગી–બહેરી છોકરીની દયા ખાતાં કે તેનો ભાઈ ગુમ થયો હતો!!

# પ્રકરણ ૨૧ મું.

—*—*—*—

## યહુદી ઈસાકર.

હસદ અને હવસની પુટલી ઝોહરાએ સંગીનાનું ખુન કર્યું, મરી યમને પેલા ભેદી ઘર "ઔરતોના ગાલીચા બનાવવાના કારખાના" માં બંધ કરાવી, અને સેવટે પોતાના ભાઇ જેવા આઝાદ ભાઇનેબી લુટારૂ સલમાનના દેહલીના જંગલમાં આવેલા છુપા ભોંયરામાં કેદ કરાવયો, છતાંબી તે મુંગી–બહેરી છોકરીના એ પ્રાક્રમોની ખબર તો લેવાઇ નહી, પણ લાગતા વલગતાઓ અને સગાઓ ઉલટા તેને દીલાસો દઇને જતા અને તેની દયા ખાતા !–હવે તેના બાપીકા આલીશાન મહેલપર રાજ્ય કરવા તે અકેલીજ હતી, અને તે તે હાલત માટે ખુશી થતી.

તે ચાહતી હતી કે એવી અકેલી અયશના વખતમાં તેની સાથે હાકમી ચલાવવા તેના તે આલીશાન મકાનમાં તેનો આશક સલીમ હતે. તે આશકની થોડા દીવસમાં ખુનની તપાસ ચાલે તેમાં જો તે છુટીને આવે તો તેને પોતાની પયાર ભરી છાતીએ લગાડવા તે ઘણી વીહલી વીહલી થઈ ગઈ હતી, અને જો તે નહીંબી છુટે તોબી તેને કેદખાનામાંથીબી છોડવી લાવવા ઝોહરાએ લુટારૂ સલમાનને તઇયાર કરી રાખયો હતો, એટલે હવે તેના દીલમાં કાંઇક ધીરજ થઈ.–સલીમનું મકાન હાલમાં તો સરકારી માણસોએ બંધ રાખયું હતું, અને ધણી વગરના તે મકાનમાંથી કોઇ કીમતી ચીઝ ગુમ નહીં થઈ જાય તે માટે સરકારી પહેરેદારને બેસાડવામાં આવયો હતો.

ઝોહરાએ લુટારૂ સલમાનને પોતાના સલીમને બચાવવા લાલુચ બતાવી હતી, મગર લુટારૂ સલમાન વલી પોતાની ગતમાં લોટતો હતો ! તે ઝોહરાંને પોતાનેજ ઉંચકી જવા ઉપર ધયાન કરી રહયો

હતો, અને સલીમનો છુટકારો કરવાની રાતના તે ઝોહરાને ઉપાડી જવા તઇયાર હતો ! એ પ્રાક્રમને હજુ લગભગ દશ દીવસની ખોટી હતી, અને એ દશ દીવસનાં દરમયાનમાં શું બનાવો બની જાય છે તેની તરફ આપણે હવે ધયાન આપીશું.

એ દશ દીવસના અરસામાં આપણને હવે બીજી તરફ નઝર નાંખવી પડશે, અને તે બીજી તરફના નવા બનાવો અને નવા પ્રાક્રમો તરફ ધયાન આપવા માટે આપણને એટલા વખતમાં મરીયમ અને હુસેન, ઝોહરા અને સલીમને છોડીને આપણી વાર્તાના નવાં પાત્રો જોવા પડશે. છેલ્લા પ્રકરણમાં વર્ણવેલા બનાવના દીવસનીજ રાતનો વખત છે, જયારે લુટારૂ સલમાન છુપા વેશમાં રહીને, હતીયારો સજીને, એક નવું કામ કરવા બહાર પડયો છે.

દેહલીના નામને અયબ લગાડનારો તે એક કંગાલ મહોલ્લો હતો, જેમાં લુટારૂ સલમાન દાખલ થયો. ત્યાં લુચ્ચા અને લફંગાઓનુંજ જાણે રાજ્ય હતું, અને તે મોહલ્લામાં ઘણીવાર બહલોલના સીપાઇઓની માર ખાઈ જતા હતા, અને બદમાશોને દાબી દેવા માટે પોતે ઘણા હયરાન પરેશાન થયા હતા. એ મહોલ્લાની વચોવચમાં એક મજબુત ન્હાનું ઘર આવયું હતું, જે જાણે તે મહોલ્લા માંનો કીલ્લોજ હોય તેમ તેને લોખંડના દરવાઝા જડેલા હતા ! તે ઘરમાં એક યહુદી રહેતો હતો, અને તે યહુદી બ્યાજખાઉનો ધંધો કરતો હતો. લુચ્ચા, લફંગા, બદમાશ લોકોની એક ટોળીને તે યહુદીએ પગારે રાખેલી હતી; અને તે બદમાશો કોઇબી કામ વખતે તેને ઉપયોગી થઇ પડતા હતા. તે અચ્છા અચ્છા માણસોને બ્યાજે ધમધોકાર પઇસા ધીરતો હતો, અને બ્યાજ આપવામાં ચુક પડે યા મુદદલ રકમ નહીં મળે તો કોર્ટમાં ફૈંસલો કરાવવાને બદલે યહુદી ઇસાકર ઘણી વખતે પોતાની તે લફંગી ટોલી મારફતે ફૈંસલો કરી નાંખતો હતો, યાને સામેવાલાના હાડકાં પાંસરા સેકાવતો હતો !

તોબી, તે યહુદી, ઇસાકર માણુસ જોઇને કામ કરતો હતો: જયાં નમવું પડે ત્યાં નમીબી જતો, અને આંખ આડા કાન કરીને થોડા રૂપીઆપર પાણીબી ફરી જવા દેતો હતો ! તે થોડાક એવા શખસોથી બીહતો હતો, અને સઉથી વધારે તો તે સલમાનથી કાંપતો હતો.

યહુદી ઇસાકર અને બદમાશ લોકોના રહેઠાણના તે મોહલ્લામાં જેવો લુટારૂ સલમાન દાખલ થયો કે તેણે પોતાની પાછળ પાછળ ચાલી આવતા પોતાના સાથીને પાસે તેડીને કહ્યું " તું હવે આપણા ભાઇબંધો સાથે અહીંજ ફરતો રેહેજે, અરધા કલાકથી વધારે મ્હને મોડું થયું તો એકદમ બધા ત્હમે યહુદીના ઘરપર ચઢી આવજો. એ યહુદી દગલબાઝ છે, એનો ભરૂસો થાય નહીં, બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ. "

એટલું કહીને લુટારૂ સલમાન યહુદી ઇસાકરના ઘર આગળ ગયો, અને તેના ઘરનો દરવાઝો ઠોકયો. થોડીક પળ સુધી કાંઇબી જવાબ મળ્યો નહીં, જેથી સલમાને વધારે ઝોરથી દરવાઝો ઠોકયો. આ વખતે કોઇ દરવાઝા તરફ અંદરથી ચાલી આવતું તેણે સાંભળ્યું.

"આટલી મોડી રાતના એ કોણ દરવાઝો ઠોકે છે ?"

"હું ઠોકું છ" સલમાને મોટે સાદે કહયું "એ તો હું સલમાન છેઉં, ઇસાકર બીહતોં ના–બેધડક દરવાઝો ખોલ."

અડગરો ખંસાડી લેવામાં આવયો, અને ભારી એક સાંકળ ભોંયપર પડવાનો આવાઝ થયો, જે પછી દરવાઝો ખુલ્યો અને હાથમાં મોમબતી સાથે યહુદી ઇસાકર બીધેલો–મગર, પોતાની ધાસ્તીને વ્યર્થમાંજ છુપાવવાની કોશીશ કરતો–લુટારૂ સલમાનની સામે ઉભેલો જણાયો.

"આવો, આવો, સલમાન જનાબ" યહુદીએ થોડો થોડો થઈ

જવાના ઢોંગ કરીને કહ્યું " આટલી મોડી રાતે કંઇ જનાબને તસ્દી લેવી પડી ?"

"આપણા જેવા માણસોને મોડી રાત તે વલી કેવી હોય ?" અંદર જતાં સલમાન બોલ્યો "આપણુને દીવસબી સરખો અને રાત બી સરખી, આગલી રાતબી તેજ અને મોડી રાતબી આપણુને મન તેજ, કેમ ઇસાકર ?"

અને હસીને હા કહેતાં તે યહુદીએ દરવાજો ઘણી મોટી સંભાળથી પાછો બંધ કીધો, અને બોલ્યો "આમ અંદર તશરીફ ફરમાવો."

"મહને ઘણો વખત સુધી તહારે ત્યાં ખોટી થવાનું નથી" સલમાન ચાલતાં ચાલતાં બોલ્યો, અને પછી, તેઓ એક ઓરડામાંની ચટાઇપર ગોઠવાઇને સામસામા બેઠા.

"આપની તકલીફનું કારણ ?" યહુદીના પેટમાં જીવ નહી હતો તેથી તે જલદીથી જાણી જવા માંગતો હતો કે લુટારૂઓનો સરદાર શું કામે આવયો હતો.

"ઇસાકર, તું બુઢ્ઢા ખાનખાનાન બેહેરામખાનની ખુબસુરત જવાન ઔરત ઝુબઇદાને તો ઓલખેછ કેની ?" સલમાને સવાલ રૂજુ કીધો.

અજાયબીના ભેલ સાથે યહુદી ઇસાકરે તે સવાલના કરનારના ચહેરા સામે ટગર ટગર ટીકીયા કીધું.

"ઝુબઇદાની તવંગરી છતાંબી" યહુદી કાંઇબી જવાબ આપે તે અગાઉ સલમાનેજ વાત આગલ ચલાવી દીધી "તેણે પોતાના જવાન આશક સઓલત બેગની કર્ઝદારી દુર કરવા માટે પઇસાની મોટી રકમ સારૂ તહારે તયાં પોતાનો હીરાનો હાર ગીરવી મુકેલો છે, કેમ ?"

"તહમે તે વાત કેમ જાણી, જનાબ સલમાન ?" યહુદી, અજાયબીને રોકી શકયો નહીં, તેથી તેણે હવે, ઝડપથી પુછયું.

"ખાનખાનાન બેહેરામખાનની ખુબસુરત જવાન મહેરદાર ઝુબઇદાને પોતાને મોંઢેથી મેં જાણ્યું" લુટારૂ સલમાને કહ્યુ "કેમ તુને તે વાત ખબર નથી શું?"

"કોઇ કામને વાસ્તે પઇસા જોઇએછ એમ બેગમ સાહેબાએ મહને કહ્યુ હતું, પછી તેથી વધારે પુછવાની મહને શું ઝુરૂર પડે?" યહુદીએ શરબતની જામ સલમાન આગળ ભરીને મુકતાં કહયું.

"તયારે એટલું તો ખરૂં કે તહારી પાંસેથી બેગમ ઝુબઇદાએ પઇસા લીધા, અને વલી પોતાનો કીમતીમાં કીમતી હીરાનો હાર તહારે તયાં ગીરવી મુકીને, કેમ ખરૂં કેની?"

"હા, સરદાર" યહુદી બીહીતો બીહીતો બોલ્યો "ખરીજ વાત છે."

"તો જરા તે હીરાનો હાર મને જોવા માટે લઇ આવ." સલમાને ઠંડે કલેજે શરબત પી રહીને કહયું.

"હમુને? હમુને બેગમ ઝુબઇદાનો હાર જોવા માટે જોઇએ છ! તઅજજુબ!" ઇસાકરે કાંપતાં કાંપતાંબી પેત્રા ચલાવયા.

"તો કાંય નહીં?" સલમાન સ્હેજ ભવાં ચહડાવીને બોલ્યો. "દેહલીની સૌઉથી સરસ ખુબસુરતીઓમાંની એક ખુબસુરતીના ગળાનો કીમતીમાં કીમતી હાર જોવો તે શું દીલની એક મઝાહ નથી? યાદ રાખ ઇસાકર, કે હું જોરઝુલ્મથી તે જોવા માંગતો નથી, પણ તહારી પાસેથી માંગીને જોવા માંગુછ."

"તેજ હીરાનો હાર!" યહુદીથી બોલાઇ જવાયું.

"હા, બાપુ, તેજ હીરાનો હાર, અને હવે હું આશા રાખુંછ કે તું કાંઇબી વીલંબ લગાડવા વગર તે હાર મહને જોવા સારૂ લઇ આવશે." સલમાન નરમ-ગરમ બોલ્યો, અને તેમ બોલવા સાથે તેણે પોતાનો જબ્બો સ્હેજ બેદરકારીથી ઉંચકયો, અને તે જબ્બાના

ઉંચકાવા સમેત યહુદી ઇસાકરે જોયું કે તે લુટારૂ જાણે હતીયારોની હારમાલાથી સજાયલો હતો !

છાતીમાં દબાયલા મુઆ નીનાસાઓ ઉપર નીસાસા નાખીને યહુદી ઇસાકર હવે ઉઠયો, અને તેણે ઠંડી સાંસ ભરતાં ભરતાં જઇને અંદરના એક ઓરડામાંથી એક નહાનો સુખડનો બનાવેલો દાબડો હાથોમાં ઉંચકી લીધો. લુટારૂ સલમાન તેની પુઠે ગયો નહી, પણ પોતાની જગયા ઉપરજ બેસી રહીને તેને પાછો ફરતાં અધીરાઇથી જોવા લાગયો.

સુખડનો તે દાબડો ખોલવામાં આવ્યો, અને અંદરના હીરાનો હાર ચકચક ચકચક સલમાનની આંખો સામે ચમકવા લાગયો. "ઠીક છે, હાર બરોબર સાબુત છે" સલમાને પાછો તે દાબડો બંધ કરતાં કહયું "એ ફકત કાલના એક દીવસે અને એક રાત માટેજ હું લઇ જાઉંછ, અને પરમ દિવસે આંએજ વખતે તો તુંને પાછો આપી જવશ."

યહુદીના તો ડોળાજ તે સાંભળીને ફાટી ગયા !

"શુંઉઉ ?" યહુદીએ પોકાર કીધો "સરદાર સાહેબ, આપ એ હાર લઇ જવા માંગોછ ? શું કામ ? કાંય ? કોણુને વાસ્તે ? તહમારે સારૂ ?"

"અરે પણ જરા ધીરો પડની તો" સલમાન તે દમબદમ પુછાયલા અકેક ઉપરના અકેક સવાલોથી હસીને બોલ્યો "એક બે સવાલ કરની ! પાંચ પંદર ચીઝ બધી સામટીજ પુછી લેછ કે ?"

"પણ-પણ તમે એ શું કરવા લઇ જાઓછ?" યહુદી બોલ્યો.

"અને એ હાર બેગમ ઝુબઇદાને પોતાને વાસ્તે લઇ જવાનો છું" સલમાને કહયું, "આવતી કાલે બેગમ સાહેબ પોતાના ભરતાર ખાનખાનાન બેહેરામખાન સાથે શાદીમાં જવાનાં છે, અને તેવણ

જ્યારેબી પોતાના શઉહર સાથે બહાર જાયછ તયારે એ હીરાનો હાર જે લગનની પહેરામણી વખતે આપવામાં આવ્યો હતો તે પેહેર્યાં વગર કદીબી કેડે જતાંજ નથી. હવે સઓલતએમની કર્ઝ-દારી દુર કરવા બેગમે પોતાની પાસે રૂપીઆ આવી જાય તે અગાઉ રૂપીઆ બહારથી વયાજે કહાડવાના ઇરાદાથી તારી પાસે એ હાર ગીરવી મુકયો હતો, પણ એકાએક કાલે શાદીમાં જવાનું થયુંછ અને ગલાંમાં હાર જો નહી જણાય તો બેહેરામખાનને વહેમ પડી જાય તેથી સઘળી વાતનો સારો અંજામ રાખવાની મતલબેજ બેગમે મારી મદદ માંગી, અને ફકત એકજ દીવસને માટે એ હાર કોઇબી રવેશે તારી પાસેથી લાવવા મને કહયું."

"પણ તયારે બેગમ એ હાર છોડવીને કેમ નથી લઇ જતાં?" યહુદીએ પોતાનુંજ હાણયું.

"બેગમની પાસે પઇસા હજુણુ આવ્યાજ નથી તો છોડવી લઇ જાય કયા ચુહલામાંથી" સલમાન હસીને બોલ્યો.

"તો તેવણ છોડવી નહી શકતાં તેથી તહમુને મોકલયાછ! અને તહમે મહારી પાસેથી હાર છીનવી જાઓછ, કેમ?" કડવી દવા પીધી હોય તેવું બેડોળ કાચું કરીને યહુદી ઇસાકરે કહયું.

"તું બીહી ના, ઇસાકર, તું બીહ ના" સલમાને ઇસાકરના બરડાપર હાથ થોકીને સમજાવયું. "હું એટલો બધો નગુણો નથી કે તુને લુટી જાઉં. તું તો મહારી કોઇક અરીભીરીએ કામનો માણુસ છે, અને તુનેજ લુટું એટલો બધો હું બેશરમ નથી. કાલનાજ દીવસને માટે બેગમને એ હારનું કામ છે, અને પરમ દાહાડે તો તેવણ મહને એ હાર પાછો આપીબી દેશે, અને મહારા હાથમાં હાર આવ્યો કે હું પરમ દાહાડે રાતની વખતે પોતે આવીને તુને પાછો આપી જવશ, તું બેફીકર રહે."

"ત્યારે એ તસ્દી માટે તહમુને ઇનામ મળવાનું હશે !"

"હાસતો" સલમાને જવાબ આપયો "એ તો મહારો ધંધોજ છે. તું ફીકર ના કર, તે ઇનામમાંથી તુનેબી કંઈ હું આપશ."

"મહને કંઇજ નહી જોઇતું" યહુદી ઝડપથી બોલ્યો "તહમે તહમારે એ હાર મહને પાછો આપી જજોની, એટલે થયું. મહારો જીવ બધો હારમાં ને હારમાંજ ભરાયલો ને તીંગાયલો રહેશે."

"જરાકબી ફીકર ના કર, મારા દોસ્ત" એમ બોલીને સલમાન ઉઠયો, અને ઇસાકર તેને મનમાં ને મનમાં હઝાર ગાળ દેતા તેને દરવાઝા સુધી પહોંચાડવા ગયો–બીજી મીનીટે સલમાન તે હીરાનો હાર લઇ યહુદી ઇસાકરના ઘરમાંથી બહાર નીકલ્યો.

---



# પ્રકરણ ૨૨ મું.

---

## ઝુબઇદા !

પાંસઠ વરસના બુઢ્ઢા ખાનખાનાન બેહેરામખાનની આ ઝુબઇદા વીસ વરસની જવાન મહોરદાર હતી!–પોતાની પહેલી ઓરતના ગુઝર પામવા પછી બુઢ્ઢા બેહેરામખાનને જવાન ખુબસુરત કુંવારીકા સાથે પરંણવાનો શોક થયો હતો, અને તેથી તે એક દોસ્તની છોકરીને શાદીમાં લાવયો હતો. બેહેરામખાનનો દોસ્ત બી બહલોલની દરબારમાં મોટી નામના ધરાવતો શખસ હતો, અને તે જો ચાહતે તો પોતાની એક પુરી બેટી ઝુબઇદાને કોઇ તેને લાયકના ખુબસુરત જવાન શખસ સાથે પરણાવતે. મગર ઝુબઇદાનો બાપ લોભી હતો, અને તે લોભી બાપે પઇસાને લોભે પોતાની વીસ વરસની જવાન બેટીને પાંસઠ વરસના બુઢ્ઢા સાથે પરણાવી હતી!

એવાં કજોડાં લગન નવવાણું ટકા સુખી થતાંજ નથી, અને તેવાં દુઃખી સંધાયલાંઓની ઝીંદગી કેવી ખરાબ પસાર થાય છે તેનો એક ખયાલ આપણી વાર્તાપરથી આપણને મલી શકશે:

આગલા પ્રકરણવાલીજ રાતના દેહલીના એક બીજા આલીશાન મકાન જેને પેહેલા 'ખાનખાનાનનું મકાન' કહેવામાં આવતું હતું, અને જેને પાછળથી બેહેરામખાને પોતાની નવી મહોરદારના નામપરથી 'ઝુબઇદા બાગ' રાખયું હતું, તે મકાનમાં આપણે અરધી રાતના એક ખુબસુરત નવજવાન ઓરતને આતુરતાભરેલી ચશમોએ કોઇની વાટ જોતી બેઠેલી જોઇશું.

આ ઝુબઇદા પોતે છે, અને તે લુટારૂ સલમાનની રાહ જોતી બેઠેલી છે. "તેને વખત કેમ લાગયો હશે? તે મહને ફસાવી નાંખશે?" તે ખુબસુરત ઓરત મનમાં બડબડી "અરે, મુર્ખ હું–બલકે

મુરખ કરતાંબી વધારે, કહો કે દીવાની! દીવાની જો નહીંજ થઇ હતે તો શું એક લુટારૂને મ્હારૂં કામ સોંપતે? અરે મેં જે ઇનામ તે લુટારૂને આપવા કહેલું છે તે ઇનામ કરતાં તો મ્હારો હીરાનો હાર દશ હઝાર ઘણો વધારે કીમતી છે ! તો પછી શું લુટારૂ જેવો એક લુટારૂ તે હાર જતો મુકશે ? ન્હાના એક ઇનામને મેલવવા માટે કીમતી એક ચીઝને છોડી દેશે ! અફસોસ, દીવાની હું !"

એમ બોલીને તેણે પોતાના ગોરાગોરા હાથોથી કપાળ ઉપર ઉતરી પડેલા પોતાના કાલા ઝુલફો ઉંચે કીધાં, અને તેજ દુધ જેવા સુફેદ હાથોથી પોતાનું માથું દાબ્યું, જે ઉજાગરાથી દુખતું હતું. "સારૂંજ છે કે આજે બેહેરામખાન આખી રાત બહાર રહેવાના છે, શાદીની ગોઠવણ વીગેરેમાં ભાગ લેવા ગયલા હોવાથી મહને સારો લાગ મલ્યો. પણ અરે! શું મહારી તક ફોકટમાં જશે ?"

તેટલામાં એક ઠોકો દરવાઝાપર વાગયો, અને ઝુબઇદાને જીવ આવયો! જે બુઆએ તેને વાસ્તે લુટારૂ સલમાનની નોકરી શોધી હતી તેજ બુઆ કહેવા આવી હતી કે લુટારૂ આવયો હતો. ઝુબઇદાએ તુરતજ બુઆને લુટારૂને અંદર મોકલી દેવા, અને બહાર દુરથી બેસીને ચોકી રાખવાનો હુકમ આપયો.

બુઆ ગઇ અને તુરતજ બુરકાપોશ સલમાન અંદર ચાલી આવયો, તેણે અંદર આવતાને વારે બુરકો ઉચકી લીધો, અને તે તથા ઝુબઇદા સામસામા વાતે બેઠાં.

"તહમને ફતેહ મલી કે ?" ઝુબઇદાનો ઉતાવલો સવાલ રજુ થયો.

"તહમારો હુકમ અમલમાં મુકવામાં આવેલો છે." સલમાને કહયું.

"હા, હવેજ હું જાણે જીવુંછ" ઝુબઇદાની છાતીપરથી તે સાંભળતાં જાણે પતથર ઉંચકાઇ ગયો, અને તે જરા ખુશ થતી બોલી "હવે મહને જીવ આવયો !"

સલમાને પોતાના જભ્ભા નીચેથી તે હીરાના હારનો દાબડો ખેંચી કાહડયો; અને જેવો તે દાબડો ઝુબઇદાએ ઝડપથી લઇ લીધો—નહી, બલકે તેના હાથમાંથી ખેંચી લીધો, તેવોજ સલમાને તે ગોરા ગોરા હાથપર એક બોસો લઇ લીધો !

ઝુબઇદા લાલ અને પીલી થઇ ગઇ ! અને ઘણા મોટા ગુસ્સાથી પાછળ હટી ગઇ !

"સલમાન ! તહમારૂં ઇનામ આએ લેઓ" તેણે તે છતાંબી અખાડા કરી જઇને મનપર કાબુ રાખતાં ટેબલ ઉપર મુકેલી એક ઠેલી ઉચકીને સલમાન તરફ ધરતાં કહયું.

"નહીં, તમારૂં ઇનામ તહમારી પાસે રાખો" સલમાને કહયું "મહને એની કાંઇજ ઝુરૂરત નથી. હું જે ઇનામ માગુંછ તે જુદાજં પ્રકારનું છે."

'તે શું છે?' ધરૂજતાં હોટોથી ઝુબઇદાએ પુછયું.

"એક ચીઠઠી" સલમાન બોલ્યો "કાગળ અને સાહી કલમ લેઓ, હું કહું તેમ કાગળ પર લખો, અને પછી તે મહને આપી દેઓ, તેજ મ્હારૂં ઇનામ".

'તહમારા હાથમાં મહારી બોચી છે" નીસાસો નાંખીને ઝુબઇદા બોલી "જેમ કહેશો તેમ હું લખી આપીશ. પણ જલદી લખાવો, અને અહીંથી જલદીથી ચાલી જાઓ. કદાચ મહારો વહાલો સઓલત અહીં આવશે, કે નહીં તો કદાચ મહારા ધણી--"

"ધણી તો તહમે કહેતાં હતાં કે રાત આખી રોકાયલાં છે" સલમાન બોલ્યો "પણ ચાલો, હું લખાઉંછ તેમ લખો.

"હું, ઝુબઇદા તે ખાનખાનાન બેહેરામખાનની મહોરદાર, લુટારૂ સલમાનને મહારી રાઝીખુશીથી આ લખી આપું છું કે મહારો હાર જે મેં યહુદી ઇસાકરને ત્યાં ગીરવી મુકયો હતો તે હાર લુટારૂ સલમાન. મહમે લગનમાં પહેરવા જોઇતો હોવાથી એક દીવસને માટે

છોડવી લાવ્યો હતો, અને તેથી હું મહારી ઝીંદગીભર તુમારૂ સલ-માનને આભારી છું."

ઝુબઇદાએ ઘણી આનાકાની સાથે તે ચીઠી લખી, અને ઘણા ભારી દીલે તે સલમાનને આપી.–હવે સલમાન જવા ઉઠયો, પણ તે જેવો ઉઠયો કે કોઇએ દરવાઝો ઠોકયોં.

"કોણ ?" ઝીણા આવાઝે ઝુબઇદાએ પુછયું.

"સઓલત." જવાબ મળયો.

અને બીજીજ પળે તે આવાઝ સાંભળીને ઝુબઇદા માથાથી પગ સુધી થરથર ધરૂજવા પડી ! "અરે, સઓલત પોતેજ આવી લાગયો ! હવે ? એ હીરાના હારને તમારી પાસે મંગાવયાની વાત જાણુતોજ નથી, અને તમુને ને મહને આવી અરધી રાતના સાથે જોઇને એ વહેમાશે. એ શું જાણશે કે આપણે નીરદોશ છઇએ ? એ તો વુહે-માઇને મહારી ખરાબી કરી નાંખશે ! હવે કેમ થશે ?" અને તે થરથર ધુજવા પડી.

"પણ પેલી ઔરત જે બહાર ચોકી કરતી હતી તે શું ફાંફાં મારતી હતી ?" સલમાને ઘણીજ હળવેથી પુછયું.

"તે કમબખ્તની ભુલ થઇ ગઇ હશે, અને બેહેરામખાન આજે આવવાંના નથી તે જાણુતોજ હોવાથી સઓલત બેધડક ચાલી આવયોછ !" સલમાનના કાનપર પડીને ઝુબઇદાએ કહયું, "હવે કેમ થશે ? આપણે નીરદોષ છઇએ છતાંબી વહેમ પયદા થયા વગર કેમ રહેશે !"

અને બીજીજ પળે પાંછો દરવાઝો ઘોકાયો.

---

# પ્રકરણ ૨૩ મું.

## ઝુબઇદા અને સઓલત !

"હવે કેમ કરૂં ?" લુટારૂ સલમાનના કાન આગળ બડબડી લેતાં ઝુબદાઇએ અંદેશો કીધો " હું ધારૂંછ કે તહમે આએ મખમલના પરદા પછવાડે થોડીક મીનીટ છુપાઇ જશો તો બહેતર થશે. હું આપને ઘણાજ થોડા અરસામાં બહાર નીકળી જવાનો મૌકો આપીશ."

ઝુબઇદાએ એમ બોલતાંજ તે મખમલનો પરદો હટાવી લીધો, અને લુટારૂ સલમાન તેની પાછળ તુરતંજ છુપાઇ ગયો. એ બનાવ સીર્ફ એક મીનીટની અંદર બની ગયો, અને દરવાઝાને ત્રીજી મરતબે ઠોકવામાં આવે તે અગાઉ તો ઝુબઇદાએ પોતાના આશક સઓલતબેગને ઓરડામાં હસીને દાખલ કીધો !

ઝુબઇદા અને સઓલત સાથે મલતાં હતાં એ એક અજાયબી હતી, અને એક પલીદ પાપ હતું ! ઝુબઇદા ખાનખાનાન બેહેરામખાનની શાદીની મહોરદાર બની હતી, અને તેથી તે પોતાના ધણીને બેવફા થઇને આ નીચ હવસી પયારપર પરવાના બની પોતાના આશક સઓલત સાથ ખુશ ગુફતેગો કરતી હતી એ એક સખતમાં સખત પલીદી અને પાપીમાં પાપી ગુન્હા તે કરતી હતી !

અફસોસ ! કેટલાક કમઅકલ માબાપો પઇસાની તકલીદી ઉપર મરી મીટીને પોતાની ખુબસુરત જવાન બેટીને તેના બાપની ઉમરના અને તેથીબી વધારે વરસના એક બુઢા સાથે પરણાવીને ગોયા તેમને ભવીશયના ભયંકર પાપમાં હાથે કરીને હોમાવી દે છે, તેવાં કજોડાં લગનથી તે જવાન છોકરી હમેશાં પોતાના અંતકરણમાંથી ખરાબમાં ખરાબ કડુવા માબાપને વાસ્તે બહાર ફેંકે છે, અને પછી

પોતાના લગ્નમાં સુખ નહી જોઇને કરસ્તે બદીને જનમ આપે છે, તેમાં માબાપો ગુન્હાગાર હોય છે.

મગર, વળી તેવી છોકરીઓ ઉપરબી સદહઝાર અફસોસ અને હયફ હોજો! અરે, દુનયામાં એવીબી બીચારી જવાન ખુબસુરત અબલાઓ છે કે જેઓ કજોડા લગનથી પીડાય છે છતાંબી મોઢાં-માંથી એક ઉફ વટીક બહાર કાંઢતી નથી, અને વળી પોતાની પાકદા-મનં ઇસિમતને સાચવવા જાનબી આપવો પડે તો તેથીબી ડરતી નથી, શાબાસ તેવી પારસાઇની ભરેલી વફાદાર પતીવરતા ઓરતને! મગર, ઉપર કહયું તેમ સદહઝાર અફસોસ, હયફ, અને લાનત હોજો તે અઉરતને કે જેઓ પયારના પાપને ખાતેર પોતાના સતને વેચે છે, ગોયા પોતાની પાકદામનને ધુલમાં મેલવી દે છે!

અને તેથાજ, સદ હઝાર લાનત પડે ઝુબયદાપર કે તે પોતાની નીચ હવસને ખાતર પરણેલા ખાવીંદને આપેલું ઇમાન હરામમાં બરબાદ કરતી હતી!

પાકદામન અઉરત એક "બહીશ્ત" છે! લેકીન, દામન ખ-રાબ બલા દુનયાની એક "ઝીનદા દોઝખ" છે!—અઉરત. અગર જો તું યાદ કરશે અને ઉંડાણથી બાતેનમાં ઉતરશે તો, તને ઝટ સમજ પડી જશે કે તહારાં લગનની ફર્ઝ નહીં બજાવતાં જો તું ગુનહાની ઝંજીરમાં જકડાઇ જશે તો સઘલું જે ગુમાવશે તે તુંજ નામં ગુમા-વશે, તુંજ આબરૂ ખોહશે, અને તુંજ બરબાદ—બરબાદ—બરબાદ થશે! નેક અઉરતો અને મરદો તહારી બરબાદ થયલી આબરૂને લીધે તુને પોતાની સંફમાં લેવાને કચવાશે, અને તેઓ તારી તરફ નફર-તની નઝર નાખશે.—ઓ પાપના ગારમાં હોમાયલી તું બદદામન બલા, તું જ્યારે ભુકે મરે, ત્યારે તેજ તારા પાપી આશકને કહે કે "જો તેં મારી આબરૂની ધુળધાણી કીધીછ તો મારા પેટનો ખાડો પુરવા તું મારે માટે ચોરી કરવા જા—ભીક માંગવા જા" તે વખતે

યાદ રાખજે કે તે પાપી આશક તહારે માટે પોતાનું નામ ખરાબ કરવા ભીખ માંગવા જશે નહી અથવા ચોરી કરશે નહી; અફસોસ ! તેણે તો તારી આબરૂની ધુલધાણી કીધી, પણ તે કદીબી પોતાની આબરૂની ધુલધાણી કરશે નહીંજ.—અને, ત્યારે એવા અંજામને માટે શું કરવા દુન્યાનું બહીસ્ત બનવાનું છોડી દઇને દોઝખના કીડાનો અવંતાર તું લે છે ?

"પ્યારી ઝુબી !" સઓલત સ્હેજ હાંફતો એકદમ આવીને કોચપર બેસી જતાં બોલ્યો, "આજે તો કટેરા કુદાવી પાછલે રસ્તેથી હું દાખલ થયો."

"તેથીજ ત્હારા આવ્યાની ખબર મ્હારી બુઆએ અગાઉથી નહીં આપી." સઓલતના હાથમાં હાથ મુકતાં તેની પાસે બેસી જઇને ઝુબઇદા બોલી.

"ઝુબી ! તું આજે ઠંડી કેમ છે ?" સઓલતે તેના ચહેરા સામે જોઇને સવાલ કીધો.

"હું ઠંડી છેઉં, યા ત્હારા ભેજાપર કંઇ ભાર છે ?" ખુશ મીઝાજથી હસીને ઝુબઇદાએ કહયું, અને તેણે તેમ મકકરથી હસીને ઉડાવ્યું; જો કે ખરેખર તો તે પૈરદા પછવાડે છુપાયલા સલમાનની લીહાઝ કરતી પોતાના આશક તરફ ઠંડી ઠંડીજ હતી ! "પ્યારા સઓલત, હું એમ સમજુંછ કે આજે તું મ્હારા તરફ પ્યારમાં કમતી છે, અથવા તો ઝુરૂર ત્હારા માથા ઉપર કાંઈ નવો બોજો છે."

"પેહેલા ખ્યાલમાં તું ખોટી પડે છે, અને બીજા ખ્યાલમાં તું સાચી છે" સઓલત બોલ્યો, "પ્યારી જાન, ત્હારે માટે તો હું મ્હારો જાન બી આપવા—"

પણ તેને મોટે મોટે બોલતો સાંભળીને ઝુબઇદાએ તેનાં મોઢાં ઉપર હાથ દાબી દેતાં કહયું "તું આસ્તેથી બોલ, આજે મ્હને લાગે છ કે આજુબાજુમાં કોઇ નોકર ચાકરો આપણી વાત સાંભળતા હોયબી."

"બેશક, ત્યારે તું આજે મહને જેમ બને તેમ જલદીથી જવા માટે જાણે આડકતરી રીતે કહેછ, કેમ ?" સઓલતે કહયું.

"ઓ ! સઓલત, તું મહને કાંય ટપકો આપેછ ? પયારા પયારા મહારા સઓલત, ત્હારે ખાતર મેં કેટલું બધું કીધુંછ ? તુને મેં મ્હારો જાન, મ્હારૂં ધન આપ્યું, તોબી તું મ્હને આજે આવો ટપકો આપેછ ?" અને તે પાપી અઉરતની આંખમાંથી ખરાં દીલથી રડેલાં બે ચાર આંસુનાં ટીપાં તેના ગુલાબી ગાલ અને હોટ ઉપર ઉતરી પડયાં.

"સઓલત, પ્યારા સઓલત, ત્હારે માટે મેં જેટલું કીધુંછ તેટલું કોઇબી બીજી અઉરત કદીબી નહીંજ કરશે."

"હું તુને ટપકો આપતો નથી. મહારી પયારી જુબી." સઓલતે તેના રૂખસાર ઉપર એક બોસો લેતાં કહયું, "મગર મહારા માથાપર ખરેખર તેં કહયું તેમ બોજોજ છે—હું કંગાલ થયલો છેઉં."

"એમ ના બોલ, મહારા પયારા, એમ ના બોલ," જુબઇદાએ તેનો ગાલ પસવારીને કહયું, "તું એમ બોલેછ તયારે જાણે મહારૂં જીગર ચુંટઇ જાયછ—મહારૂં દીલ કપાઇ જાયછ. તુંને વળી નવો બોજો શું છે તે મહને કેહે, મહારા પયારા સઓલત."

"અફસોસ !" સઓલત કપાલ ઉપર હાથ મારીને બોલ્યો. "મેં કંગાલે તહારો આટલો બધો પયાર મારી ઉપર છતાંબી તહારો સખુન નહી પાલ્યો—મેં તહારી સામે લીધેલા કસમ ઉપર પાણી ફેરવી દીધું."

"તો શું, તેં તયારે પાછો—"

"જુગાર રમ્યો." હાથ પગ વેરી નાંખી સઓલત ફસડાઇ પડીને વચેથી બોલ્યો. "જુગાર ફરીથી રમયો, તેં ના કહયું છતાં રમયો અને અફસોસ કે હારી ગયો."

"જુગાર—જુઅહાર, મેં તુને ના કહયું હતું પયારા કે જુગ જુગ હારવાની એ બાઝીને તું કદીબી અડકતો ના—છતાંબી, તું કસમ ખાઇનેબી,—"

"રમયો, હાર્યો, અને એક મોટી રકમનો કર્ઝદાર થઇ ગયો" રડમસ ચહેરાએ કહયું. "હવે કયાંથી લાવશ ? એક વખત તો તહારી પાસેથી મોટી રકમ આપી, હવે મહને તહારી ઉપર શું હક છે કે બીજી વખત માંગું ?"

"ઉફ !" જાણે માથામાં કોઈ વાગ્યું હોય તેમ તે છેલ્લા શબ્દોથી ઝુબઇદા રનજીસ બનીને બોલી. "આએ સખુન મહારી ઉપર ઝુલ્મ છે. સઓલત ! તું કહેછ કે તુને મહારી ઉપર શું હક છે ? અફસોસ, સઓલત, તું આએ એક સખ્ત ઠપકો ગોયા મહને આપે છ ! શું મેં તુને મહારૂં દીલ આપયું નથી ? મહારૂં તન—મન—ધન સપુરદ કીધું નથી કે તું આવું બોલેછ ? અરે, તાહરે ખાતર તો હું માહરો જાનબી આપી દેવા તઇયાર છેઉં."

"તેં મહને પેલે દીવસે જે રકમ મદદમાં આપી તેટલીજ મોટી એક બીજી રકમ માટે હું હમણાંબી કર્ઝદાર થયલો અહીં રંજીદા પાછો ફરેલો છેઉં, પયારી ઝુબી" ઝુબઇદાની ગરદન ઉપર હાથ મુકીને સઓલતે સમજાવયું "અને એ રકમ મહને ચાર દીવસની અંદર ભરપાઇ કરી આપવી જોઇશે, નહીં તો મહારૂં નાંક મહારા શરીકોની વચે કપાઇ જશે, અને મહને તેઓને મોહું દેખાડવુંબી ભારી પડશે."

"પાક ખુદા ખયર કરે." ઝુબઇદા નીસાસો નાંખીને બોલી.

"ઝુબી, વહાલી ઝુબી—જુઆખાનું, એક એવું ધામ છે, જે પાંચ મીનીટમાં માણસને પાયમાલ કરે છે, યા માલામાલ !"

"નહીં—સઓલત, જુઆખાનું એબી એક સમજ કે પાગલ-

ખાનું છે." ઝુબઇદા બોલી "પાગલખાનામાં ભેજા વગરના બેવકુફો જાય છે, અને જુગારખાનામાં ભેજાવાલા બેવકુફો જાય છે."

"તયારે હું ભેજાવાલો બેવકુફ કેમ ?" સઓલત સ્હેજ હસીને બોલ્યો, અને તેમ બોલતાંજ તેણે ઝુબઇદાના ગાલપર આંગલી મારી.

"નહીં, મહારા પયારા જાન, પણ તું તેવા મુર્ખોની વચે જાય છે એજ એક મોટી દીલગીરી છે."

"મહને ઠપકો ના આપ" સઓલતે કહયું "જો આએ એક બાજી વારબી મહને તું બચાવી લે તો પછી કદીબી તે મુર્ખાઓના ધામમાં હું પગ મુકુંજ નહીં—કદી નહીં."

"મગર, એ પાક ખુદા, હવે સઓલત આએ વખતે હું તુને એક બાજી મોટી રકમ આપુંબી કયાંથી ?" ઝુબઇદા ગભરાતથી બોલી.

"તું, તું જો મહને બચાવી શકતી નહી હોય તો મહારી આબરૂને બચાવવા ખાંતરે મહને દેહલીમાંથી નહાસી જવું પડશે" સઓલત ગમખાર જીગરે બોલ્યો "મહને મહારી જનમભુમી દેહલીને છોડવી પડશે, જે ઝમીનપર મહારી વહાલી માશુક ઝુબઇદા વસે છે અને જીવે છે !" અને અહીં તેણે એક નીસાસો નાંખયો.

"નહીં પયારા" ગલે વલગીને ઝુબઇદાએ રડમશ ચહેરે સમજાવયું "તું દેહલીથી જશે તો જાણુજે કે હું મરીજ ગઇ, તહારા વગર હું જીવીબી કેમ શકસ ? પયારા જાન, તુંજ મહને કંઇ સુચવ કે મહારે શું કરવું !"

"હું શરૂમ સાંથે સુચના કરૂં તો કરી શકું." સઓલતે કહયું.

"ના શરમા, ના શરમા, બેધડક બોલ, મહારી આંખોની પાણી, તું બેધડક બોલ" ઝુબઇદા કાલાવાલા કરતી હએ બોલી.

"પેલો હીરાનો હાર જે તુંને ખાનખાનાને લગનની ભેટમાં આપયો હતો તે જો તું આપે તો—"

મગર, તે બોલી રહે તે અગાઉ ઝુબઇદાએ પોતાના માથા ઉપર હાથ મારી દીધો, અને ગમગીન ચહેરે બોલી પડી "તે હાર! જો તું મહારો ભેદ જાણે તો! અફ્સોસ, મેં તુને વાત નહી કહી એટલે તું કયાંથી જાણે? વહાલા સઓલત, તે હાર તો તારી પહેલી કર્ઝદારીની વખતે જે રકમ આપી તે રકમ ઉછીની લેવા માટે યહુદી ઇસાકર બેન સોલોમનને ત્યાં ગીરવી મુકવામાં આવ્યો હતો—તો હવે પાછો તે હાર કયાંથી આવે ?"

"તે હાર તેં ગીરવી મુકીને મને પઇસા આપયા હતા?" સ-ઓલતે ઝુબઇદાનો હાથ પકડી લઇને પુછયું.

"હા, તે હીરાનો હાર ગીરવી મુકયો" ઝુબઇદાએ કહ્યું.

અને ઝુબઇદાની આંખમાં પોતાની ધાસ્તીથી ફાટેલી આંખો નાખીને ગભરાતમાં દુર થઇ દઇને બેસી જતાં સઓલતે કપાલ કુટીને કહયું "અફ્સોસ! હવે તયારે ગીરવી મુકાયલા તે હીરાના હાર વગર મારી આબરૂનું શું થશે?"

અને તેટલો વાંકય સઓલત બોલી રહયો કે તેજ વખતે, ઝુબઇદાએ અરધી ગભરાત અને અરધી ખુશીમાં અલગો બંધ કીધેલો દરવાઝો ઉઘાડીને, ખાનખાનાન અંદર ધસી આવયો!!

# પ્રકરણ ૨૪ મું.

---

## હીરાના હારમાં દગો !

નસીબ સંજોગે, તે વખતે ઝુબઇદાથી દુર સઆલતબેગ બેઠેલો હતો, છતાંબી બેહેરામખાનને અંદર તેમની સામે આવી ઉભો રહેલો જોઇને ઝુબઇદા માથાથી પગ સુધી થર થર ધ્રુજવા પડી, અને ફાટે ફાટે ડોળે પોતાના ધણીને જોવા પડી ! તેની છાતી ધડક ધડક ઉડવા લાગી, અને તેજ પલે વલી તેનું ઉકલેલું લોહી તેની છાતી-માંજ ઠંડું પડી ગયું–તેનો ચહેરો સુફેદ સંગે મરમર મીસાલ ફીકકો થઇ રહયો.

તેના સ્ત્રી–ચરીત્રને કામ કરવાને વખત મલે તે અગાઉ તો જવાનાં સઆલતબેગે કાંઇ એવા મકકરથી પાછું ફેરવી નાંખયું કે ઝુબઇદા પોતાના આશકના હીલા–બહાણાના તે નાટકી ભાગને મનમાં વખાણતીજ સ્તબ્ધ થઇ, અને જાણે તેની ગયલી હીમત પાછી આવી !

"હું આપને પોતાને આવેલા જોઇને નેહાયત ખુશ છું, ખાનખાનાન મુરબ્બી" ઉભા થઇને ફીતુરથી સઆલતે નમી નમીને કહયું "હું ઘણી આપદામાં આવી પડેલો આપનીજ શોધ અને પનાહનો ખ્વાહીશમંદ અહીં આવયો, પણ મુરબ્બીજી મોડી રાત વીટયા સુધી પધારવાના નથી એમ બેગમ નામવર તરફથી જાણીને હું ઘણો આઝોરદે દીલનો અને રનજીદા થઇ ગયો."

"આપ મહને શોધતા અહીં આવયા કે બેગમ સાહેબને ?" ખાનખાનાન બેહરામખાન થોડોક અજબ થયલો પુછવા લાગયો.

"જી, બેગમ સાહેબા મહારે માટે શું કરી શકે ? આપ મહારા પીતાજીના દોસ્ત એટલે આપની યાદ મહને થઇ, અને મદદ માગવા આપને શોધતો હું આવયો."

ખાનખાનાન બેહેરામખાનના મનમાં જે વહેમ પેદા થયો હતો તે હવે થોડો નાબુદ થયો, અને તેથી તે નરમ પડી બ્હેને પુછવા મંડયો " શું કામ માટે મ્હને આવડી મોડી રાતે શોધતા આપને અહીંઆં આવવું પડ્યું ?"

" જી, હું જુગારમાં કર્જદાર થઇ ગયો છું, અને મ્હારી આબરૂ જાય તેવો સોદો હોવાથી આપની મદદ* મ્હને તુરતા તુરત મલશે તેની આશાથી આવયો, આજેજ રાતના હારી ગયો, અને કાલે સહવારના પહોરમાં તો તે કર્જ ચુકાવી દેવાનું હોવાથી બીજે કયાં જાઉં તેથી આપની પનાહનો ઉમીદવાર બનીને મ્હારા મુરબ્બીનું ઘર સમજીને દાખલ થયો." સઓલતે તેવાજ મકરો-હીલાથી ખુલાસો કીધો.

" તે વાત ખરી " ખાનખાનાને કહયું " મગર મ્હને પુછવા દો કે આપ મ્હારી બેગમ સાથે ઘણી માયાથી વાત કરતા હોવ તેવો આવાઝ મ્હને દરવાઝાના બહાર આવયો !" અને તેણે તેટલું બોલીને ઝુબઇદા તરફ ફરીને પુછયું " કેમ ? પારકા મરદોની સામે બેપરદે-અરધી રાતના-ખુશ ગુફ્તેગો, એ શું ?"

"કંઇ નહીંજી, સીર્ફ એક ગભરાત !" ઝુબઇદાએ ચરીત્ર ચલાવયાં " હું તમારીજ યાદ કરતી બેઠેલી હતી તેટલાં કોઇએ દરવાઝો ઠોકયો, હું સમજી કે આપ પધારેલા છો તેથી ઝટ દરવાઝો ખોલ્યો, અને સઓલતબેગ મદદ માંગતા અંદર ચાલી આવયા, અને તહમને નહી જોઇને અદબથી એ વાત મ્હને કહી, જેના જવાબમાં મેંબી અદબથી એ વાત કહી.

" અદબથી એ વાત કહી, પણ પારકા મરદ સાથે દરવાઝો બંધ કરીને એ વાત કરવાની એવી અદબ તુને શીખવી કોણે ? તહ્મારા કબરમાં ગયલા બાપે ?" ગુસ્સો કરીને ખાનખાનાને પુછયું.

" જી દરવાઝો તો અલગો હતો-કોઇ નોકર ચાકરો સઓલ-

તબેગને મદદ માંગતો સાંભલી લે, કે તેને રાતના જાઇને કંઇ ખોટું સમજી લે, તેથી મેં દરવાઝો અલગો બંધ કીધો હતો—જો મ્હારામાં કંઇ પાપ હતે તો દરવાઝાને કડી નહી લગાવતે ?”

અને તે બોલી રહી કે જાણે તેનોજ આવાઝ હોય તેમ તુરતજ સઓલતબેગ બોલવા પડયો “નામવર ખાનખાનાનને હાથ જોડીને અરઝ કરૂંછ કે આપ આપના સુખી ઘરમાં કજીઓ કરશો નહીં. મંહને જો ખબર હતે કે આપ ઘરમાં નથી તો મહારો જાન જવા છતાં બી હું દાખલ નહી થતે. આપ બીલકુલ વહેમ લઇ જશો નહી, ઝુબઇદા બેગંમ તો મહારી બહેન સમાન છે !”

બહેન ! ! લાનત હઝાર પડે સઓલતની તે પલીદ પાપી ઝબાન ઉપર કે તેણે બહેનના પવીત્ર નામને ઇલઝામ આપ્યું, અને પોતાના પાપને ઢાંકવા તેણે એક બીજું મોટું પાપ કીધું !

સઓલતના લાનતી ઝબાનમાંથી “ બહેન ” શબ્દ સાંભળીને ખાનખાનાન કાંઇક વીચારમાં પડયો, અને તેને લાગયું કે તેના મનમાં ખોટો વસવસોજ માત્ર ઉભો થયો હતો—તેથી, તેણે ધીમા પડી ગયલા સાદે નરમ સવાલ કીધો “ વારૂ સઓલતબેગ, મેં દરવાઝા આગળ આવતાંજ તમારે મોંઢેથી સાંભલ્યું કે હીરાનો હાર ગીરવી મુકાયલો હતો તે વાત શું તયારે ખરી છે ? મહારી બેગમે પોતાનો હાર ગીરવી મુકયોછ વારૂ ?”

સઓલત તો તે સવાલથી મોટા અંદેશામાંજ પડયો ! હવે તે જવાબબી તે શું આપે ? પણ, તેની મુઝવણ વધુ વાર રહી નહીં, કેમજે સ્ત્રી-ચરિત્ર ચલાવીને ઝુબઈદાએ લાગલુંજ કહી આપયું “ હીરાના હારની વાત તો સઓલત બેગ પોતાની બહેનના સંબંધમાં કહેતા હતા. એવણની બહેન રશીદા બાનુએ થોડાજ દીવસની વાત ઉપર યહુદી ઇસાકર બેન સોલોમનને તયાં પોતાનો હીરાનો હાર ગીરવી મુકીને એવણની એક આગલી કર્ઝદારી ભરપાઇ કરી

આપી હતી તે વીગતનો હાલ સઓલતબેગ મારી આગળ કહીને મને સમજાવતા હતા કે હવે રશીદાબાનુબી મદદ કરી નહીં શકે તેમ હોવાથી ખાનખાનાન મુરબ્બી બેહરામખાનની મદદ લેવા આવયો હતો !"

વાહરે સ્ત્રી-ચરીત્ર ! તે જવાબથી બેહરામખાનનો વહેમ તદનજ દુર થઇ ગયો અને તેથી તે બુઢો મીંઆ એકદમજ નરમ પડી જઇને બોલ્યો "ઠીક સઓલતબેગ, આપની બહેનની વાત અને આપના ઘરની ખાનગી વાત સાથે મહને કામુજ નથી. આપ મ્હારી જે મદદ માંગવા ધારોછ તેના સંબંધમાં કાલે સહવારના પહોરમાં તહમે મહને માહાતાબ ગંજની મહારી પેઢી ઉપર મલજો: હું સહવારના વહેલોજ ઉઠીને તયાં તહમને મલવાને વાસ્તે આવીશ. અને હવે બીજી વખતે જ્યારેબી મહને મલવું હોય તયારે આપ મ્હારી માહાતાબ ગંજની પેઢી ઉપરજ મલજો, અહીં ઘરમાં આવવાની તસ્દી લેતા નહી."

"ઠીક છે, મહારા મુરબ્બી" સઓલતે ઘણા ઘણા પીતુરથી છાતીએ હાથ દઇને કહયું "આપના હુકમ મ્હારા સરોચશમ ઉપર." અને તે તેટલુ બોલીને બેહેરામખાન તથા ઝુબઇદાને નમીને સલામ કરતો બહાર પડયો.

તે જેવો ચાલી ગયો અને તેને કમપાઉનડની બહાર જતો બેહેરામખાને જોયો કે તેણે પોતાની ધણીઆણી તરફ ફરીને કહયું "ઝુબઇદા, આએ છોકરો જો કે મહારા મરહુમ એક દોસ્તનો બેટો છે, મગર એણે અત્યાર સુધીમાં એવા એવાં કામો કીધેલાં છે કે જેથી મહારા મરહુમ મિત્રના ઉંચા ખાનદાનને અયબ લગાડો છે. એ એક બદફયલ છોકરો છે અને મોટામાં મોટો એક જુગારી છે. એ કોઇબી આબરૂદાર ઘરમાં એક ડાઘ સમાન છે, વાસ્તે તું એને કદીબી આપણા ઘરમાં લેતી ના, કોઇ દહાડેબી દાખલ કરતી ના."

"તહમારો હુકમ મ્હારે માથે" નમીને ઝુબઇદાએ કહ્યું, તે બોલી, પણ તેનો આવાઝ ખોખરો થઇ ગયો, અને જાણે તેના સીના ઉપર એક પત્થર મુકાયો !

"વારૂ, એ વાત તો થઇ" બેહેરામખાને કહ્યું "હવે કાલે આપણને શાદીમાં જવાનું છે, અને હું આશા રાખુંછ કે તું ત્હારો કીમતી હીરાનો હારબી પેહેરી લેવાને ચુકશે નહી મ્હારી એ ખ્વાહીશ મેં તુને આગલથી જણાવી હતી. અને તેથી કાલે–"

"હું ઝુરૂર એ હીરાનો હાર પેહેરીશ" ઝુબઇદા જીવમાં જીવ લાવીને દમામથી બોલી પડી.

"વારૂ, તો મ્હને એ કીમતી હાર જરા હમણાંજ બતાવશે" ખાનખાનાનને જરાક હીરાના હાર સંબંધી વહેમ હજુણ બાકી હતો તેથી તે કહેવા પડયો, "તું જાણેછ કે હું અચ્છો કારીગર અને ઝહવેરીબી છેઉં. તો ત્હારા એ હારમાં કાંઇ મેલ ભરાયો હોય તો હું મ્હારે હાથેજ સાફ કરી આપીશ. કાંઇ ખોડખોડ થઇ હોય તો તે સુધારી આપીશ."

"તે હીરાનો હાર કાલે પેહેરવાનો હોવાથી આજથી મેં અહાર કાઢી રાખેલો છે" ઝુબઇદા બોલી "સામેની સંદુકમાં તેનો દાબડો મુકેલો છે. આય હું આપને આપું."

અને એમ બોલી રહીને ઝુબઇદાએ લુટારૂ સલમાને થોડાંજ વખતપર લાવી આપેલો તે હીરાનો હાર દાબડામાંથી ખેંચી કાહડીને પોતાના ભરતારના હાથમાં મુકયો, અને તે બુઢા ભરતારે પોતાની જવાન મહોરદારપર તેથી વધુ વિશ્વાસ મુકતાં તે હારને પોતાના હાથમાં લઇ લીધો, પણ એજ પલે તે હારપર પોતાની નજર નાંખતાં તે કીસબી ઝહવેરીને બાજુએ મુકે તેવો ખાનખાનાન એક સરપે ડંખ મારયો હોય તેમ ઝમીનથી એક આંચકો ખાઇને કુદયો "ઠગારી ઔરત, આંએ હીરાનાં હારમાં તો તેં દગો કીધોછ. ખરા હીરા લેઈ લેવામાં આવયાછ. અને તેને બદલે કાચના ટુકડા ઠેસવવામાં આવયાછ! ઓ દદા આવી દગલબાઝી!"

અને તે નવી આફત સાંભળીને ઝુબઇદા ગભરાઇ ગઇ, જયારે પરદાની પછવાડે છુપાયલો સલમાન તઅજજુબ થઇ રહયો!

---

# પ્રકરણ ૨૫ મું.

## તહેખાનામાં બંધ થયલી ઝુબઈદા !

સીર્ફ એક બેજાન સુફેદ પુતલાંથી વધુ ઝુબઇદા તે વખતે નહીંજ હતી ! તેણે પોતાના આશકની કર્ઝદારીને દુર કરવા યહુદી ઇસાકરને ત્યાં પોતાના લગન વખતનો તે કિમતી હીરાનો હાર ગીરવી મુકયો તયારે તેને સ્વપને ખ્યાલ નહી હતો કે હીરા બદલીને કાચબી ઠેસવવામાં આવશે—અને જ્યારે તે ઠંડે કલેજે પોતાના ધણીને ઠાપ આપતી હતી ત્યારે જેટલી શાંત હતી તેટલી શાંત તે હાલમાં રહી શકી નહી બલ્કે તે શાંતિ કરતાંબી વધારે શાંત, મુરદા જેવી ઠંડી થવાનો વખત તેને માટે આવ્યો.

ખાનખાનાનને મોંહેથી જ્યારે હીરાને બદલે કાચ હારમાં બદલાયલા હોવાનુ તેણે સાંભળ્યું ત્યારે એકજ પળ ફશકેરાઇને તે ગરમ થઇ, મગર બીજીજ પળે બધી ફજેતીઓનો ખયાલ જ્યારે તેને વીજળીની માફક આવયો ત્યારે તે તદનજ ઠંડી અને લોહીના ટીપાં વગરની ફીકીફચ બની રહી.

તેને સમજ પડી નહી કે હવે કેમ કરવું અને શું કરવું, શુ બોલવું અને કેમ સમજાવવું. તેની પાસે હવે સઓલતબી નહી હતો કે જરાકબી હિમત તેની છાતીમાં આવે અને તેથી જ્યારે તે કાંઈ ખુલાસો આપી કે ઠીંગડું મારી શકી નહી ત્યારે તે ગબરાઇ જઇને ધ્રુજતી ધ્રુજતી ખાનખાનાનના પગોપર હાથ મુકીને બોલી "માફ, માફ, વહાલા શઓહર મને માફ કરો !"

"અફસોસ, મહારો વહેમ ખરો પડયો !" આંખો ઉપર હાથ મુકી દઇને દીલગીર દીલથી ખાનખાનાન નીસાસો નાંખીને બોલ્યો, અને તે પછી ગુસ્સાથી ઝુબઇદાને એક લાત મારીને તેણે પુકાર્યું

" ઔરત ! દામન ખરાબ ચુરેલ ! તું માફ માંગેછ ? મહારી પાસે માફ માંગેછ કે જેની આબરૂને તેં ધોકો પહોંચાડયોછ ! જેને કલંક લગાડીને તેં ઇઝઝતથી બરબાદ બનાવ્યો, જેને તેં છેતર્યો–ઠગયો–બનાવ્યો તેને દુખનો એક ઝખ્મ કર્યા પછી તું માફ માંગેછ ?—નહી ! કદીબી હું તુને માફ નહીંજ કરી શકશ ! કારણ, કારણ કે માશીનું બીજું નામ "દયા" છે, અને તેં જયારે મહારી તરફ દયા બતાવી નથી, મહારી ઝઇફી તરફ દયા બતાવી નથી, મહારી ઇઝઝત તરફ દયા બતાવી નથી, તો–તો પછી હું કેયાંથી તહારી તરફ દયા બતાવી શકું ! કેમ દયા બતાવી શકું ? મહારી અઓકાતજ ક્યાં રહી કે હવે હું દયા બતાવી શકું ?"

" નહીં, વ્હાલા શઓહર, નહીં " ઝુબઇદા તેના પગોપર પાછી પડીને બોલી " ઓ, માફ, માફ ! દયાની અઓકાત જો દયા બતાવી શકો તો પયદા કરવી નથી પડતી, પણ તહમારા જીસ્મમાં, તહમારા જાનમાં, તહમારા ખુદ દીલમાં દયા ઝીન્દા છે."

" મરી ગઇ." ખાનખાનાને મોંહ ફેરવી નાંખીને કહયું "મરી ગઇ તે દયા જે હમણાં સુધી મ્હારી ઝઇફ છાતીમાં ઝીન્દા હતી ! તેં–ઓ બદકાર બદતમીઝ અઉરત, તેં તે દયાને મારી નાંખી ! અને, હવે જ્યારે તે દયા મ્હારામાં ઝીન્દા નથી, તો પછી મ્હારી અઓકાત કયાં હોય કે હું દયા બતાવીબી શકું ? હું બેવકુફ મુરખ હતો, હું ચકરમ દીવાનો હતો, જે મેં મહારી આટલી મોટી ઉમર સુધીમાં બચાવી બચાવીને બચાવેલી આબરૂ ખાકમાં મેલવના એક જવાન અઉરત સાથ નીકા કીધા !"

" હું ગુન્હાગાર છું !" ઝુબઇદા રડીને બોલી " અને જ્યારે હું કબુલ કરી દઉંછ કે મેં ગુન્હો કીધોછ, તો એકવાર મહને માફ કરો. મેં જાણ્યુંછ કે પાક ખુદાબી પહેલો ગુન્હો બીલકુલ માફ કરેછ, તો તહમેબી મ્હારી આ પહેલી તકસીર માફ કરો."

"પાક ખુદા તો રહમ અને મહરનો બેખુટ ખઝાનોજ છે, તો તે માફ કરશેબી" કડવી આંખો કરીને ખાનખાનાને વધારયું "મગર, હું ? હું તો તુને કદીબી માફ નહીંજ કરશ. મેં તુને એકવાર કહયું કે મ્હારામાં હવે અઓકાત નથી કે હું તુને માફ કરૂં! અફસોસ, હું નહીં જાણુતો હતો કેં મ્હારા છેલ્લી દીવસો વખતે મહને એક બેકદર અઉરત મલશે, અને મહને ઇઝઝતથી બરબાદ કરશે!"

"એકવાર માફ કરો" ઝુબએદા ફરીથી કગલીને બોલી "અને બીજીવાર હું કદીબી એવો ગુન્હો નહિ કરશ. તહમારી ઇઝઝત બરબાદ નહીજ કરશ."

"એ હવસી ચુરેલ! તેં કદીબી સાંભલ્યુંછ કે ધોળાયલું દુધ પાછું તેની સુફેદી સાથે વાસણમાં આવ્યું હોય? કદીબી સાંભલ્યુંછ કે વહી ગયલું પાણી પાછું નાળાંમાં આવીબી શકયું હોય? નહીં, કદી નહીં, તો મહારી ગયલી ઇઝઝત પાછી કયાંથી આવી શકશે?" નસતસ થતી ચશમોએ આતીશથી ઝુબએદાનો હાથ પકડીને ખાનખાનાન બોલ્યો "અરે! ખાનખાનાન બહેરામખાનની મહોરદાર અને તે દામનની ખરાબ? હું આશા રાખતો હતો કે મહારી ઝઇફીમાં મહારા ઘરને સુખી બનાવવા મહારી મહોરદાર કામ આવશે, મગર, ધુલમાં મલી તે આશ! સુકાઇ ગઇ, કચડાઇ ગઇ, તબાહ થઇ ગઇ તે આશ! તું શું કામ તયારે એક બુઢાને પરણી જ્યારે તું જાણુતી હતી કે તહારા દીલપર તુને પુરતો કાબુ નથી? તે બુઢાને બનાવવા?—તું શું કામ તયારે એક બુઢાની મહોરદાર બની જયારે તું જાણતી હતી કે તું એક હવસની કુતરી હતી; તે બુઢાને કંગાલ્યતના ગારમાં હોમાવવા?—રડ, હા, હવે દુસકે દુસકે રડ, ડચકાં ખાઇ ખાઇને આહોઝારીનો દમ ભર; મગર, તહારૂં એ રડવું હવે મહારા દીલને પીગલાવશે નહીં, તે દીલ જે આજના દીવસ

અગાઉ મોમનું હતું, લેકીન આજે જેને તેં કુફલાદનું બનાવયુંછ, તે હવે પોતાની સખતી કદીબી છોડશે નહિં!"

તે ચુપ થયો, મગર ઓરડામાં ચુપકીદી પસરી નહીં,—કેમ-જે ઝુબઇદા ડચૂરું ખાઇને રડતી હતી; અને આંસુની ગોયા એક નદ્દી તેના કીરમઝી ગાલ અને હોટ ઉપરથી વહી જતી હતી!

"શયતાંન! મનહુસ ચનદાલ ચુરેલની! તું જાણે કે ખાન-ખાનાન તો દરબારમાં કલાકોના કલાક રોકાઇ રહેછ, અને ઘણી વખતે અરધી રાત સુધીબી કામમાં અને સરકારી પેઢી અને ખઝાના ખાતામાં રહેછ, તો હું જવાન ખુબસુરત મરદો સાથે અયશ કરૂં, કેમ?" ખાનખાનાન જુનુનથી બોલ્યો "થુ છે તહારીપર, થુ છે તહારી મુએલી માદર ઉપર જેણે તુને હરામ શીર પીવાડીને હરામ ખસલત બનાવી, થુ છે તારા મુએલા પીદર ઉપર જેણે તુને બદ-ફયલ નહીં બનવાનો સબક નહીં શીખાડયો, લાનત હઝાર તહારી પર અને તેમનીપર!"

અને જુનુની બનેલા ખાનખાનાન બહેરામખાને ગુસ્સાના આ-વેશમાં દીવાના બની જઇને ઝુબઇદાના બીચારા નિર્દોષ ગુઝર પામેલા માબાપને ગાલો દીધી! તે ખરેખરજ ગુસ્સાથી દીવાનોજ બનેલો તે વખતે લાગતો હતો, તેનો આવાઝ ખોખરો બની ગયો હતો, તેનું આખું દીલ ધ્રુજતું હતું, તેની આંખ લાલચોળ થઇ રહી હતી, અને જયારે તેણે ચંદ મીનીટની તે દીવાન્યત ભરેલી ગુસ્સાબાઝ હાલતમાં બેવકુફાઇથી મુએલા માબાપને નકામી ગાળો દીધી, ત્યારે તેણે થુ અને લાનત નાખતી વખતે ઝુબઇદાનો હાથ છોડી દીધો અને બીજીવાર એક લાત મારી!

"બદતમઝ બદખાંઆલ નાપાક અઉરત" તેણે ગડગડાત કર્યો "તું જાણુતી નહીં હોય કે દુનયામાં ગમે તેટલું કીધેલું છુપામાં છુપું પાપ ઝાહેર થઇ જંયા વગર રહેતુંજ નથી! હું જો. કે આજે

આખી રાત રોકાવાનો હતો, છતાં જયારે તહારૂં પાપ ફુટવાનું હશે તો મ્હારી તબીઅત સ્હેજ બીગડી આવી, અને હું આસાએશ લેવા ઘર તરફ આવ્યો. આવીને દુરથી જોઊંછ તો સઓલત ઓરડામાં દાખલ થયો, અને ચોકી કરવા બહાર બેઠેલી બુઢી ઉંઘના જોહોકા લેછ ! માર્યો બુઢીના મોંઢામાં ડુચો, નઉકરોને કીધા વાકેફ, બુઢીને ઉંચકાવી જઇને નાખી બાવરચીખાનામાં, ભાંગી તુટી વીગત તેનાથી જાણી લીધી, અને તે પછી તહારા ઓરંગના દરવાઝા પાછલ આ-વીને સાંભલુંછ ઘણી અદબથી સઓલત સાથ તહારી વાત ! બેશરમ, તહારૂં પાપ કેમ ફુટી ગયું તે તેં સાંભળ્યું ? હવે તે પાપના બદલા-માં વધારે સાંભળ, કે તહારી અને મ્હારી ઝીંદગી છે તયાં સુધી તુને આ મહેલમાંના છુપા તહેખાનામાં કેદ રહેવું પડશે, અને સુકકી રોટી તથા પયાલાભર પાંણી ઉપર તહારા આખા આખા દીવસો તે તહેખાનામાં તુને ગુઝારવા પડશે.”

એટલું બોલીને ઘણા મોટા ગુસ્સાથી તે દરવાઝાની બ્હાર જઇને પોતાના આગમજથી નકી કીધેલા માણસોને બોલાવવા લાગયો, જે દરમીઆન વીજળીની ઝડપે પરદા પછવાડેથી સ્હેજ બહાર આ-વીને લુટારૂ સલમાને ઝુબઇદાને દીલાસો દેતાં હલવેથી કહયું “બાનુ ગભરાઓ નહીં, તમને તહેખાનામાંથી હું બચાવશ” અને તેટલીજ ઝડપે તે પાછો પરદા પછવાડે ભરાઇ ગયો.

ઘણી મોટી હીંમતથીજ તે લુટારૂએ ઉપલો દીલાસો ઝુબઇદાને આપયો, અને સારે નશીબે ખાનખાનાન બહેરાંમખાને માણસોને બો-લાવવાની ગડબડમાં તે જાણયું નહીં ! લુટારૂ ભરાઇ ગયો, અને બીજી થોડી પલો પછીજ ખાનખાનાન અંદર દાખલ થયો.

તેણે ઝુબઇદાને પકડીને તેના મોંહાંમાં ડુચો દાબવા માંડયો, ઝુબઇદાએ બુમ નહીં પાડવાની કાલાવાલા કરીને ખાત્રી આપી, છતાં બી ગુસ્સે થયલા તે ભરતારે ડુચો દાબયો, અને પછી પેલા બે નોકરો ઝુબઇદાને ઉંચકી ગયા, અને તેને આજ સુધી નહીં જણા-યલા તે મહાલમાંના તહેખાનામાં કેદ કીધી !”

---

# પ્રકરણ ૨૬ મું.

## યહુદીના ઘરપર દરોરો!

સક્ઓલતૃબેગ જે મક્રો-હીલાથી ખાનખાનાનને બનાવીને તેના મહાલથી બહાર પડી ચુકયો હતો તે મનમાં વિચારવા લાગયો કે હવે સહવારના બેહેરામખાનની પેઢીપર જવામાં સારૂજ નહીં હતું. તેના દીલમાં વહેમ પેદા થયો કે બેહેરામખાન તેને મદદ આપશે તો નહીં, બલકે તેને બદફયલ અને જુગારી તરીકે રૂશવા કરશે. તે સ્વાભાવિક બીધો, અને તેથી તેણે સહવારના તયાં જવાને બદલે રાતોરાત યહુદી ઇસાકરને ઘર જઇને તેની પાસેથી હીરાનો હાર મેલવી લેવાનો વિચાર કીધો. આપણને અહીંઆ યાદ કરવું જોઇશે કે સક્ઓલતબેગ જાણતો નહીં હતો કે હાર તો લુટારૂ સલમાન ઝુબઇદાને આપી આવયો હતો, તે હારની વાત વધારે થાય થાય તેટલાં તો ખાનખાનાને દાખલ થઇને ખલલ કીધી હતી.

તે ચાલતો હતો તયારેબી તે હીરાના હારમાંના હીરાઓ જાણે તેની નઝર સામેજ હતા, અને જુગારનું કર્જ શીટાડવા તેણે કોઇ બી રવેશે એ યહુદી ઇસાકર પાસેથી હાર મેલવવા યા મદદ મેલવવાનો ખયાલ કીધો. તે સહવાર પડવા સારૂબી નહિજ થોભયો, અને અરધી રાત વીતી ગયલી છતાંબી યહુદીના ઘર તરફ ચાલ્યો. રસ્તામાં તે થોડોક રોકાયો, અચકયો, પણ નહીં, પાછો વીચાર ફેરવીને યહુદીને તયાંજ જવા સારૂ ચાલ્યો.

યહુદીના ઘર આગલ તે આવી પહોંચ્યો કે તેણે દરવાઝો ઝોરથી ઠોકયો, થોડો વખત કાંઇબી જવાબ મલ્યો નહી, અને સક્ઓલતબેગે દરવાઝો ઠોકયાજ કીધો. કેટલેક વારે ઉપરના માલપરથી કોઇ બોલ્યું "કોણ છે જે એમ મોડી રાત વીતી ગઇ છતાંબી પીછો છોડતું નથી."

"એ તો હું સઓલતબેગ છેઉં, ઇસાકર, મહેરબાની કરીને દરવાઝો ખોલ."

"સઓલતબેગ નામવર પધારયાછ! ઓહોહો, આવો મહારા મહેરબાન" યહુદી ઉપરથીજ થોડો થોડો થઇ ગયો, અને પછી નીચે આવીને દરવાઝો ખોલતાંબી તે સીપલો થયો.

સઓલતબેગને તાઝીમતવાઝો સાથે યહુદી ઇસાકરે ઘરમાં લીધો, અને પછી ઘણી સંભાળથી તેણે પોતાના ઘરનો ભારી દરવાઝો બંધ કીધો.

"મહારા નામવર" યહુદીએ સઓલતને બેસાડતાં અને પોતેબી બેસતાં બેસતાં કહયું "આટલી બધી રાત વીટવા છતાંબી મુજ ગરીબને યાદ કરવો પડયો !"

"ઇસાકર, તું ત્હારી સામે એક કુલીન કુલના શખસને જોય છે."

"જી, તો આપ જેવા કુલવાન જવાન માટે બુઢો યહુદી શું કરી શકસે? કાંઇ નાચીઝ મદદ!" યહુદી વધારે સીપલો થયો, મગર તે મનમાં ચાહતો કે પીડા કયારે વહેલી પટે તો સારૂ.

"તું શું કરી શકશે એમ પુછેછ?" સઓલત બોલ્યો "જો સાંભળ, તું ઘણું કરી શકશે, બુઢા! લેકીન ધીરજથી સાંભળજે, અને ત્હારા ભેજાંનું મીઝાન સમતોલ રાખીને કામ કરજે. એક કુલીન અબળાની આબરૂ તુફાની સમનદરમાં ડોળા ખાતી નાવડીની મીસાલ હાલ આફતમાં ફસેલી છે, અને તે ખુબસુરત અબળાંના તે મહાન દુ:ખનું કારણ હું પોતે છું. તે કુલીન નારે મહારી ઇઝઝત રાખવા પોતાના હીરાનો હાર ગીરવી મુકયોછ–"

"હા ખરી વાત છે." યહુદી વચ્ચે બોલી પડયો.

"સાંભળ, તેના ધણીને ખરી વાતનો સ્હેજ સણુસારો ગયોછ, અને તે વ્હેમી બની રહયોછ, અને તેણે પોતાની મહોરદારને હુકમ

કીધોછ કે કાલને કાલ તે હાર પયદા કરવો !" સઆેાલતએજે દમા-મથી કહયું "ઇસાકર યાદ રાખ કે ઝુબઇદાની, મહારી, અને ખુદ તહારી આબરૂ ધાસ્તીમાં છે, અગર જો આપણા ત્રણેની આબરૂ બચાવવી હોય તો તું તહારા હાથમાં છે,—નહી તો ઇઝઝતથી બેઇ-ઝઝત થવું હોય, ખાના બરબાદ થવું હોય, ગોયા ઝીંદગીથી હાથ ધોઇ લેવા હોય, તો તું આપણુને ત્રણેને બચાવવાની કોશીશ માટે બેદરકાર રહેજે. તું મહારી મતલબ સમજયો કે ? અગર જો તે હારે મહને હમણાં આપવામાં તું પછાત પડશે, અને મહારા હાથથી બેગમને તે નહી મળશે, તો થોડા વહેમાયલો ભરતાર પુરો વ્હેમાશે, અને પછી જે થશે તે આપણી ત્રણેની ખરાબીજ થશે. ખાનખા-નાન બહેરામખાનનો લાગવગ દરબારમાં કેવો છે તે તો તું જાણેછ. તે મહને, તુને, ઝુબઇદાને જો ચાબુકના મારથા મારીબી નખાવશે તો બહલોલ તેને ઉફ વટીક કહશે નહી, તેથી, તેથીજ ઇસાકર, યાદ રાખ કે જો ખાનખાનાન બહેરામખાનના ખૌફથી બચવું હોય તો તે હીરાનો હાર—"

"મહારા. નામવર—"

"ચુપ !" સઆેાલતે ગુસ્સાથી કહ્યું "બહાણું કાઢવાની કોશીશ ના કર. મહને નામવર બામવરના સીપલાસ નથી જોઇતા, પણ જે જોઇએ છે તે તે હીરાનો હાર છે !"

"હીરાનો હાર તો ગયો !" યહુદી સંગે મરમર મીસાલ રંગે બની જઇને ધરૂજતા હોટાથી બોલયો.

"કયાં ગયો ?" સઆેાલતે ગુસ્સો કીધો.

"તે લઇ ગયો !" ગભરાઇ જઇને ઇસાકરે કહ્યું.

"કોણ લઇ ગયો ?"

"સલમાન—લુટારૂ સલમાન" યહુદીએ એકદમ હવે કહી દીધું.

"ખામોશ શયતાન" સઓલતે હવે તપી જઇને પુકાર્યું "એટલું બધું જુઠ !"

"હું તહમને બનાવતો નથી, હું જુઠું બોલતો નથી" યહુદી ગમે તેટલો પ્રપંચી હતો છતાંબી તે તવંગર જવાન સઓલત સામે ઘણોજ બીહતો હતો, અને તેણે સઓલતને વધારે અને વધારે તપી ગયલો જોઇને વધારે અને વધારેજ ધ્રુજતા કહયું "હું કસમ ખાઇને કહુંછ કે હું જે બોલુંછ તે સાચુંજ બોલુંછ."

"તું કસમ ખાઇને કહેછ ?"

"મહારી દીનો ઇમાનના કસમ."

"તયારે મહને સમજાવશે કે લુટારૂ શું કામ ઝુબઇદા બેગમનો હાર ગઇ ગયો !" સઓલતે અજાયબી બતાવીને પુછયું.

"લુટારૂ સલમાને મહને કહયું કે આવતી કાલને માટે ફક્ત હાર જોઇતો હતો, અને ઝુબઇદા બેગમ તે પેહેરીને શાદીમાં પોતાના ભરતાર સાથ જનાર હતી." યહુદીએ ખુલાસો કીધો.

"હવે હું માનુછ કે તું ખરૂં બોલેછ, ખરી વાત છે કે કાલે શાદીમાં પહેરવાને માટે ઝુબઇદાને તે હારની ઝુરૂર છે. પણ તયારે સલમાન જેવો લુટારૂ હાર લઇબા જાય, અને વળી તે ઝુબઇદાને સહીસલામત આપેબા વારૂ !" સઓલતે નવી અજાયબી બતાવી.

"આપે. તેમાં મુઝાયકો શું છે !" યહુદી જે લુટારૂઓના સરદારને વાસ્તે સારો વિચાર ધરાવતો હતો તેણે ખાત્રી આપી "સલમાન ગમે તેટલો લુટારૂ હોય, મગર એકવચની છે, અને લાખોના કીમતનો માલબી હોય અને તેને કોઇને સોંપવા આપ્યો હોય તો તેમાં તે કદીબી દગો કરે નહી તેવો તે છે. જો એ ચાહતે તો હીરાનો હાર મહારી પાસેથી લુટીને લઇ શકતે; પણ તેણે માંગણી કીધી, તે માંગવાનું ખરૂં કારણ કહયું, અને લઇ ગયો."

"ક્યારે લઇ ગયો ?" નવા વીચારથી સઓલતે બીજો સવાલ કીધો.

"આજેજ રાતે, થોડાજ કલાકોપર."

"ઓહ ! ત્યારે તો તે હાર હજમ કરી ગયો ! કેમ જે મહારા જોવામાં તો અત્યાર સુધી નહીજ આવ્યો !" સઓલતે કહ્યું.

"કદાચ ઝુબઇદા બેગમને તે સહવારના પ્હોરમાં જઇને આપવાનો હોય !"

"ત્યારે હવે તે વાત તો રંધાઇ ગઇ !" લુટારૂપર ભરૂસો નહી મુકતાં સઓલતે એક નીસાસાથી કહ્યું. અને વધાર્યું "બીજી વાત પર ઉતર્યે. "જો સાંભલ ઇસાકર, મહને નાણાંની એક મોટી રકમની ઝુરૂર છે, તું આપશે ?"

"ત્હમુને બેગમ ઝુબઇદા આપશે." ઇસાકરે ઉડાવ્યું, તે જાણતો હતો કે આ જવાન બેગ સાહેબ જુઆખાનામાં એટલા આજકાલ રોકાયલા રહેતા હતા કે ઉછીના આપેલા નાણાં મોટે ભાગે "મરી જાય" તેવું હતું, અને ત્યારે તે રકમ કોણ પાસેથી "જીવતી કરવી" તેના અસંભવીતપણાને સબબે યહુદીએ ચાહ્યું કે જુગારી સઓલત બેગ સાથે પોતે કામ નહી પાડે તેટલું સારૂં.

"ઝુબઇદા ક્યાંથી ચુલામાંથી આપશે ? તેની પોતાની પાસે હાલમાં પઇસા છેબી શું ? તે તો ખાનખાનાનને સમજાવી પટાવીને કંઇ મેલવશે પછીજ તે મહને આપી શકશે, હાલમાં નહીંજ, અને મહને કાલને કાલજ પઇસાની મોટી ઝુરૂર છે."

યહુદીએ મનમાં વીચાર કીધો કે હવે કેમ કરૂ ? તેટલાં જાણે તેના મદદે તે વખતે કોઇ આવ્યું; અને તેના આવવાને સબબે વાત તુરતા તુરત ઠં પડી ગઇ ? કોઇએ દરવાજો ઠોકયો.

"મહને લાગેછ કે એતો લુટારૂ સલમાન પોતેજ આવ્યોછ !"

યહુદી તે સાદ સાંભળીને બોલ્યો "હા લુટારૂજ છે. કેમજે એ દર-વાઝો જે ઢબે ઠોકેછ તે ઢબ જાણે મહારા કાનોએ શીખી લાધોછ."

"અઉરબી બહેતર! હું જાણી લઇશ કે તેણે હારનું શું કીધુંછ. અગર જો તે હાર તેણે પોતાને વાસ્તે રાખી લીધો હશે તો મહારી શમશીરના ઝોરથી હું તેની પાસેથી તે પાછો લઇ જઈશ." સઓ-લત ગુસ્સા અને બહાદુરીથી બોલયો.

"મહારા નામવર, મહારા અઝીઝ દોસ્ત" હાથ જોડીને ય-હુદી બોલયો "પાક ખુદાને ખાતર મહારાં મકાનમાં એ ઝાતની પંચાતી કરશો નહીં, અને ખુન બહાવશો નહી! મહારાથી શું કમનસીબ છે કે આજે આખી રાત સુવાનોબી કરાર કોઈ આપતું નથી, અને હવે પાછલી રાત થવા આવી તોબી જપ નથી!"

"ખામોશ ઇસાહાક! જા જહાને તે લુટારૂને અંદર લઇ આવ, ડરપોક ના બન, એકદમ જા, જો દરવાઝાને એ કેટલો બધો ઝો-રથી ઠોકેછ!"

અને, તે રાતના અજાયબ ચકકરમાં ફસેલો યહુદી બીહતો ધ્રુજતો હવે શું થશે તેનાં અંદેશામાં દરવાઝો ખોલવા ગયો.

---

# પ્રકરણ ૨૭ મું.

## સલમાન અને સઓલતની શમશીરબાઝી !

થોડી મીનીટ પછી તો યહુદી ઇસાકર લુટારૂઓના સરદાર સલમાનને લઇને અંદર દાખલ થયો, અને ફાનુસની રોશનીથી સલમાને જોયું તો તયાં સઓલતબેગ બેઠેલો હતો. લુટારૂઓના સરદારે જો કે સઓલતબેગની વકી નહીં રાખી હતી, મગર જયારે તેને તયાં જોયો તયારે તે કાંઇ ઘણો અજાયબીમાં પડયો નહીં.

"ઓહોહો ! કોણ સઓલત નામવર !" સલમાને ગદેલાપર બેસી જતાં હસીને કહયું " આપ અહીં ? યહુદીને મકાન ? મધયરાત વીતવા પછી ?"

અને તેનો આવાજ સાંભળયા બાદ બારીકીથી જયારે સઓલતબેગે જોયું તો આ લુટારૂ સલમાન તો, તેનીજ માફક જુઆખાનાનો એક સભાસદ હતો !

સઓલતથી અજાયબીની એક ચીસ પડાઇ ગઇ. આએ લુટારૂ સલમાન ? એણે તો એ વખત જુગારખાનામાં તેની સાથે રમત ચલાવી હતી, અને એ વખત સલમાન પોતે હારયો હતો !

" વાહ ! કાંઈ આપ કોઈ જીન–પીસાચ માલુમ પડો છો !" સઓલતે સ્હેજ હસીને કહયું. "કેમજે દુનયા તમને એક મોટા લુટારૂ ઓળખાવે છે, આપ લોકને ધોરી રસ્તેથી ધોળે દિવસે ઉપાડી જાઓ છો, અને વળી એવાં એવાં પ્રાક્રમો કર્યા પછીબી જાણે કશામાં નહીં હોવ તેમ અચછા અચછા આદમીઓ સાથે જુઆખાનામાં રમવા આવો છો, અને વળી અરધી રાત પછી યહુદીના ઘરની મુલાકાત લો છો ! એ બધી અજાયબીઓ નહીં કહેવાય તો શું કહેવાય ?"

"એ બધું ઠીકઠીક કહેવાય" લુટારૂ સલમાન હાથમાનો રૂમાલ પોતાના ગલ્લેરાપર ફેરવીને બોલ્યો. "આપ આપની વાત કરોની! આપ એટલા બધા મોટા આદમી થઇને યહુદીના ઘરની મુલાકાત આવી વખ્તે લ્યોછો તેનો કાંઈ સબબ ? હું તો હવે સમજ્યા, લટારૂ પડયો એટલે અનેક વેશ લઇને ગમે ત્યારે અને ગમે તે વખ્તે ગમે તે જગયાપર જાઉંબી; પણ આપ! આપ તો કુલીન કુલના, ઉંચ ખાનદાનના, અને વ્યાજખાઉ યહુદીના ઘરમાં કહેગે વખ્તે ?"

"લાહોલવલ્લા કુવ્વત !" સઓલત સ્હેજ ગરમ થઇને બોલ્યો. "ઊંચા ખાનદાનનો થયો તેથી શું યહુદીના ઘરમાં નહીં આવી શકું! અને મ્હારી મરઝી આવે તે વખ્તે હું ગમે ત્યાંબી જાઉ જે માટે પુછવાની તહમને કોઇ રજા નથી."

"ધીરે, સઓલતબેગ, ધીરે" સલમાને ઠંડે કલેજે કહ્યું "આપના મીઝાજે શરીફમાં ગુસ્સાની દખલ આમીઝ નહીં કરશો તો આપણા વચ્ચે એ વાત થશે, નહીં તો પછી ઝટ નવી કચેરીમાં કચરો પડી જશે !"

"મગર, આપ કહેવા તે શું માંગો છો ?" સઓલતે ભવાં ચઢાવેલાં રાખીનેજ સવાલ કીધો.

"હું કહેવા એ માંગુ છું કે આપ કાલે કરઝદાર થઈ ગયા છો, અને તે કરઝની ફેરઝને ભુલો નહીં માટે અહીં તશરીફ ફરમાવો છો, કેમ ?" સલમાને કાંઇક મશ્કરીની ઢબેજ ચલાવયું.

"તહમારા લુટારૂના પેશામાં અને નવા નવા સોંગ સજવામાં તહમે ગમે તેટલાં આગલ વધયા હશો, મગર મહારા જેવા આદમીની સામે તહમારા પેત્રા વધુવાર ચાલશે નહીં તેની તહમે પુરી ખાત્રી તહમારા દીલમાં રાખજો, અલકે કાતરજો."

"ઓહોહો! આપના ગુસ્સાની ગરમી ઘણા જોશથી હવે વધી જાયછ એવું મહને જણાયછ! આપનો મીઝાજ બરખેલાફ થઇ

જાયછ એ હુ હવે જોઇ શકુંછ," સલમાન રફતા રફતા ઝીઆદા પેત્રા કરતા પડયો, અને તેણે હવે તે એગના ઉંચ ખાનદાનની લીહાઝ નહી કરતાં પુર ઝોરથી મશકરી ચલાવવા માંડી.

"તહમે જોઈ શકોછ તો તહમારી ઝબાનને થાભી લો, વર્ના ઝીઆદા મશકરી, ઝીઆદા ખરાબ પરીણામ નીપજાવશે." સઓલતે ગુસ્સાથી કહયું "મહને હવે તહમને એક સવાલ પુછવાનો છે જેનો જવાબ મ્હને આશા છે કે રાસ્તીથી દુર જઇને આપશો નહીં, પણ જે હોય તે સાચું કહી દેશો."

"બોલો." સલમાને ઠંડા આવભાવથી કહયું, અને તે પછી થોડે દુરથી બેઠેલા ફીકા પડી ગયલા યહુદી તરફ જોઇને બુમ પાડી "નખોદ ગીયા, ત્હારા શાના હોશકોશ ઉડી રહયાછ? બેઠો બેઠો ફીકો શાથી પડતો જાયછ!"

"જનાબ, આપ બે જણા કાંઇ મારા ગરીબના મકાનમાં ફીસાદ કરતા ના" યહુદી હાથ જોડીને બોલ્યો "હુ આખી રાત આજે ઉંઘાયો નથી, ને ઉજાગરા પછી જો કાંઇ મારામારી જોવી પડશે તો મારી હમણાં ફક્ત હોશ ઉડી ગઈ છ, પછી તો જાનજ ઉડી જશે!"

"હવે તું આવી તો રહેલો છે, જાન ઉડી જશે તો કયાં ઘરમાં છોકરી અને દરવાઝે બોકરી બાંધેલી છે, જે રવડી જશે!" સલમાને હસીને કહયું, અને વધાર્યું "અમારી મારામારી થાય તો તું વલી કયાં ઓછો છે? તેડાવજે તારા પેલા ભાડુતી પહેલવાનને (!), એટલે અમારાં હાડકાં તે લોક નરમ કરશે, કેમ ઇસાકર?"

"જનાબ," યહુદી અસલીજ ઢબે હાથ જોડીને બોલ્યો "તહમારા જેવા મોટા આદમીઓ સામે મારી એવી બેઅદબી ચાલે બા! ભાડુતી ફીસાદખોરો કાંઇ યહુદી ઇસાકરે તમારા જેવા નામવરો માટે રાખ્યા નથી, લેકીનલુચ્ચા લફંગાડાની ચંપી બનાવવા રાખેલાછે."

"એ બધી નકામી વાત ઉપર પરદો ઉતારો" સઓલત વચમાં બોલી પડયો "અને લુટારૂ સલમાન હવે તમે મને કહો કે તહમે ખાનખાનાન બેહેરામખાનની મહોરદાર ઝુબઝદાના હીરાના હારનું શું કીધું ?"

"અને હું તમને પુછુંછ કે તમને પોતાને ખાનખાનાન બેહેરામખાનની મુહોરદાર સાથે અને તેના હીરાના હાર સાથે લાગે વળગે શું કે મને તેને માટે સવાલબી કરવાની હીમત કરોછ ?" લુટારૂએ પુછ્યું.

"હીંમત?" સઓલતે પુકાર કીધો "તો તું શું એમ સમજેછ કે હું એટલો બધો હીચકારો છેઉં કે તહારા જેવાથી બીહ જાઉં ? યાદ રાખ, કે હું એક બેગ છું, આબરૂદાર અને ખાનદાની છું,—અને તું ગમે તેવો હોય તોબી આખર કરેને એક હલકો નીચ દગલબાઝ ચોર લુટારૂ !"

"ખામોશ ! કુતરા, તહારી ઝબાનને થામ ! નીચ શબ્દનો સ્વાદ અગર જો તું એક ઝોરદાર પહેલવાન હતે તો હું મહારી શમશીરથી તુને ચખાડતે, મગર અફસોસ, કે મહારી સામે તો તું એક રમકડું છે !" સલમાન બોલ્યો, અને તેણે પોતાની શમશીર ઉપર મુંકેલો હાથ પાછો ખેંચી લીધો.

"હું એક રમકડું ત્હારે મનથી છેઉં, કેમ ?" સઓલતે ફરીથી એક બીજો ગુસ્સાભરેલો પુકાર માર્યો, "ઠીક, તો લે, તઇયાર થા ત્હારી તલવાર લઇને, અને રમકડાંઓબી કેવી રમત કરી શકે છે તેની મઝાહ લે !"

સઓલતે તેમ બોલતાંજ પોતાની તલવાર ખેંચી કાઢી, અને લુટારૂ સલમાનેબી તે જોઇને હવે પોતાની શમશીર મ્યાનમાંથી બાહાર લીધી !

તે બેઉની શમશીર હવામાં ઉપર ઉચકાઇ, અને તે જોઇને

યહુદી ઇસાકરના હાથ-પગ ધરૂજવા લાગયા. "મહારા નામવરો, મહારા નામદારો, જનાબ સલમાન સાહાબ, જનાબ સઓલતબેગ, બાઝ આવો, બાઝ આંવો એ શીસાદથી ! પાક ખુદાને ખાતર મહારા બુઢા હાડને ના ધરૂજાવો, માનો, જરા માનો, ને એ લડાઇ મહારા ઘરમાં ન કરો. લડવાના હોવ તો બહારે જાઓ, પણ અહીં—"

મગર તે બોલી રહે તેટલાં લુંટારૂએ ગડગડાત કીધો; "ખામોશ, ડરપોક યહુદી, દુર રહે !"

અને તે પછી હવામાં ઉગામેલી શમશીરના પટા એમ તેમ ઝોરથી ફરવા લાગયા. યહુદીનો ઘણો વિચાર હતો કે વચમાં પડીને બેઉને છોડવે પણ બેઉ હાથોહાથની મારામારી કરતા હોય તો બે ચાર મુક્કી ખાઇનેબી તેઓને છોડવી શકે, લેકીન જયાં તલવારજ ચાલતી હતી તયાં યહુદીનું શું ચલણ? વચમાં પડવા જાય અને યહુદી પોતેજ કપાઇ મરે તો પછી તેણે મનમાં ધાર્યું કે તેની ભેગી કીધેલી મોટી દૌલતનું શું થાય ?

તેમ નહી તો યહુદીએ વળી એમબી ધાર્યું કે બતી બુજાવી નાખે તો પેલા બેઉને જણાય નહી એટલે લડે નહી, મગર બીજો વીચાર યહુદીને એબી આવયો કે અંધારામાં લડતાં ભુલથી તે પોતે જ વચમાં સપડાઇ જાય અને તેનુ પોતાનુંજ કાટલું નીકળી જાય. તો વળી તેના છલાછલ ધીરેલા રૂપયાઓનું વયાજ મુઆ પછી તે કેમ ખાય ?

તેથી એક તરફ ઉભો રહીને ધ્રુંજતો થથરતો યહુદી તે લડાઇ જોવા લાગયો, અને બીજી તરફ લુટારૂ સલમાન અને સઓલતબેગની શમશીરો પેચોતાબ ખાઇને હવામાં એમ તેમ ઉડી રહી.

શમશીરબાઝી દશ મીનીટ સુધી ચાલી અને તે પછીની પળે લુટારૂ સલમાનની શમશીરે પોતાની હમનબરદને નીચે પછાડી, મતલબ કે સઓલતની તલવાર તેના હાથમાંથી ઉડી પડી અને સલ-

માનનો ફટકો સઓલતના હાથ પર પડવાથી સઓલત ઝખમી થઇ ગયો, અને લહુનો એક ફવવારો તેના હાથમાંથી ઉડવા લાગયો।

તુરતજ લુટારૂએ પોતાના હાથમાંની તલવાર ફેંકી દીધી અને પોતાનો રૂમાલ કમરબંદમાંથી ખેંચી કાહાડીને સઓલત તરફ દોડી જઇ, ગુઠનચે બેસી, દુઃખથી વાંકા વળેલા સઓલતના તે નમી પડેલા હાથ પરના ઝખમને બાંધવા લાગયો। તે એક ખરો મરદ બચો હતો, તેણે જ્યારે જોયું કે સઓલત ઝખમી થયો હતો તયારે શમશીર ફેંકી દીધી, અને તેને મદદ કીધી !

"આપનો ઝખમ મોટો છે, લેકીન પાક ખુદા કરશે તો એ કાતીલ નીવડશે નહીં" સલમાન સઓલતના હાથ પર રૂમાલ બાંધતો બાંધતો તેને દીલાસો આપીને બોલયો "ઝરા જો લહુ બંધ થાય, તો મહારી પાસે એક મલમ છે જે લગાડતાંજ દરદ કમતી થશે, અને લહુ ફરીથી બહાર પડતું અટકશે. આપ રૂમાલપર હાથ મુકી રાખો, મહને લાગેછ કે લહુનું ઝોર કમતી થયુંછ અને મહારો મલમ પોતાનું કામ ફતેહમંદી સાથે પાર ઉતારશે."

હવે સઓલતે સલમાનના ચહેરા તરફ માયાની નઝર ફેંકતા પેલા રૂમાલપર પોતાનો બીજો હાથ મુકી દીધો, અને સલમાને જેબમાંથી એક નહાની ડબ્બી બહાર કાઢી, તે ખોલી, તેમાંનો મલમ પોતાની આંગળી ઉપર લઇ પેલો રૂમાલ છોડી દઇ, સઓલતના ઝખમપર તે મલમ ચોપડવા માંડયો.

સઓલતને લાગયું કે ઝખમની કળતર કાંઇ કમતી થતી જતી હતી, અને લહુ તો રફતા રફતા બહાર નીકળતું એકદમ બંધ થઇ ગયું.

યહુદી ઇસાકરબી સલમાનને હાથ લાગયો, અને તેણેબી ધાંધલ ધરપચ કરીને સઓલતના ઝખમપર મલમ લગાડયા પછી પાટો બાંધયો. સઓલતે તે જોઇને હસીને કહયું, "ઇસાકર તું યહુદી છે, મગર એક ઘણો સારો યહુદી છે!"

"આપની એ તો લાયકી બોલોછ, મહેરબાન" યહુદીએ છાતીએ હાથ દઇ દઇને ફીતુર ચલાવયાં, "આપ જેવાની મહેરબાનીથી તો અમે સુખી છઇએની."

"ઠીક" સઓલતે બેસી જતાં, અને તેણે નમનતાઇથી સલમાનને બેસવાનો ઇસારો કરતાં તથા યહુદીને બેસવા કહીને ચલાવ્યું "ઠીક, હવે આપણી વાત કરીએ—"

"ઠયરો" સલમાને સઓલતને બોલતો અટકાવીને કહ્યું "તહમે જો જરાક ઉતાવળ નહી કીધી હતે તો હીરના હારની બધી વાત જાણતે, પણ તહમે ઉતાવલ કીધી, મહારી સાથે છેડાઈ પડયા, અને પછી લડી પડયા! આપ કાંઇબી પુછો કે બોલો તે આગમજ આ ચીઠી વાંચો."

અને તેણે સઓલતના હાથમાં તે ચીઠી મુકી જે બેગમ ઝુબઇદાએ હાર લેતી વખતે તેને લખી આપી હતી.



# પ્રકરણ ૨૮ મું.

---

## સએોલતપર સલમાનની મહેરબાની.

સએોલતે અજાયબી સાથે તે ચીઠી વાંચી.

"ત્યારે તે હીરાનો હાર બેગમ ઝુબઇદાની પાસે પાછો ગયોછ !" તે સલમાનને પેલી ચીઠી પાછી આપતાં બોલ્યો "અને હું ત્યાં હતો તે પછી તહમે ઝુબઇદાને મલ્યા હશો !"

"મ્હારા નામવર" સલમાને નમનતાઇથી કહયું "આપ જે વખતે ઝુબઇદા પાસે હતા તે વખતે હુંબી હતો, અને જે ઓરડામાં આપ હતા તે ઓરડામાં હુંબી હતો. પણ એ બનાવની વીગત હું આપને પછી કહીશ. આપના ગયા બાદ ઝુબઇદાની પાસેથી ખાનખાનાન બેહેરામખાને તે હીરાનો હાર જોવા માંગયો, અને હાર જોઇને તેણે જણાવ્યું કે હારમાના ખરા હીરા કાઢી લેવામાં આવ્યા હતા, અને તેને બદલે કાચના ટુકડા ઠેસવવામાં આવ્યા હતા ! તેથીજ હું હમણા ને હમણાંજ, આએજ વખતે, ઇસાકરને તે હારના હીરાને માટે પુછવા આવયો અને તેટલામાં તો તહમે મલી ગયા અને પછી શું થઇ ગયું તે તો આપને રોશન છે."

સએોલતે તે સાંભળીને યહુદી ઇસાકર તરફ જોયું જે ધરૂજતો અને ફીકો પડેલો તગર, તગર મોહું જોતો હતો.

"યહુદી, આ શું ઘોટાળો છે ? હારમાના હીરા તેં ચોર્યા ?" સએોલતે પુકારયું.

"મેં ચોર્યાં !" યહુદી ધરૂજતોજ બોલ્યો "મેં તો તે હારપર રૂપીયા ધીર્યા હતા, અને મહને રૂપીઆ પાછા લેવાના હતા. હીરાને લઈ શું કામ લઉં ? મારી દયાનત બુરી નથી."

"હું નહીં ધારતો કે ઇસાકર જુઠું બોલતો હોય" સઓલત તેની તરફેણ ખેંચીને બોલ્યો, "તેથી હું આપ નામવરને સુચના કરૂંછ કે આપણે તેનાપર શક લઇ જશું નહીં. એ હીરા કોઇ ભેદી રીતે ગુમ થયલા લાગેછ, અને—"

"અને એ ભેદનો પત્તો આપણે પછીથી શોધશું, હાલ તુરત તો આપણી વાતપર આવીએ." સલમાને કહયું, અને તે પછી તેણે યહુદી તરફ જોઇને વધાર્યું "કેમ ઇસાકર, ત્હારાપરનો શક તો નામવર સઓલતબેગે દુર કરાવયોછ, એટલે તહારા જીવને ઠંડક."

"મહારી તરફ નામવર સઓલતબેગ તો ઘણા મહેરબાનજ છે, હું તો એવણપર એટલો ખુશી છેઉં કે જો હાલમાં મહારા હાથમાં રોકાણ નહીં હતે તો એવણ આવતી કાલે કરેઝની ફરજ અદા કરવા જે રૂપીઆ ઉછીના માંગેછ તે એકકે બોલે એવણને તુરતજ કાઢી આપતે. મગર મહારા હાથ હાલમાં ભીડમાં હોવાથી લાચાર."

"લાચાર છે તો તેની કાંઇ ફીકર ના કર" સલમાને કહયું "સઓલતબેગની ફરજદારીના રૂપીઆ હું પોતે કાલે સહવારે જુઆખાનામાં મોકલાવી દઇશ, અને નામવર સઓલતબેગની આબરૂ બચાવીશ."

"આહહા! હું આપનો કેટલો બધો અહેશાનમંદ છું!" સઓલત હવે સલમાનનો હાથ પોતાના હાથમાં પકડી લેતાં બોલ્યો.

"અહેશાનની કોઇ ઝુરૂરત નથી." સલમાને કહયું "મને આપની તરફ એકદમ રહમ ઉભરી આવીછ, અને મહારા રહમદીલ થવાના સબબથીજ એ બધું થાયછ અને હવે હું આપને એક ચેતવણી આપુંછ, કે તમે હમણાંને હમણાંજ મારી સાથે ચાલો. થોડેક છેટે જઇશું કે આપણે બે ઘોડા મારા છુપાયલા માણસો પાંસેથી મેળવી લઇશું; જે પછી હું આપ સાહેબને જંગલની વચે

આવેલાં મારાં છુપાં ભોંયરામાં લઇ જઇશ, જ્યાં થોડા દિવસ આ-પને રહેવું પડશે."

"કારણ ?" સઓલતે સવાલ કીધો.

"કારણ એજ કે ખાનખાનાન બેહેરામખાન તમારી ઉપર બેગમ ઝુબઇદાના સબબથી અતી ઘણો ગુસ્સે થયલો છે, તેણે ઝુ-બઇદાનેબી પોતાને તયાંના તંહિખાનામાં બંધ કીધીછ અને હું ધારૂંછ કે તમારી ઉપર આવતી કાલ સહવારથીજ તે કીનો લેવા માંડશે. વાસ્તે બેહેરામખાનનો ગુસ્સો સમી જાય અને કોઇ તદબીરથી તેને હંફાવી શકાય ત્યાં સુધી તમને પોતાને બચાવવાં સારૂં તમોએ કાંઇ ઇલાજ શોધવોજ જોઇએ. અને ઇલાજ તરીકે મારી આએ સુચના છે; આપ મારી સાથે આવો, મહારાં ભોંયરામાં થોડા દિવસ રહો અને જયારે શાંત થશે તયારે હું આપને બહાર લાવીશ. આપની કરઝદારી તો કાલને કાલ હું ફેરવી દઇશ એટલે તમારી આબરૂને કોઇ ધોકો પહોંચનાર નથી."

"મહને કબુલ છે તહમારી સુચના મહારા વહાલા સલમાન બીરાદર." સઓલતે થોડો થોડો થઇ જતાં કહ્યું.

"વધારે સાંભળો, તહમે મહારાં ભોંયરાંમાં હશો તેટલાં હું બહાર રહીને મહારા એક સાથી સાથે ઝુબઇદાને બચાવવાની કોશીશ કરીશ; અને તેને પેલાં ભોંયરાંમાંથી છોડવીશ તેમજ હું ખરો લુટારૂ બચ્ચો, અને નહી તો બુઝદીલ બાયલો !"

"શાબાસ, તહમારી હીંમત ઉપર નામવર સલમાન" સઓ-લતે તેની પીઠ ઠોકતાં તેનાં વખાણ કીધાં.

અને તે પછી તેઓ બંને જણા યહુદી ઇસાકરના ઘરમાંથી બહાર પડયા.

યહુદીના ઘરથી નીકળયા બાદ તેઓ થોડેક રસ્તે ચાલ્યા, જે બાદ એક એકાંત જગયાપર જઇને સલમાને પોતાનું રણસીંગ ફુકયું,

જેના આવાઝથી થોડીજ પલો પછી ચાર લુટારૂઓ ઘોડાપર દોડી આવયા. સલમાને તેમાંના એકને પોતાની પાસે તેડીને તેના કાનમાં કહયું, જેથી તેણે પોતાનો ઘોડો પોતાના સરદારને આપયો, અને બીજા ભાઇબંધનેબી ઘોડાપરથી ઉતરવા કહીને તે ઘોડો સઓલતને આપયો.

પેલા ચારે લુટારૂઓને છોડીને તે બાદ લુટારૂઓનો તે સરદાર પોતા સાથે સઓલતને લઇને જંગલ તરફ ઘોડો કુદાવી ગયો. લાંબો એક તપ્પો પસાર કીધા બાદ, સલમાને સઓલતની આંખે પાટા બાંધયા અને તેના ઘોડાને પોતાના ઘોડાની સાથે લઇ લીધો, અને પોતાની મુસાફરી આગળ ચલાવી.

મોટો એક છેટો ઘોડેસ્વારીમાં કાપયા બાદ સલમાને બંને ઘોડાઓ ઉભા રાખયા, અને સઓલતને કહયું કે હવે ભોંયરાંના દરવાઝામાંથી હેઠલ ઉતર્યા બાદ તેની આંખે બાંધેલો પાટો છોડવામાં આવશે.

સલમાને સઓલતને ઘોડાપરથી ઉતરતી વખતે મદદ આપી, અને તેને ભોંયરાના મુખ આગળથી અંદરની સીડી ઉપર ઉતારતી વખતેબી હાથ આપયો. અરધી સીડી ઉતરીને ગયા બાદ સઓલતની આંખે બાંધેલો પાટો છોડવામાં આવયો, જ્યારે સઓલતે જોયું કે લુટારૂઓના સરદારના હાથમાં એક ફાનુસ હતું અને સાંકડી એક સીડીપરથી તેઓ ઉતરતા હતા

અંધારી સીડી આખી ઉતર્યા બાદ એક દરવાઝો આવયો, જે પર સાત ટકોરા મારતાં ભેદી રીતનો કોઇ શબ્દ સલમાને મોટેથી પુકાર્યો, જે પછી વળી તેણે પોતાની પાસેની એક ચાવી કાઢીને તે મોટા દરવાઝાની ડાબી બાજુના એક છેદ જેવા ન્હાના બાકોરાંમાં ખોસી, તેને ફેરવી નહીં, મગર દરવાઝો આપો આપ ખુલી ગયો!

દરવાજો ખુલ્યાં બાદ એક ઓરડો જણાયો, જેમાંથી પસાર થઇને તેઓ બીજા એક ઓરડામાં દાખલ થયા, જ્યાં ખુદ ખુરશીદની ઝલકતી રઉશની જાણે હોય તે મીસાલ બધું ઉજાળું ઉજાળું પડેલું હતું, અને રૂપેરી તથા સુનહેરી જુમમરમાં બેશુમાર બતીઓ સલગાવીને જાણે સીહાઇમાં સુફેદી—અંધકારમાં ઉજાળો—બનાવી મુકવામાં હુનરમંદી વાપરેલી હતી.

કોઇ મોટો શહેનશાહ નહી રહી શકે એવો ઘણા મોટા ભપકામાં તે લુટારૂઓનો સરદાર સલમાન ઝમીનની નીચેના ભોંયરામાં બેશુમાર ખઝાના વચ્ચે વસ્તો હતો ! !



# પ્રકરણ ૨૯ મું.

## સલીમવાલાં કારખાનામાં ઈસાકર.

દુનયાને દોઝખ બનાવનાર કોઇજ નથી પણ ફક્ત તેમાં વસ્તાં માણુસો છે! અને તેજ રવેશે નેક લોકોની નેકીથી દુનયા એક સાફ સુફેદ બહીસ્તથી બને છે એમાંબી શક નથીજ.

આહહા!! આલીશાન મહેલો અને નવા બનેલા સુંદર બાગીચાવાળું દેહલ્લી, પોતાની નવી રેઉનકથી આદમીઓના દીલને લુભાવતું હતું, મગર દેહલીની ખુબસુરતીને તે આદમીઓ ક્યાં વધારતા હતા? ફંદ, ફરેબ, ફીત્ના, ફીસાદ, ધોકા, દગા, જાલસાઝી, કપટ, કીના, ગુસ્સાથી ભરપુર દીલ એવાંબી વસ્તાં હતાં, કે જે આ આલીશાન દેહલીના નામને અયબ લગાડતાં તેની ખુબસુરતીને ઝાંખ આપુતાં હતાં! અફસોસ, દુનયામાં અયબથી ભરેલા દીલ નહીં હોય તો પછી શું કામ દુઃખ પોતાના શીકારની ચશમો આગલ દરદનો રૂમાલ પકડે? શું કામ જંજાલ પોતાના કંગાલ હાથોએ આદમીઓની આંખમાંથી ટપકતાં આંસુ લુછવા પડી જાય? સીર્ફ દુઃખ અને જંજાલનો વધારોજ કરવા, અને નહીંકે કોઇ સૌરી મતલબથી!

આદમ! એક "આહ" અને એક "દમ"નું બનેલું આદમ!! ચંદરોઝાની પોતાની ટુંક ઝીંદગીને માટે દુનયાની લાલુચપર લુભાઇ જઇ એક પરવાનો જેમ જલતા ચીરાગપર ફરી ફરીને મરે, તેમ લોભપર થોભ વીનાનો એક દઉરો ચલાવી બીજાઓને તે લોભને ખાતર હયરાન પરેશાન કરી પોતે હલાક થાય છે, અને વળી છેલ્લા એક દમ સાથે ખુશાલીની સાંસ ખેંચવાને બદલે, અફસોસની આહ ભરે છે!—ઓ કમંઅકલ આદમ, સંતોષના એક આહ સાથે દમ ખતમ કરવાની યાદ ધયાનમાં નહીં રાખીને તું શું કામ દુન-

યાને દોઝખનું નામ આપી બહીશ્તથી બેનસીબ પોતાને બનાવે છે?

અને તેથી, ખુબસુરત દેહલી તેમાં વસ્તાં પાપી આદમીઓથી બદસુરત બનેલું પોતાના સીનાપર સલીમ, ઝોહરા, ઝુબઈદા, સઓલત, ઇસાકર અને સલમાનનો બોજ ઉપાડીને દીલ શીકસ્તા થઇ રહયું હતું ! !—મગર, હવે આપણે આપણી વાતપર ઉતરીશું: યહુદી ઇસાકરનું ઘર છોડીને સલમાન અને સઓલત છુપાં ભોંયરામાં દાખલ થઇને આરામ લેતા પડયા. લેકીન યહુદી જે આખી રાત અછાત પંછાતમાં પડયો હતો તેને ફરીથી તેવાજ ચક્કરમાં ફસવું થયું !

મશરેક તરફથી ખુરશીદ પોતાનો તુરમંદ ચહેરો બહાર કાઢીને દુનયાને જોવા લાગયો તેને થોડીજ પળ થઇ, અને આફતાબના કીરણોથી યહુદી ઇસાકરના ઘરમાં તુરતજ તડકો પડયો, તયારે ઇસાકરના ઘરનો દરવાઝો વળી પાછો કોઇએ ઝોરથી ઠોકી નાંખયો !

યહુદીપર તે રાત ગોયા વબાલની હતી, અને બીજો દિવસ ઉગયો તયારેબી તે આફત તેનો પીછો છોડતી નહી હતી ! ! દરવાઝાના અવાઝથી તે જાગીને બારીએથી જોવા લાગયો, તો તેણે પોલીસના અમલદારને એક દજન બીજા પોલીસ ચપરાસીઓ સાથે તેના ઘરની નીચે ઉભેલો જોયો !

યહુદીને તુરતજ સઓલતબેગની ધમકી યાદ આવી ગઇ. સઓલતે કહયું હતું કે બહલોલને વહેમ ગયો હતો અને હીરાના હારને માટે તે બહલોલ બાદશાહનો માનીતો ખાનખાનાન જો તેઓને ચાબકે ચાબકે મારીબી નખાવે તો બહલોલ તેને કાંઇબી કહેવાનો નહી હતો ! યહુદીને તે ધમકીની યાદ થઇ, અને તેથી જયારે તેણે પોલીસ ફોજદારને બાર હતીયારબંધ સીપાઇઓ સાથે આવેલો જોયો તયારે તે લકવાનું માણસ જેમ, જડ થઇ જાય તેમ બે ઘડી સ્તબધ રહયો !

દરવાઝો ખખડાવી નાંખવામાં આવયો, અને યહુદીએ ફાટેલા

ડોળાએ જોયું તો ફોજદાર સાથે સીપાઇઓ ઉપરાંત કોઇ બીજો આદમીબી હતો, જે ઘણી અધીરાઇથી દરવાજાનાં કડાંને પકડીને અફાલતો હતો.

યહુદી ગભરાયલો અકરાયલો હવે હેઠે ઉતરી ગયો, અને તેણે ધડકતી છાતીએ દરવાજો ખોલ્યો.

દરવાજો ખુલ્લો મુકવામાં આવતાંજ ચઉદે ચઉદ જણા અંદર ધસી ગયા, અને પોલીસ ફોજદારે યહુદી તરફ ફરીને રૂઆબથી કહયું "નામવર ખાનખાનાન બહેરામખાન તરફથી હું આવેલો છઉં અને મને હુકમ કરવામાં આવ્યો છે કે કોઇ એક હીરાનો હાર જે તારી પાસ ગીરવી મુકાયલો હતો અને જે હારમાંના હીરા બદલી નાખવામાં આવ્યા હતા તે હારના કાઢી લીધેલા ખરા હીરા ત્હારે એક દમ મારે હવાલે કરી દેવા."

ઇસાકરે જોયું કે હવે હીરા જો આપવામાં નહીં આવે તો ખાનખાનાનના માણસો તેનું આખું ઘર ખોળી ધુંડીનેબી હીરા લઇ લેશે, તેથી તેણે તે સાંભળીને કહયું "આપ સાહેબને થોડાજ વખતમાં હું હીરા લાવી આપું છું."

યહુદી મનમાં સમજી ગયો કે બધું બફાઇ ગયું હતું. બેગમ ઝુબઇદાએ પોતાના ધણીથી છુપી હીરાનો હાર ગીરવી મુકયો હતો, અને તે તકનો લાભ લઇને તેણે બેગમને રમારી નાખવાનો ઇરાદો કીધો હતો; પણ હવે જ્યારે આટો બફાઇ ગયો હતો અને ખાનખાનાનને બધી વાતની ખબર પડી ગઇ હતી તયારે યહુદીએ જોયું કે હવે ખાનખાનાનને રમારી દેવાય તેવું નહીં હતું। તેથી, તેણે ખરાં હીરા જે કાઢી લીધા હતા તે એક સંદુકમાં છુપાવેલા બહાર કાઢીને લાવીને પેલા પોલીસ ફોજદારના હાથમાં મુકતાં કહયું "લેઓ સાહેબ, આએ હીરા છે, અને તે ખરા છે."

પોલીસ ફોજદારે તે હીરા યહુદીના હાથમાંથી લઇને તેની સાથે

આવેલા એક શખસને આપતાં કહયું " ઝહવેરી સાહેબ, આપ બરોબર તપાસજો કે આ વખ્તેબી યહુદી ખોટા હીરા આપણા જેવાનેબી નહીં પહેરાવતો હોય!"

પેલા ઝહવેરીએ તે હીરા તપાસ્યા, અને તપાસ્યા બાદ તેને ખરાં જણાવીને તે પોતાનું કામ પુરૂં થયલું હોવાથી પોલીસ ફોજદારની રજા લઇને ગયો.

પોલીસ ફોજદારે હીરાને સંભાળથી યહુદી પાસથી મેળવેલા સુખડના એક ડાબડાંમાં મુકયા, અને પછી તેને પોતાના કમરબંદમાં તે ન્હાનો દાબડો ખોસતાં યહુદી તરફ જોઇને કહયું. " તહમે ઘણા સારા ધંધા કરો છો! જે પઇસા આપો છો તેના કરતાં વધારે કીમતના હીરાઓ ગીરવી લો છો, પઇસાનું વયાજ લો છો છતાંબી ખરા હીરા કાઢી લઇ કાચના કટકા ઠેસવી દઇ વીશવાસઘાત કરો છો, કેમ? તહમને એવી દગબાઝી માટેનો બદલો અચ્છી રવેશે મળશે."

અને હંજુ ણતો તે કાંઇ વધારે બોલે તેટલાં એક સીપાઇની નંઝર સઓલત અને સલમાનની શમશીરબાઝી વખતે સઓલતના ઝખમા થવાથી જે લહુ ઝમીનપર પડયું હતું તેના ડાઘપર પડી, અને તેથી તે સીપાઇ પુકારી ઉઠયો " ફોજદાર નામવર, યહુદીના ઘરમાં માણસનું લહુ ઝમીનપર માલમ પરે છે.!"

" શું માણસનું લહુ! ત્યારે વીશવાસઘાતી યહુદીએ ખુની બનવાનું પાપ બી કર્યું છે કે?" ફોજદારે પુકારયું.

" શાયદ, આજકાલ લુટારૂઓ અને ખુનીઓ જે રવેશે જીત મેલવી જાય છે તેજ જીત મેલવવાનો ઇરાદો યહુદી ઇસાકરેબી કીધો હોય, અને યહુદીઓ જે રીતે નહાના બચ્ચાઓના લહુના તરસ્યા રહે છે તે રીતે તરસ્યો બનીને ઇસાકરેણી કોઈ બચ્ચાનું ખુન કીધું હોય!" એક સીપાઇ વચમાં બોલયો.

" તું કહેછ તે ખરૂંજ છે! મહને લાગેછ કે યહુદીએ કોઇ

નંહાના બચ્ચાનેજ રહેંસી નાંખયું છે !" ફોજદારે અકકલનો બમરડો કમંઅકલની કાચી રસીથી બાંધીને ગુમારી દીધો, અને પછી ગુસ્સાથી વધાર્યું "મ્હારા સીપાઇઓ, યહુદી ઇસાકર આપણો કેદી છે—એને વીશ્વાસઘાત કરવા તથા ખુન કરવાના બે વાંક માટે પકડીને પહરેજ કરવામાં આવે છે, વાસ્તે બાંધો એને અને લઈ ચાલો."

કમનસીબ યહુદી ઝમીનપર ગુઠન્યે પડી ગયો, અને તે કાંઇ બોલવા માંગતો હતો છતાંબી ખુની તરીકે તેનાપર જે આળ મુકવામાં આવયું હતું તેથી ગભરાઇ અકરાઇ જવાથી તે કાંઇ બોલી શકયો નહી, તેની જીભ ટાળવે જાણે ચીટકીજ ગઇ; પેલા સીપાઇઓએ તેને ખેંચી તાણીને ઉઠાડયો, અને તેના હાથ જકડી નાખ્યા !

બીજા એક કલાક પછી સલીમને ખુની માનીને જે કઇદખાનામાં પુરવામાં આવ્યો હતો, તેજ કઇદખાનાની સલીમવાલીજ કોટડીની અંદર યહુદી ઇસાકરને કઇદી તરીકે બંધ કરવામાં આવ્યો ! દુખયો સલીમ એક ખુણામાં ખાટલીપર બેઠેલો હતો, અને બીજા ખુણાની ખાટલીપર યહુદી ઇસાકર ! !



# પ્રકરણ ૩૦ મું.

---

## ઝુબઇદા પર ઝુલ્મ !

કપટથી જલી રહેલા બુઢા ખાનાખાનાન બહેરામખાનની છાતીમાં બસ કીનાએજ ઘર કર્યું હતું, અને તે ઝુબઇદાને તહેખાનામાં બંધ કર્યા બાદ હવે કોઇ નહીં જાણે તેમ સઆલતનું કાટલું કાઢી નાખવા માંગતો હતો. તે પોતાની બરબાદ થયલી ઇજ્જતનો બદલો લેવા માંગતો હતો, અને ઇનતેકામના આતીશથી ધગધુગી રહેલો હતો.

તેણે બીજે દીવસે સઆલતની વાટ માહાતાબગંજની પેઢી ઉપર ઘણી જોઇ, મગર સઆલત જ્યારે ત્યાં ગયો નહીં ત્યારે પોતાના મસલહતી માણસોને સઆલત જો સપડાય તો તેને ફસાવવા અને મારવા હુકમ આપયો, મગર કયાંથીબા સઆલત તેઓને મલી સકયો નહીં!

ઉપલા બનાવને ૭ દીવસ વહી ગયા.

ખાનખાનાન બેહરામખાનની મુરાદ બર આવી નહી, અને સુટાક સલસાનના ભોંયરામાં મઝાહ મારતો સઆલતબેગ બેહેરામખાનના માણસોના જાલમાં ફસી શકયો નહી. તે દેહલીના ઝમીનના ઉપર હોય તો મળે કેની ? લેકીન, જ્યારે સઆલત બચીને કેયે જતો રહયો એમ જ્યારે ખાનખાનાને જાણ્યું ત્યારે તેણે પોતાનો ગુસ્સો એવડા ઝોરથી ઝુબઇદાપર ખાલી કીધો, અને તહેખાનામાં બંધ થયલી તે ઔરતપર ઝુલ્મો સીતમની ગીરા વાદલીઓ પછી વાદલીઓ તુટી પડી.

૭ દહાડામાં તો ઝુબઇદા ૭ ઘણી વધારે બુઢી થઇ ગઇ' તે

ખુબસુરત ઔરત જેના ગાલપર જાણે ગુલાબની કળી ખીલી નીકલી હતી, તે છ દીવસની બંધીમાં બંધ પડેલી, પાંજરામાં પુરેલી એક નાઝુક નુરીની માફક જુરી ગઈ.

તેને બપોરના એક વખત અને રાતના એક વખત એકેક રોટી અને પાણીનું એક પ્યાલું મલતું હતું, અને સાંજ સાંજના ખાનખાનાન બેહેરામખાન પોતે તેની પાસે જઇને જાણે તે ઝુલ્મ થોડો હોય તેમ રોઝ ચાબુકના એક દજન ફટકો મારતો હતો! ઝુબઇદા! સુંદર ઝુબઇદા! પોતાની સુરખી છોડીને પીલી થતી હતી, અને તે કે જે અગાઉ છત્રપલંગપર મખમલી બીછાનાપર આરામ લેતી હતી તે ભોંયરાની સરદીમાં ઝમીનપર સુતી તયારે તેના નાઝુક શરીરનો મરોડ જાણે સરદીથી જકડાઇ અકડાઇને બદલાઈ જતો! તે સુંદર ઝુબઇદા જે ઘીના ભારોભાર મારા સાથના મીઠાનો અને મેવા ખાતી હતી, તે સુકી રોટી ઉપર છ. દીવસમાં પોતેબી સુકાઇને લેવાઇ ગઇ! તે આખો દહાડો અને આખી રાત બસ રડતી, અને રડતી, ઉંઘતી તયારેબી તે સુખથી ઉંઘતી નહીં હતી, પણ ખાબમાંથી જબકી ઉઠતી, અને નીંદમાંબી તે ચીખ ઉપર ચીખ મારતી!

સંગદીલ બેહેરામખાન તે જોઇને જરાબી નરમ બન્યો નહી, પણ કઠણ હૈડાંનો તે બુઢો પોતાની ઝાત્તીમાં ગોયા પોતાના દીલને પત્થરથી મઝબુત અને ફૈલાદથી સુખ્ત કરી ચુકયો હતો!

ઝુબઇદાને બંધ કીધાને છઠા દીવસની સ્હાંજ તે હતી. તે અરધી જવાની ખોઈ બેઠેલી જાનથી કંટાલેલી ઔરત તે બપોરની પેલી રોટી ખાધાં વગરજ ઝમીનપર પડીને સુઈ ગયલી હજુણ ઉઠી નહી હતી, મગર તે ખાબ જોતી હતી. તેણે સ્વપ્નામાં જોયું તો તેનો આશક સઓલતબેગ સામો ઉભેલો હતો, અને તેથી તેને જોઇને ઝુબઇદા ઊંઘમાંને ઉંઘમાંજ બડબડવા લાગી. " સઓલત!

ા ક્યાં છે? મ્હને છોડીને તું ક્યાં ગયો ? અરે, મેં કે જેણે ત્હારે વાસ્તે પોતાનું તન–મન–ધન આપ્યું, તેને બચાવવા તું હજુણ સુધી ક્યાં રહયો ? અફસોસ, વફાદારી, આએજ. છે કે તહારી જફાકારી ? બોલ, જરાકબી તો બોલ, ઓ સઓલત, તું કે જે મહને વફાદાર રહેવાનો હતો, અને મહને સહુથી વધારે અઝીઝ માનીને મહારા બાલનેબી વબાલ નહી પહોંચે તેમ સદા રહેવાનો હતો, તો હવે ક્યાં ગઇ તે તહારી વફાદારી અને ઝબાનદરાઝી? જુઠ, કેહવું બધું જુઠ ! એકવાર તહારી માશુકને જોવા વટીક તું નહી આવયો ! પયારા, પયારા મહારા સઓલત, બોલ–જરાકબી તો બોલ ! તું મહને જોયા શું કરેછ? અફસોસ, મહારી વહી ગયલી જવાનીને જોઇને તું દીલગીર થાયછ? દીલગીર ના થા, નસીબમાં જે હતું તે થયું ! સઓલત, તહારી પયારી પયારી આંખો તું મહારી આંખો-માંથી ખસેડી ના લે, શું તું મહને જોઇને હવે કચવાયછ કે ? ના કચવા, તહારો ચહેરો મહારી સામેથી ના ફેરવ, હું તેજ તહારી ઝુબઇદા છું કે જે તુને દુનયાની સઘળી અઉરતોમાં વધારે ખુબ-સુરત અને વધારે અઝીઝ હતી. તું મ્હારી તરફ ધિકકારથી જોયછ ! અફસોસ, હવે જયારે મ્હારી પર પડેલા સીતમથી હું કરમાતી જાઉંછ તયારે તું કાલા ભમરાંની મીસાલ તે કરમાતા ફુલને છોડીને ચાલી જાયછ? કયાં જાયછ? બીજી કોઇ ફુલની કલીને શોધવા ! જા,–જા, ઓ સીતમગર, મ્હારાં જેવી અબળાને તેના દુઃખી વખ-તમાં છોડીને, તેના સુખને લુટીને બરબાદ કરયા પછી જાયછ, તો જા ! પણ યાદ રાખ સઓલત, કે એમ બેવફા થઇને મહને છો-ડીને તું ચાલી જશે, તો મહારી કરમાઇ જતી જવાની પોતાની જલેલી આશનાં બદલામાં તહારીપર કીનો–કીનો–કીનો લેશે."

"તહારી જલેલી આશ સઓલતપર કીનો લેશે, તો મહારી ધુળ મલેલી આશ તહારીપર કીનો લેશે." એક મોટા ગડગડાટ

સાથે ખાનખાનાન બેહેરામખાન, જે તયાં ઉભેલો હતો તે ઝુબઇ-દાની ખાબનો બડબડાટ સાંભળીને, પુકારી પડયોં !

ઝુબઇદા તે આવાઝ સાંભળીને એકદમ ઊંઘમાંથી જબકી ઉઠી. તેણે પોતાની આંખ ચોલી, અને તે જે ખાબમાં પોતાને સઓલત સામે ઉભેલી સમજતી હતી, તે હમણાં તહેખાનાનો ખયાલ આવતાંજ કંગાલ બની; અને વલી પોતાની સામે પોતાના ઝુલ્મગાર ધણીને હાથમાં ચાબુક સાથે જોઇને તે થરથર ધરૂજવા પડી !

તે વધારે ધરૂજી એટલા વાસ્તે કે તેની ખાબમાં કદાચ તે કાંઇ જે સઓલતને ઠપકો આપતી બોલી હતી તેનો બડબડાટ ખાનખાનાને સાંભળયો હોય !

"હજુણ તું તે બેશરમ છોકરાને ભુલતી નથી, કેમ ?" બેહે-રામખાને ઝુબઇદાને, જાગી ઉઠી ઉભેલી જોઇને ગુસ્સાથી કહ્યું "છ દહાડામાં છવીસ વરસ ગુઝરી ગયા હોય તેવી બેહલાઇ ગઇ, સીતમપર સીતમ ખમેછ, તોબી તે પાપી છોકરાની યાદ તું એટલે વેર કર્યા કરેચ કે તેને ઉંઘમાંથી જોયચ અને પયારથી બોલાવેછ ? હયફ છે તારી પાપી ઝીંદગીપર."

અને તેણે તેમ બોલતાંજ ચાબુકનો માર ચલાવયો. નાઝુક ઝુબઇદા, કરૂ ખાઇ ખાઇને રડતી હતી અને ચીખ ઉપર ચીખ મારતી હતી, મગર તે છતાંબી તે સંગદીલ શઓહર એક દજન ફટકા માર્યા વગર તયાંથી હઠયો નહી, તેનું પત્થરનું દીલ પીગલ્યું નહી, અને જયારે તે બાર ફટકા હયવાનીયત રીતે મારી રહયો ત્યારેજ તે એક થુ નાંખીને ત્યાંથી જતો રહયો !!

તે ગયો, અને ઝુબઇદા નૂસોસ ઝમીન પર પડીને હોશ ફરામોશ થઇ રહી.

થોડાં કલાક પછી તે રાતના બેહેરામખાન પોતાના મેહેલમાં

બેઠો હતો, જ્યારે તેનો એક ઘણો વફાદાર નોકર ધડકતી છાતીએ ત્યાં દોડી આવ્યો અને બોલ્યો " નામવર જનાબ, આપના ગુલામે આજે એક અજાયબ ચીઝ જોઇ! એક આદમી જે ઘણો વિચિત્ર રીતભાતનો લાગતો હતો તે મહને આપણા મહેલની આસપાસમાં ફરતો માલમ પડ્યો. હું તેની પુઠે પુઠ રહ્યો, અને સ્હાંજના ઝઝકળુ થતાંજ મેં તે વિચિત્ર રીતભાતના માણસને એક બીજા માણસ સાથે વાત કરતો સાંભળ્યો! મેં છુપેથી તેઓની વાત સાંભળી, જેમાં ગભરતું ફક્ત થોડુંજ જે જાણ્યું તેટલું મહને લાગ્યું કે પુરતું છે."

" તેં શું સાંભળ્યું ?" ખાનખાનાને પુછ્યું.

" જી, એક શખ્સ બીજાને સલમાનના નામથી બોલાવીને કહેતો હતો કે બેગમ ઝુબઇદાને તહેખાનામાંથી કાલ રાતના છોડવાનો ઠીક લાગ છે, કેમજે આપ નામવર આવતી કાલે રાતના બાદશાહ સાથે રાજ્યકારભારના કામમાં રોકાવાના છેઓ !"

" એટલું બધું ?" ખાનખાનાન બેહેરામખાન પુકારી કહ્યો " હું આવતી કાલે રાતના બાદશાહ સાથે રોકાવાનો છું તે ખાનગી વાતની ખબરબી તેઓને થઇ ગઇ! તઅજ્જુબ! અને વલી તેઓ ઝુબઇદા બેગમને તહેખાનામાંથી છોડવી લંઇ જવાના છે!!–મહને લાગેછ કે સલમાન તે કોઇજ નહી પણ પેલો અહંગ લુટારૂજ હશે, જે આપણને અને આંપણા સીપાહીઓનેબી લાચાર બનાવે છે."

" તો હવે કેમ કરવું જનાબ ?" નફરે અદબથી પુછ્યું.

" કરવાનું શું છે ?" બેહેરામખાન સરકશ થઇને બોલ્યો " લશકરી સીપાહીની એક ટુકડી કાલ સ્હાંજથીજ બાગીચામાં રાખજો અને ખુનરીઝી કરવી પડે તો લહુ રેડીનેબી લુટારૂ સલમાનને પકડજો–એવો મૌકો વલી ક્યારે હાથમાં આવવાનો છે " પણ પછી વલી બેહેરામખાને પોતાનો વીચાર પાછો ફેરવતાં જણાવ્યું " મગર નહી. આમ થતાં તો મહારી બરબાદ થયલી ઇજ્જતની વાત આખા દેહલીમાં જાહેર થશે, નામવર બાદશાહબી જાણશે, લોકોમાં મોટી હોહા થઇ જશે, અને મહારે માટે ઘણું ખરાબ

થશે. વલી ખુનરીઝીબી ચાલશે, જે બુરૂં થશે. તેના કરતાં તો કોઈ બીજી રીતે એ કામ અટકાવી શકાય તો સારૂ."

"મહને લાગેછ કે બેગમ ઝુબઈદાને આપણા તહેખાનામાંથી ખસેડીને બીજે કોઈ ઠેકાણે લઇ જવાનો હુકમ આપો તો એ વાત પર પરદો પડે. લુટારૂ નાસીપાસ થઈ જશે, તે ઝુબઈદા બેગમને બચાવયા વગર જશે, અને જો વલી આપણને લાગ ફાવી જશે તો આપણા બીજા નવકરોને લઇને તેને પકડીબી શકાશે."

"બેવકુફ, કેમ બનેછ!" મેહેરામખાને કહ્યું "વલી એવો અહંગ લુટારૂ જેની પાસે હથીઆરબંધ લુટારૂઓની ટોલી ને ટોલી છે, તે તહમારા જેવા નવકરોથી પકડાશેબી! એને પકડવા તો એક મોટી લશકરી ટુકડી જોઇએ, સમજ્યો, વાસ્તે, તું એમ કરઃ ઝુબઈદા બેગમને કોઇ બીજે ઠેકાણે લઇ જવાની ગોઠવણ કર અને ખામોશ રહી જા, લુટારૂ પોતાની નેમમાં ફાવશે નહી, અને મુંગો મુંગો તેબી જખ મારીને જતો રહેશે."

"ત્યારે મને એક વીચાર સુઝેછ, નામવર જનાબ" બે હાથ જોડીને તે નોકરે કહ્યું "થોડાજ દીવસની વાતપર મેં એક બુઢ્ઢા ઔરત સાથ ઓલખાણ પાડી હતી જેનું મકાન કોઈ જાણી નહી શકે તેવી રીતનું છુપુ કેદખાનું છે, નામવર બહલોલના કોઈ સીપાઇનેબી તે વાતની ખબર નથીજ, પણ મને કોઈ અજાયબ સંજોગે તે બુઢ્ઢાનો ભરમ ખબર પડી ગયોછ. એ બુઢ્ઢા ઔરત પોતાના ઘરમાં જાણે ગાલીચા બનાવવાનું ઔરતોનું કારખાનું રાખતી હોય તેમ દેખાવ રાખેછ, અને તેના છુપા ઘરમાં એક ભોંયરૂં છે. જ્યાં ભાડુ લઇને તે ભાડુતી કેદીઓને બંધ રાખેછ!"

"ઘણી તઅજ્જુબની વાત છે. એક બુઢ્ઢા ઔરતબી એવું કોઇ તહેખાનું રાખેછ કે?" મેહેરામખાનને પુછ્યું.

"હા, નામવર" નોકરે કહયું "અને મને લાગેછ કે બેગમ ઝુબઈદાને તે તહેખાનામાં બંધ રાખવામાં આવે તો લુટારૂ સલમાન પોતાની નેમમાં ફાવે નહી."

"ઘણી સારી વાત છે" એહેરામખાને તેની પીઠ ઠોકીને કહયું "જા, તે બુઢ્ઢી ઔરતને હમણા ને હમણા અહીં બોલાવી લાવ, કે આજેજ મધ્યરાતના ઝુબઇદાને તે પોતાને ત્યાં લઇ જાય! અને તે પછી તુને જે ફરજ બજાવવાની છે તે એજ છે કે ત્હારે એ લુટારૂ સલમાનની સાથે દોસ્તી રાખવાની કોશીશ કરવી. અને જાણી લેવું કે કોણે એને ઝુબઇદાને આપણા તહેખાનામાંથી છોડવવા કહયું ? જો પેલા બદમાશ સઓલતે તે લુટારૂને એ કામ માટે રોકયો હોય તો સઓલત દેહલીમાંજ હશે, અને છુપો હશે, જેને શોધી કહાડવાની તલ્લાસમાં ત્હારે રહેવું, અને વળી લુટારૂ સલમાન પોતેબી કોઇ રીતે આપણી જાળમાં ફસે તેવુંબી તેં કામ કરવું. જો તું એ તહારી ફરજ બરોબર બજાવશે તો ઇનામથી તુને માલામાલ કરી નાખશ."

"બહોત ખુબ નામવર."

* * *

તે મધ્યરાતના ઝુબઇદાને ખાનખાનાન એહેરામખાનના મહેલમાંના તહેખાનામાંથી ખસેડીને "મુફલીસ ઔરતોના ગાલીચા બનાવવાના કારખાનાં"ના નીરદોશ નામ હેઠળના છુપા ભોંયરામાં કેદ કરવામાં આવી જ્યાં ઔહરાએ મરીયમને કેદ કરાવી હતી!

ત્યારે આપણી વારતામાં કોઇ અજાયબ પ્રકારનો સંજોગ થઇ ગયો હતો!

મુફલીસ ઔરતોના ગાલીચા બનાવવાના કારખાનામાં મરીયમ અને ઝુબઇદા કેદ પડી હતી!—સરકારી કેદખાનામાં સલીમ અને ઇસાકુર કેદ થયા હતા!—અને લુટારૂ સલમાનના ભોંયરામાં હુસેન અને સઓલત હતા!—આ એક અજાયબ સંજોગ હતો, જેનાથી આપણે વધારે અજાયબી ઉપરજ જવા માટે આવ્યા છીએ!

---

# પ્રકરણ ૩૧ મું.

## સલીમને સઝા !

ત્યારે હવે આપણે સલીમ તરફ પાછા ફરશું.

તે દીવસ આવયો જ્યારે સલીમની તપાસ ચાલી અને સંગીનાનું ખુન કરવાના વાંક માટે તેને અજાયબી તો એ હતી કે આપણી વાર્તાના બીજા એક નાયક ખાનખાનાન બેહેરામખાન સામે અદાલતે ખાસમાં ઉભો રાખવામાં આવયો ! તે, સલીમ, જ્યારે અદાલતમાં બે સીપાઇઓ સાથે દાખલ થયો તયારે તેની જવાની અને તેના દમામદાર દેખાવ સાથની તેની ખુબસુરતીથી જોનારાઓ બે ઘડી છક્ક થઇ ગયા; મગર તેઓ શું જાણુતા હતાં કે તેઓનું છક્ક થવાનું તકલીદી હતું, કેમજે જંગલનો એક ચસીવસી રહેલો ઘરડો જે દાંત વગરનો એક બોખો ખોખો હતો તેજ આ સલીમ હતો જે શયતાનનું બે ઘડી રમતનું રમકડું બનીને પોતાનું ઇમાન વેચીને તકલીદી જવાનીમાં દાખલ થયો હતો !

અદાલત બેસતાં ખુદ બેહેરામખાને પોતાના હોદ્દાની રૂએ સલીમની તપાસ ચલાવતાં સવાલ કીધો "અએ જવાન શખ્સ, તુંને ત્હારી પોતાની હમશીરનું ખુન કરવાના વાંક માટે આ અદાલતમાં ખડો કીધેલો છે; અને મહને આશા છે કે તુંને જે સવાલો કરવામાં આવશે તેના ખરા જવાબો આપીને અગર જો તું નીરદોશ હશે તો છુટી જશે, અને નહીં તો ત્હારા કીધેલા કરતુકની સઝા પામશે. બોલ, તું અસલ રહીશ કયાંનો છે અને આટલો બધો તવંગર તું દેહલીમાં આવ્યા બાદ થયો કે તે અગાઉ? અને તેં મરનાર સંગીનાનું ખુન કીધું કે નહી?

સલીમે તે સાંભળીને જવાબ આપ્યો "નામવર ન્યાયધીશ, હું અસલ રહીશ દખણનો છું; અને મ્હારી દઉલત મેં મુસાફરીમાં જમાવ કીધી હતી. મોટી દઉલત એકઠી કર્યા બાદ મ્હને દેહલીમાં આવીને રહેવાનું થયું, અને દેહલીમાં આવતાંજ એક મોટું આલીશાન જુનું મકાન ખરીદયું, અને તેમાં સેંકડો મઝદુરોને મોટા દામે નોકરી રાખી ઘણા થોડા વખતમાં મ્હારા મનને ગમતા ફેરફાર સાથનો એક મહેલ બનાવયો, અને તેમાં હું રહેવા લાગયો. મેં મરનાર સંગીનાનું ખુન કીધું નથી."

"મરનાર સંગીના ત્હારી બહેન હતી, કેમ?" બહેરામખાને સવાલ પુછયો.

"નહી," સલીમે કહયું, આખી અદાલત આ નવી વાતથી અજાયબીમાં ગરકાવ થઇ!

"નહી?" બેહેરામખાને ભવાં ચઢાવીને પુછયું "તો સંગીના ત્હારી કોણ હતી ત્યારે?"

"તે માહરી એક અતલગની સગી હતી" સલીમે ઠંડે કલેજે જવાબ આપયો.

"અતંલગની સગી, મગર કેવી રીતનું સગપણ?" ખાનખાનાન બેહેરામખાને તેટલાજ દમામે ફરાથી પુછયું.

"તે સવાલનો જવાબ આપવા હું ના પાડું છું" સલીમે કહયું, અને બેહેરામખાનનો ગુસ્સો તે સાંભળીને વધયો.

"બંધવા આ અદાલત છે, અને અદાલતમાં પુછેલા સવાલોના જવાબો તને આપવાજ પડશે, વેનાં નાહકનો વગર ગુનાહએબી તું જાન ગુમાવી દેશે, બોલ, મરનાર સંગીના તારી બહેન નહી હતી તો શું તારી ધણીઆણી હતી?"

"નહી નામવર નયાયધીશ" સલીમે નમીને કહયું. "સંગીના મહારી મોહરદાર નહી હતી."

"તયીરે કોણ હતી ?"

"મહને માફ કરો," સલીમે જણાવયું, "હું તે સવાલનો જવાબ આપી શકતો નથી."

આખી અદાલત પોતાની અજાયબીમાં વધારોજ કરી શકી, અને તે સવાલને ફરી ફરીથી નયાયધીશે પુછયો, તોબી તેનો જવાબ સલીમ તરફથી આપવામાં આવયો નહીં!

તેથી, નયાયધીશે તે સવાલ છોડી દીધો, અને બીજો પુછયો "બંધવા, તું કહેછ કે તેં સંગીનાનું ખુન નથી કીધું, ઠીક, તો તહારાં કપડાં લહુથી ખરડાયલાં કેમ મલી આવયાં?"

"જી, નામવર" અદબથી સલીમે જણાવયું "ખુનની રાતની આગલી રાતે હું બહાર ફરવા ગયો હતો, અને નીશામાં ચકચુર આખી રાત બહારજ રહેલો. જંગલમાં બટકેલો હોવાથી કાંટાં અને ઝાડી ઝાંખરાં લાગવાથી મહારા શરીરના કોઇ ભાગમાંથી લહુ નીકલયું હતું, અને મહારાજ લહુથી મારાં કપડાં ખરડાયાં હતાં."

"લેકીન, મલી આવેલાં ખરડાયલા કપડાંપર તો લહુ તાઝુજ હોવાની સાબેતી હતી!" બેહેરામખાને કહયું.

"તે વાતની મહને ખબર નથી, અને તેનો ખુલાસો હું આપી શકું તેમબી નથી." સલીમે અસલીજ ઠંડી ઢબે જણાવયું. તેને પુરતો ભરૂસો હતો કે શયતાન પોતાની શરત મુંજબ તેને બચાવવા બંધાયલો હતો, અને તેથી આ અદાલત ગમે તે પરીણામ પર આવે તોએ તેની ફીકર તેને રહેજબી કરવાની નહી હતી!

"ઠીક." ખાનખાનાને જણાવયું "વધારે સાંભળ, અને તેનો જવાબ આપ. તહારા આખા મકાનની તપાસ અમારા સીપા-

ઇઓએ લીધી છે, અને તેઓ જણાવે છે કે તહારા ઘરમાં કોઇ વિચિત્ર પ્રકારની થોડીક તસ્વીરો તાંગેલી છે, એ વાત શું ખરી છે?"

સલીમ તે સાંભળીને ફીકો પડી ગયો !

બેહેરામખાને એક સીપાઇને હુકમ કીધો કે મલેલી તસ્વીરો અદાલતમાં દાખલ કરવી. જેથી, ત્રણ તસ્વીરો લાવવામાં આવી.

એ ત્રણ તસ્વીરોમાંની બેનું વરણન આપણે આપણી વાર્તાના આગલા સફાઓમાં વાંચી આવયા છીએ, અને ત્રીજી તસ્વીર તો તે હતી કે જે સીહા કપડાંથી બંધ રાખવામાં આવી હતી, અને જેને નહીં જોવા માટે સલીમે સંગીના સાથે શરત કીધી હતી !

મગર, સલીમ તે તસ્વીરને અદાલતમાં જોઇ સરબસર ધ્રુજ્યો !

તે તસ્વીર શયતાનની હતી, જેમાં શયતાન હસ્તો ઉભો હતો અને તેની સામે એક ફાડી ખાનારૂં વરૂ હતું !!

"બંધવા." ખાનખાનાન બેહેરામખાને ગુસ્સાથી સલીમ તરફ જોઇને કહયું "તું દેખીતો એક પાપી પલીદ માણુસ માલુમ પડે છે. તારો ચહેરો સુફેદ અને ખુબસુરત છે, મગર બાતીનનો તું બદ, નીચ, અને લાનતી મને તો લાગે છે. તારા જેવાં બદ બાતીન માણુસોજ શયતાનની અને ઇબલીસની તસ્વીરો પોતાના ઘરમાં રાખે. અને વધારે તો એ છે કે શયતાનની સાથે તુંને કાંઇ લાગતું વળગતું હોય તેમ તું વીચીત્ર પ્રકારની તસ્વીરો તેની અને તારા સંબંધની ચીતરાવે છે !

"ઓ, સુફેદ ચામડીના બાતીન ખરાબ જવાન, મહને લાગેછ કે ત્હારા મેલા દીલથીજ તું એક નવ જવાન ઔરતનું ખુન કરવા લલચાયો હોય ! હું અનુમાન કરી શકુંછ કે ત્હારા પાપી કાઈ બુરા વીચારોને તે અફરત મબ્તા થઈ નહીં, અને તેથી તેં તેનીપર ત્હારૂં દબાણ ચલાવ્યું; મગર જયારે તેણે ત્હારી વાત માનવા નાની

નાજ પાડી હોય ત્યારે તેં ગુસ્સે થઇને તેનું ખુન કીધું હોય ! તું અદાલતમાં સવાલના જવાબો બરોબર આપતોજ નથી, અને તેથી ઇનસાફને પોતાનો રસ્તો લેવામાં મુશકીલી પડે છે. મગર બધા પુરાવા ઉપરથી એજ ખરૂં હું માનું છું કે મરનાર સંગીનાનું તેંજ ખુન કીધું હતું; અને તેથી તે ખુનને માટે તહારૂં સર જલ્લાદના છુરા તલે મુકીને ઉડારી દેવામાં આવશે."

"હું નીરદોશ છું." સલીમે ટુંકમાં કહયું.

"નીરદોશ હતે તો તમામ ખુલાસો તું અદાલતને કરી દેતે ! તું નીરદોશ નથીજ, પણ પુરો દોષીત છે, અને તેથી જેમ તેં રાતની વખતે એક નવજવાન છોકરીને જાનથી બેજાન કરી નાંખી, તેજ પ્રમાણે તુનેબી રાતની વખ્તેજ જલ્લાદના હાથે, બેજાન કરી નાંખવામાં આવશે. આ મહીનાના આખરી દીવસે રાત પડતી વખતે બતી થવાને શુમારે તુને સંગીનાનું ખુન કરવાના વાંક માટે જલ્લાદના છુરા તલે મુકીને તહારૂં માથું ઉડારી મુકવામાં આવશે."

તે સાંભલીને સલીમનાં મુખમાંથી એક ધીમી ચીખ નીકળી ગઇ.

"જાઓ—સીપાઇઓ, ખુનીને લઇ જાઓ." બેહેરામખાને કહયું, અને પછી અદાલત બરખાસ્ત કરવામાં આવી.

આપણેબી અજાયબી સાથેજ જાણયું છે કે સલીમને તે વખતે મારવાનો હુકમ આપવામાં આવયો હતો કે જે વખતે તો તે શયતાન સાથ કાંધેલા કબાલા મુજબ આદમની શકલમાંથી બદલાઇને હયવાન બની જવાનો હતો ! !

---

## પ્રકરણ ૩૨ મું.

### સેરને માથે સવાસેર !

સલીમને સઝા થઇ તેજ રાતના લુટારૂ સલમાન તેને છોડવવાનો હતો; અને તેમ તે પોતાને આપેલાં વચન મુજબ ઝુરૂરજ કરશે એવે ભરૂસે ઝોહરા હતી ! મગર, લુટારૂ સલમાન તો તેજ રાતનાં સલીમને બચાંવવાને બદલે ઝોહરાને પોતાને ઉપાડી જવાની બધી તઇયારી કરતો હતો ! !

સલમાન ઝોહરાપર તેની પુરી બહાદૂરી અને પાપી દીલેરી માટે મોહીત થયો હતો; એટલુંજ નહીં, પણ તે કાંઇક તેના ખુબસુરત ચહેરાનો પરસ્તારબી બન્યો હતો ! સલમાને પોતાની ઝીંદગીમાં ઘણી ઔરતો જોઇ હતી, પણ તેના મગઝમાં અને મનમાં એજ સમાઇ રહયું હતું કે ઝોહરા આલા દરેજ્જાની સુંદરતા ઉપરાંત મોટી હુશીયારી અને શેરનું દીલ ધરાવતી હતી ! તેણે નઝરો નઝર ઝોહરાને સંગીનાનું ખુન કરતી જોઇ હતી, અને તે પાછલથી સમજી તો ગયો કે સલીમના પયારને માટે અદેખી બનીને ઝોહરાએ ધોખો ખાઇને સંગીનાનું ખુન કર્યું હતું, તોબી તે પાછો પડયો નહીં, અને સલીમનો હરીફ થવા તે ખુશી અને તઇયાર થયો !

વળી ઝોહરાને કાંઇ તેના ઘરપર જઇને ઉપાડી લાવવાની નહીં હતી, પણ તે પોતે ચાલી ચલાવીને સલીમને બચાવવા આવનાર હતી, અને તેથી તે લાગ લુટારૂ માટે ઘણો સ્હેલો થઇ પડનાર હતો.

રાતના આશરે દશ વાગતાનો શુમાર થયો હતો, જયારે મુકરર કરેલી જગ્યાપર બે ઘોડેસ્વારો ઉભેલા હતા, અને જેઓ નીકાબપોશ થયલા હતા ! તે બે સ્વારોમાંનો એક લુટારૂ સલમાન

પોતે હતો, અને બીજો તેનો સાથી હતો, થોડે દુર બીજા બે લુટારુઓ છુપાયલા હતા, જેઓ પણ ઘોડાપર બેઠેલા હતા, મગર તેઓ પાસે વગર સ્વારનો એક ત્રીજો ઘોડાબી ઉભો હતો !

થોડો વખત થયો કે સલમાને પોતાના સાથીને કહયું "બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ. મહને લાગેછ કે દેહલીના ભોંયરામાં એને લઇ જાઉં તેના કરતાં દરીયાવપારના આપણા ભોંયરામાં થોડો વખત રાખું, અને પછી અહીં લઇ આઉં."

"સારી વાત છે," સલમાનના સાથીએ કહયું.

"સારી વાત તો છેરે" સલમાન હસીને બોલ્યો "પણ વળી તું કાંઇ અહીં ઘોંટાલો કરતો ના. હું દેહલીમાં પાછો આઉં તયાં સુધી તું બધું કામ જેમ છે તેમજ રહેવા દેજે. કોઇ નવો સાહાસ માથે ઉઠાવવા જતાં પેલી વખતની મુઆફક કાંઇ ચૌરનું દૈર ના કરી નાખતો, કે જેથી વલી પાછું સરકારી કઇદખાનામાં ગીરફતાર થઇ જવું પડે ! બીરાદર, બધું કામ જે કરીએ તે ઘણી સંભાળથી, પુખ્ત વિચારથી અને ચાર બાજુએ જોઇને કરીએ કે જેથી આપણે ફસીએ નહી. બીજા ફસે તો જહનમસર, પણ આપણે તો બચવું જોઇએ ! મારે, બીરાદર, ચાર બાજુએ જોઇને કામ કરવું જોઇએ."

"જે દહાડાથી મેં તેં ખુન કીધાં ત્યારથી તહમે મહને તો ઘણા માયા કરોછ" સલમાનનો સાથી બોલયો "અને મહને તહમે ઘડી ઘડીએ ચાર બાજુએ જોવા કહોછ, પણ મહારા આગલા પ્રીક્રમોનબી તો યાદ કરશો કે નહી ? તહમે બીલકુલ હવે ફીકર ના કરો, તહમો ઝોહરાને ઉપાડીને દરીયાવપાર જાઓ અને શાદી કરીને જયારે પાછા આવો તયારેજ આપણે કોઇ સાહાસ કર્મ કરશું, નહી, તો તયાંવેર તહમારા વગર હું એક નવું દગલુંબી ભરશ નહી, પણ

ભોંયરામાંજ પડીને આપણા ભાઇબંધો સાથે મોજ કર્યા કરેશ. હવે તો તહમારા જીવને કરાર રહેશે કેની ?"

• "ઘણી અચ્છી વાત કહી." સલમાન બોલ્યો.

"વારૂ, પણ હવે પેલા બેનું કેમ?" સલમાનના સાથીએ કોઇ ચીજ યાદ આવતાં પુછયું "પેલા હુસેનને અને સઓલતને ભોંયરામાંજ રાખવાના કે? તહમોને પાછા ફરતા કદાચ બે ચાર મહીનાબી નીકળી જાય તો તેઓ માટે કરવાનું તે શું? બેસાડીને ખીચડો ખવડાવવાનો કે?"

"હા, રહેવા દે" સલમાને કહયું "હું પાછો આઉં ત્યાં સુધી એ લોકનેબી નીરાંતે ભોંયરામાં મઝાહ મારવા દે. લેકીન, તું એક કામ ઝુરૂર કરજે."

"તહમે તો કામ કરવાજ ના કહોછ તે!" સલમાનના સાથીએ હસીને કહયું.

"પણ સાહાસ કમે ના કરતો, જરાક હીલચાલ બી તો કરશે, કે તમામ વખ્ત સુધી ભોંયરામાંજ આલોટ્યા ખાંશે! જો, સાંભલ, પેલી ઝુબઇદાને મેલવવાને માટે આપણે હારી ખાધી કેમજે તેને તેના ધણીએ પોતાના મહેલના તહેખાનામાંથી ખશેડી દીધીછ, મહને ખબર થઇછ કે ખાનખાનાને તેને મારી નથી નાંખી પણ તે જીવતી કેદ છે, અને બીજે કોડે બંધમાં પડેલી છે. ત્હારે ફક્ત એટલુંજ કરવાનું છે કે એ ઝુબઇદાને કયાં લઇ જવામાં આવીછ તે શોધી કાઢવું, બીજું કાંઇજ નહીં. તેહલું કામ કરી રાખજે, અને પછી હું પાછો ફરૂં કે પહેલું પ્રાક્રમ આપણું એ થશે કે ઝુબઇદાને છોડવવી."

"ખામોશ રહો સરદાર" સલમાનના સાથીએ કોઇ આકારને તેઓ તરફ આવતાં જોઇને કહયું "મહને લાગેછ કે ઝોહરાજ મરદાના લીબાસમાં અહીં આવેછ."

આખરે, સુફેદ કાંચલી તલેની તે સાંપણ આવી! તે મરદાના લીબાસમાં તો ઘણી વધારે ખુબસુરત સલમાનની નઝરોમાં લાગી!

જેવી તે પાસે આવી કે સલમાનના સાથીએ ઘોડેથી કુદીને તેને કોઇ પ્રવાહી સુંઘાડી દીધી, જેથી તે બેહોશ થઇ ગઇ. અને સલમાને સાપટી ફેડીને છુપાયલા બે ઘોડેસ્વાર ભાઇબંધોને પેલો સ્વાર વગરનો ઘોડો લઈ આવવા હુકમ આપયો. ઘોડો આવયો કે તેનાપર ઝોહરાને સુવાડીને તે પડે નહી માટે બાંધી લેવામાં આવી, અને ડાબે હાથે પોતાનો ઘોડાને દોડાવતા અને જમણે હાથે સાથવાલા ઘોડાને પકડતા લુટારૂ સલમાને જંગલ તરફ ચાલુ મુકયું.

સંગીનાની ખુની ઝોહરા, મરીયમપર સીતમ ગુઝારીને, પોતાના બાઇપર ઝુલમ કરી એક હમશીર નહીં પણ એક શમશીર હવે પુરવાર થઇ હતી: મગર તે શમશીરને આજીજ કરવા બીજી કોઇ વધારે ઝોરાવર અને તેઝ શમશીર કુદરતે તઇયાર કરી હતી. ઝોહરા સેર હતી, તો સલમાન બળી તેને હંફાવનાર એક સવાસેર પુરવાર થયો હતો!!

ઘણી લાંબી મનઝલો કાપયા પછી ઝોહરા જયારે બેસુદ્ધીમાંથી હુશયાર થઇ તયારે તે પોતાની હાલતથી વાકેફ થઇ! તે સુધીમાં આવ્યા પછી સલમાનની સામે થઈ, મગર સલમાને સાથે લીધેલો ઝોહરા માટેનો ઘોડો જંગલમાં એક ઝાડ સાથે બાંધી દીધો—અને ઝોહરાને પોતાનાંજ ઘોડાપર પોતાની આગળ પછાડી લીધી, અને તેને પોતાના પંજા તળે દાબેલી રાખીને તે જંગલોનાં જંગલો કુદાવતો આગળ ગયો!

આખરે બીજી બપોરે તે આસાએશ લેવા માટે જયારે થોભયો, ત્યારે ઝોહરા તેનાથી દુર ખોરાક ખાતી ભારી અફસોસમાં લાગેલી બેઠી બેઠી મુંગા નીસાસા નાંખતી હતી!

---

# પ્રકરણ ૩૩ મું.



## સલીમની મુલાકાતે શયતાન!

પોતાને મળેલી ભયંકર સઝા ઉપર ખ્યાલ કરતો સલીમ ઉપલા બનાવની છઠી રાતના બેચયન અને બેકરાર અફસોસનો દમ ભરતો બેઠો હતો. તે વધારે ગમ એટલા માટે કરતો હતો કે તેને સઝાનો હુકમ મલ્યા પછી છ દીવસ પસાર થયા હતા છતાં જો તેની પયારી ઝોહરા તેને મલવા માટે આવી નહી હતી! તે જાણતો હતો કે તે મુગી—બહેરી સુંદરી એટલી બધી ચાલાક હતી કે ગમે તે કરીનેબી તેને તે દીલાસો આપવા આવયા વગર રહેજ નહી; પણ, જયારે તે આવી નહીં તયારે તે મનમાં હઝારો ખયાલતો ઉભા કરીને કોઇ દમમાં ઠંડી સાંસ લેતો, તો કોઇ દમમાં ગમનો દમ ભરતો!

તેણે ઝોહરાના અથાક પયારનો ખ્યાલ કરતાં પોતાની પહેલી જવાની વખતે જે ધણીઆણી તેની ગરીબાઇના વખતમાં તેને જંગલમાં મલી હતી તેની યાદ કીધી! તેણે પોતાના વિચારો પોતાની પહેલી જવાની વખતની મુફલીસી તરફ દોડાવતાં યાદ કર્યું કે તે વખતે તેની ધણીઆણી એટલી બધી તેને ચાહતી ન હતી કે જેટલી બધી તેની આગળ બીજી જવાની વખતે તેને ઝોહરા ચાહતી હતી! તેથી, તેને લાગયું કે શયતાન સાથેની શરતમાં તેણે એક મોટો ફાયદો એટલોજ મલયો હતો કે તેને એક ઘણા પ્યારની માશુક હાથ આવી હતી!!

પછી તે સંગીનાના ખુનની યાદ કરતો બેઠો, તેટલાં તેણે જોયું તો બતી ધીમે ધીમે કમતી થતી ગઈ અને તે આપોઆપ ગુલ થઇ ગઇ! બતી ઓલવાયા પછી સામેની દીવાલ ઉપર કોઇ જાતનો ચલકાટ ફેલાયો, અને તે અજાયબી આપનારા ચલકાટની વચેથી કોઇ

આદમીની શકલ દેખાઇ, જે તેણે યાદ કરી તો તેની ઝઇફીમાં તેના ઝુંપડામાં તુફાન વખતે દાખલ થયલા પેલા ભેદી પુરૂષનીજ સુરત હતી !

તે શયતાન હતો ! અને તેના ચહેરાપર મુરઝાયલું—કડવું—નફરતભર્યું એક હસવું પથરાયલું હતું ! સલીમ તેને ફાટે ફાટે ડોળે જોતો બેસી રહયો, અને શયતાને ગંભીર આવાઝે કહયું, "સલીમ ! તુને જે બોલાવેછ તેને તું ઓળખેછ કે ? બોલ હું કોણ છું ?"

"મનહુસ ઇબલીસ !" સલીમે ગુસ્સાથી કહયું. "દુનયાની નેકી ઉપરનું એક સીહા ચદ્દર !"

"હા, હું સીહા ચદ્દર છું જે દુનયાની નેકીને ઢાંકી નાખુંછું" શયતાન તેવાજ ધીકકારના હસવાથી હસતાં હસતાં બોલ્યો "મગર તમો તે ચદ્દરને ઉડતી આવતી જુઓ છો છતાંબી કેમ તમારી અકકલ વાપરીને તેને દુર ઉડારી નાખતા નથી, પણ કેમ અકકલ બેવકુફ બનીને તમારી નેકીઓપર તેને પડવા દો છો ? દુનયાની મોજબી ચાખવી, અને નેકીનેબી સંભાળવી, એમાં ઘણી કુનેહનું કામ હોય છે. અસંતોષી, લાલચુ અને તકલીદોપર લુભાતા આદમીઓ તેવી કુનેહ જાણતાંજ નથી; અને તેથી તેના અંજામમાં શયતાનની દામે મકના કઇદી બની તેની જાળમાં ગીરફતાર થાય છે; અને ખરાં બહીશતને ગુમાવી તકલીદી મોજના જહન્નમને પસંદ કરે છે, જે સીરફ ઉપર ઉપરનો ચળકાટ બતાવીને આખરે તે ઉંડા ગારમાં હોમાવે છે જેમાં દુઃખ સીવાય કોઇ સુખજ નથી !"

"મગર, હવે તું મ્હને જવા દે—છોડી દે, ત્હારા હાથમાંથી મ્હને રીહાઇ આપ." સલીમે પોતાના બંને હાથો જોડીને તેને સમજાવયું.

"નહી, કદીબી નહી." શયતાને પુકાર મારયો "ત્હારી સાથે શરત થઇ ચુકી, અને હવે હું તે શરતની સાંકળથી તહને છુટો પાડી

શકનારજ નથી. ઓ હઇયાંફુટ્યા આદમ, પહેલાં તારી અકકલ ક્યાં ગુમ થઇ હતી, કે આજે સુધ ઉઘડી ?"

"મગર, ઓ મનહુસ શકલ પલીદ" સલીમે હવે ગરમ થઇ જઇને પુકાર માર્યો "તેં તો દુનયાની મોજમઝાહ ચખાડવા મહારી સાથે શર્ત કરીને મ્હને તારા કાબુમાં લીધો, તો બતાવ કે તું તહારી શરત પુરી કરી શકયોજ ક્યાં ? તેં તો મ્હને આજ કેટલા કેટલા દીવસો થયા આએ ભયંકર કેદખાનામાં હોમાવ્યો, તો બોલ કે તહારૂં વચન ક્યાં રહ્યું ? મ્હને ડરામણી સઝાનો હુકમ મલયો તોબી તેં તહારો કૌલ ક્યાં પાલયો ?"

"હા–હા–હા–હા–હા !" શયતાન તે સાંભલીને મોટેથી હસ્યો "બેવકુફ આદમી, તહમે બધાં એમજ સમજો છો કે શયતાન પોતાની શરત પાલવાં સદા બંધાયલોજ છે !—નહીં, તેમ નથી, જ્યારે તહમારા જેવા આદમીઓનું ઇમાન પવિત્ર રહેતું નથી, અને તે ઇમાનપર તહમો પાણી ફેરવો છો તો પછી શયતાનથી શું આશા રાખી શકો ? શયતાન તે તો શયતાનજ છે, તે તો તમને પોતાની જાલમાં ઉતારવાની હર બાહણે કોશીશ કરે છે, લેકીન તહમો પોતે કેમ તેમાં સ્હેલાઇથી ઉતરી જાઓ છો ?—પણ થોભ, ખુશી થા, કે હું તહારી ઉપર દયા કરવા માગુછું.—"

મગર અહીં એકાએક સલીમ ઉશકેરાયલો પુકાર મારીને વચ્ચે બોલયો "નહી–કદી નહી, તું તહારી દયા તહારેજ માટે રહેવા દે, અને મહને મહારી કમબખત શરતથી છુટો કર. મહારી ઝંઇરી ભલી હતી; તે ઝંઇરીમાં હું ઝમીનપર પડીને રીબતે તે હજાુણ પર વડતે, પણ તહારી વલંગરીમાં આગે કલંક લાગેલો મહને મહારી નસેનસથી કમકમાટ ઉપજાવેછ ! શયતાન, તેં મહને મોજ કરાવવાની શરત કીધેલી છે, અને નહીં કે કેદખાનામાં સબડાવવાની ! તું તહારા કોલપર સાબુત રહયો નથી, તો મહને હવે તહારી વધુ

વારે પરવાહ નથી ! મહને મરવા દે; મહને પાછો ઝઇફ થઇને મરી જવા દે, પણ તહારા પંજામાંથી મહને છોડી દે."

"હું છોડી દેતે, પણ તહારો પયાર જે ખુબસુરત સુંદરી ઉપર છે અને જે સુંદરી હાલ એક લુટારના હાથમાં સપડાયલી છે તેને ખાતર હું તુને છોડતો નથી, સલીમ, હું તુને તહારી ઝોહરાને ખાતર તુને મહારા હાથમાંથી હગણા છોડવા માંગતો નથી."

ઝોહરાનું નામ સાંભળીને વલી હોશપર આવેલા સલીમની હોશ ફરામોશ થઇ ગઇ ! શયતાનની વાતપર વલી પાછો તે દોરવાઇ ગયો, અને તેની પ્યારી માશુક કોઈ લુટારના હાથમાં સપડાયલી સાંભળીને તે અધારો મડી ગયો ! જેથી તેણે નરમ બની જઇને કહયું "મહારી ઝોહરા કયા લુટારના હાથમાં છે ? અને તે કયાં છે ?"

"હું તુંને હમણાજ બતાઉછ કે તે કયાં છે !" અને એમ બોલતાંજ શયતાને દીવાલ ઉપર હાથ ફેરવયો, જયાં એક ચીત્ર પયદા થયું !

તે ચીત્રમાં દરીયાવ દેખાયો, તે દરીયાવની અંદર એક જહાજ જણાયું, તે જહાજપર ઝોહરા હતી, અને ઝોહરા લુટાર સલમાનના હાથમાંથી પોતાને બચાવવા માટે મારફાડ કરતી હતી !!

સલીમ તે જોઇને માથાથી પગ સુધી થરકીને ઉશકેરાઇ જઇ બોલ્યો "ઓ, મહને તું મહારી ઝોહરા પાસે લઇ જા; હું તહારાજ કાબુમાં રહેવા ખુશી છું અગર જો તું મહને મહારી વહાલી ઝોહરાની પાસે લઇ જાય તો !"

અને એટલું સાંભલીને શયતાન અલોપ થઇ ગયો, સલીમ પેલા દરીયાવના ચીત્રને ગાયબ થતું જોઇને ગમ ખાઇ ઝમીનપર પડયો, અને બીજા ખુણામાં બેઠલો કઈદી ઇસાકર સલીમને મનમાં અને મનમાં લવારો કરતો અને બુમ મારતો સાંભલીને ગભરાઇ ગયો !!

# પ્રકરણ ૩૪ મું.

## તુર્ફાની દરીયાવતનું પરીણામ.

ઝોહરાને લઇને નીકળેલો લુટારૂ સલમાન પોતે આસાએશ લેતો અને ઘોડાને આસાએશ આપતો ત્યાં આવયો જ્યાં "પટણા" હતું. પટણા આગળ તેણે ગંગા નદી ઓળંગી અને બીજે કીનારે આવયો, જ્યાં દેહલીની મુઆફેક તેણે એક છુપું ભોંયરૂં રાખ્યું હતું; જે જોકે દેહલીના ભોંયરા જેટલું મોટું અને ખઝાનાથી ભરપુર તો નહીં હતું, મગર તેમાંથી થોડું-ઘણું જે હતું તે ભપકો આપનારૂં અને સલમાનના બીજા કેટલાક લુંટારૂઓને આરામ દેનારૂં હતું.

પટણાનાં તે ભોંયરામાં તેણે ઝોહરાનેબી ઉતારી, જ્યાં બે દીવસ તેઓ રહયા અને આગલો ઘોડો તયાં છોડી દઇ બીજો એક ઘોડો લઇને તે પાછો નીકલયો. તેણે તે ઘોડાને જહાજમાં ઉતાર્યો અને ઝોહરાનેબી જહાજમાં બેસાડી પોતે બેઠો, અને પાછા તેઓ ગંગા ઓળંગી ચાલયા. અહીંઆ આપણે યાદ કરી લઇશું કે શયતાને સલીમને કેદખાનાની કોટડીમાં દીવાલ ઉપર જે ચીત્ર બતાવયું હતું તે આ વખતનુંજ હતું, અને ખરેખરંજ તે ચીત્ર શયતાને ખરૂંજ બતાવયું હતું, જેમાં ઝોહરા સલમાનને પોતાથી દુર રાખીને હંફાવતી હતી !—આ વખતે ઝોહરા, પટણામાં સલમાને આપેલા, ઝનાના લીબાસમાં સજ થઈ ગઇ હતી.

અગર ચાહતે તો સલમાન ઝોહરાપર ઝોર વાપરીને તેને પોતાના પંજામાં દાબી દેતે, મગર નહીં. આપણે આગલબી જોઇ આવયા છીએ કે સલમાન એક લુટારૂ છતાંબી અમીરી ખસલહત ધરાવતો હતો. તે બનતાં લગી લોકોનું લહુ બહાવતો નહીં, અને

અમીર હતો, અને તેણું જ્યારે ઝોહરાને પોતાની તરફ નરમ નહીં થતી જોઈ તયારે તેના ઉપર ઝબરદસ્તી અને ઝુલ્મ કરવાથી દુર રહયો, અને તેનાથી દુર થયો ! તેણે મનમાં માની લીધું કે નવું પોપટ પાંજરામાં પુરવામાં આવયું હતું, અને તેને હલીમલી જતાં હજુણુ થોડા વખતની ઝુરૂર હતી ! ઝોહરા તેના સકંજામાં સપડાંયલી એક નવી નુરી હતી, અને તે નુરી સલમાને ધાર્યું કે વખતના વહેવા સાથે રફતા રફતા તેના હાથોમાં ખુશીથી બેસવાની, અને પયારથી પસરવાની હતી.

બીજી મુસાફરીમાં તેઓ તયાં આવયા જયાં ગંગા નદીનું મુખ હતું, અને જેને બીજે પાર હાલનું કલકતા શેહેર અસલી હાલતમાં આવેલું હતું. અહીંથી લુટારૂ સલમાન બંગાલાના અખાતના મોટા દરીઆવમાં સફર કરીને રંગુન જવા માંગતો હતો, જયાં દેહલીની માફક તેણે એક ભોંયરૂં રાખયું હતું !

તયારે આપણે જોયું છે કે આપણી વાર્તાને અધવચે ઉમેરાયલો આ લુટારૂ સરદાર કોઇ નહાનો સુહનો આદમી નહી હતો ! તે જેમ આપણી વાર્તાના મોટાં પાત્રોની સંફમાં થયો હતો, તે મીસાલ દુનયામાં તેના કામોબી બધા મોટા મોટાજ હતાં ! તે એક પ્રાકમી શુરો હતો, મગર લુટારૂ હોવાથી આપણે જો તેને શરીફ બદમાશ તરીકે પીછાણીએ તો તેમાં આપણે કાંઇબી ખોટું કરશું નહીં. તે દેહલીમાં મોટું ભોંયરૂં અને ઘણા લુટારૂ નઉકરો રાખતો હતો, તેમજ રંગુનમાંબી ધરાવતો હતો ! તે ઝમીનનો લુટારૂ હોવા ઉપરાંત દરીયાવમાં ચાંચીઆપણું ચલાવતો હતો, જેથી દરીયાવમાંબી તેનાં વહાણો ફરતા રહેતા હતા !

અને તેવુંજ એક ચાંચીઆ વહાણ આપણે બંગાલાના ઉપસાગરના કીનારાપર ઉભેલું જોઇશું. લુટારૂ સલમાન ઝોહરાને લઇને એક મછવામાં બેઠો, અને સલમાનને હાથ સપડાયલી ઝોહરાએ કોઇ ઠેડાવ મનમાં કરી રાખીને કાંઇબી આનાકાની કે તોડછોડ વગર

સલમાને ફરમાવયું તેમ કીધું. મછવામાંથી વહાણ ઉપર ચઢ્યા બાદ તેઓની સફર શુરૂ થઇ, અને પાણીની છાતીપર દોડતું તે ઘર સડં-સડાટ ચાલયું.

* * * * *

આપણી વાર્તાનો દેખાવ હવે એક ઉજડ ટાપુ ઉપર બદલાય છે, જે ટાપુ દરીયાવના વચે આવેલો ઘણો વેરાન છે.

ઝોહરા તે ટાપુપરે કીનારે બેઠેલી જણાય છે જેના તમામ કપડાં ભીના છે! બાલ ભીંજાયલા છુટા તેના ખભાંપર વીખેરાયેલાં પડેલાં છે, અને ઝોહરા પોતાની આંખ તુરતના ઉગતા સુરજના કીરણો જે દરીયાવમાં સુનહેરી રંગથી પડતા હતા તે ઉપર ઠેરવેલી રાખીને વીચારમાં મગ્ગુલ છે.

ઝોહરાથી થોડેજ દુર વહાણનું તુટીફુટીને છુટું પડેલું લાકડ-કામ તરતું રહીને પોતાની કાહાણીનું વરણન કહેતું હોય તેમ અં-હીંથી તહીં અફલાતું ઝીંકાતું હતું!

મગર, તે વહાણના ચાંચીયાઓ હાલમાં કયાં હતા?

તે ચાંચીયાઓ કે જેઓ બંદર નઝદીક હોય તો વેપારીઓ તરીકે પોતાને ઓલખાવે, અને દરીયાવમાં હોય ત્યારે ધમધોકાર બીજા વહાણોનો માલ લુટે!—અને હવે જ્યારે ઝોહરાને આપણે અકેલી જોઇએ છીએ, ત્યારે તેને ઉઠાવી લાવનાર સલમાન કયાં ગયો?

વાત એ હતી કે થોડાં દીવસની સફર પછી તે ચાંચીઆ વહાણને એક ઝબરદસ્ત મોટું તુફાન નડયું, તેઓ કયાં જાય છે તેની ખબર રહી નહીં, અને દરીયાવના મોજાઓ જે વહાણની અંદર અને છેક ઉપરથી મોટા આવાઝ સાથે પસાર થતા તેઓ તે વહા-ણને કયાંનું કયાં ઘસડી લઇ ગયા!

તુફાની મોજાઓની દયાપર તે વહાણ ખેણાતું આખરે કોસ

ખડક સાથે જઇ અફડીયું, અને એક મોટા આવાઝ સાથે વહાણના એક ભાગનો ચુરો થઇ ગયો !

ગભરાટ અને ગભરાટ તે બધા ચાંચીવાઓમાં ફેલાયો, અને થોડી પલ પછી તો બધા પાણીમાં પડીને કોઇ નીચે ગયું, કોઇ તરવાની કોશીશ કરતું રહયું, તો કોઇ છોલ સાથ અફલાઇ એક લાકડાને પકડીને સપાટીપર જણાયું!

મગર, સલમાન હજુણ તે ડુબતાં વહાણના ઉપરનું રહેલા એક ભાગપર હતો, અને તેણે પોતાના હાથોમાં ઝોહરાને મઝબુત પકડી લીધી હતી.

"ઝોહરા, મરશું તો હું ને તું સાથેજ મરશું, અને જીવશું તો શાદીથી સદાના સાથે જોડાંશું" અને એમ બોલતાંજ તેણે ઝોહરાંને વધારે ઝોરથી પોતાની પકડમાં દાબી; મગર એકજ પલ, અને બીજીજ પળે ઝોહરા એક મોટા ઝટકા સાથ છુટી પડી, એક મોટા તુફાની મોજો તેમનાપર વીંટલાઇ ગયો, અને છુટા પડેલા તે બેઉ પાણીના ઝોરથી એક કયાં તો એક કયાં જઇને પડયાં!

ઝીંદગીની છેલ્લી ઘડીએ જઇ પહોંચેલા સલમાને ચાહયું કે તે જીવે, અને ઝોહરાને તે પોતાની મહોરદાર બનાવે! તેણે વહાણુપરની છેલ્લી પલે બેફ્રીકર બની જઇને ઝોહરા જાણે સાંભલતી હોય તેમ તેને પોતાની ઇચ્છા બોલીને જણાવી. લેકીન, મુંગી–બહેરી ઝોહરા તુફાની સપાટાથી એકજ ઝપાટે જઇને તેનાથી દુર ઉડીને પાણીમાં પડી!

તે મુંગી–બેહેરી સુંદરી, તુફાની રાત પછીની સહવારે, બીણાયલી તણાયલી એક ઉજડ ટાપુપર જઇ પડી; જયાં તેને કુદરતના હાથોએ શું કીધું હતું તેનો વીચાર કરતાં લાગયું કે તેનો મુદદઇ સલમાન તે ટાપુ ઉપર અને દરીયાવમાં કેઠે દેખાતો નહીં હોવાથી મૌતના હાથોમાંજ જઇ પડયો હતો!

---

# પ્રકરણ ૩૫ મું.



## આનડામાન ટાપુપર ઝોહરા.

આહહા ! પાક પરવરદેગારનો ઇનસાફ તદતજ રાસ્ત અને દોરૂસ્ત છે. આપણે આદમ ઝાત તે રાસ્ત ઇનસાફને કોઇવાર ગયર-વાજબી સમજીએ છીએ. મગર તેમ નથીજ; એ તો સીર્ફ આપણી ટુંકી નઝરનું પરીણામ છે.

અગર આપણે ચાલતા ચાલતા એક પત્થરની ઠોકરથી પડીબી જઇએ, તો તે આપણા પડવામાં કોઇ ગયરઇનસાફ થયો નથી પણ જે થયું હોય તે ઇનસાફથીજ થયુંછે, અને તે ઇનસાફ આપણા પોતાના કરતુકને આધારે થયલો છે એમ સમજવું તેમાંજ દાનાઇ છે.

યાદ કરો: ધનના ઢગલા ઉપર બેઠેલો એક શખ્સ એવી બુરી ખસલહતનો બની ગયોછે કે તે પોતાની દૌલતને વાપરતો નથી મગર મનહુસ કંજુસ બનીને તે પઇસાની પુંજા કરેછે; તે પોતે ખાતો નથી અને સખાવતને રસ્તે બીજાને ખવાડતો નથી ! અફસોસ, એવી બુરી ખસલહત તયારે તેનામાં કેમ પયદા થઇ ? શું પાક પરવરદેગારે તેને માટે ગયરઇનસાફ તોલયો ? નહી—કદી નહી. અગર મારી એક લાખ ઝબાનબી હોય તોબી તે સઘળી જીભથી હું એજ બોલુ કે "કદી નહી. પાક ખુદાનો ઇનસાફ કદીબી ગયરઇનસાફ તરીકે પયદા થયોજ નથી"—તયારે ! તયારે ફક્ત એજ કે પેલા આદમીનું કોઇ કરતુક એવુંબી બુરૂં હતું કે જેથી તેની તેવી બુરી ખસલહત બની ગઇ.

અરે, એક ભણનાર ગણનાર માણસને કેટલીવાર તમે દુ:ખી થતો જુઓ છો, અને એક હરામીને તમે મોજમાં મહાલતો માનો છો ! મગર સબર કરો, ભુતકાલના કરતુકના એ પરીણામને પસાર

થવાં દો, અને વરતમાનને ભવીષ્યમાં બદલાઇ જવા દો—પછી જોજો !

તમારી નઝરેનઝર જોજો કે પાક ખુદાનો ઇનસાફ કેવો બરહક અને રાસ્ત છે. યાદ રાખજો કે હરામી પોતાના હરામ કરતુકની સઝાને એવો પહોંચશે કે તહમે દાંતમાં આંગલી પકડી લેશો, અને ખુશાલીની ચશમો સાથે તહમે નેકીના કરનારને નેક બદલો મળેલો જોશો. પાક ખુદાની કુદરતજ ન્યારી છે !

અને એજ પાક કુદરતના હાથોએ શું કરામત કીધી હતી તે આપણે આપણી વાર્તામાં જોઇ આવયા છીએ, શયતાનનો ગુલામ સલીમ એક પાપી બનગો હતો, તો તેને માશુકબી જે મલી તે તેવીજ પલીદ અને પાપી મલી ! એમાંબી પાક ખુદાનો એ ઇનસાફ આપણે જોઇએ છીએ, કેમજે જેમ પાણીને પાણી મલી જાય, જેમ કીચ સાથ કીચ જોડાય, તેમજ નીચ સાથ નીચનોજ મેલાપ થગો. ઝોહરા જોકે નાઝુક બદન એક ઔરત હતી તોબી તે કાંઇજ નહીં પણ એક 'નાઝુક શયતાન' પુરવાર થઇ હતી, અને તેનો મેલાપ શયતાનના ખુદ શાગેરદ સલીમ સાથ થયો હતો !

અને વળી વધારે શું ? તે નાઝુક શયતાન, તે ઝહરીલી શમશીર જયારે લુટારૂ સલમાનને હાથ જઇ પડી તયારેબી કુદરતે તુફાન ઉઠાવયું, તે બીચીયા જહાજ ધસડાઇને છેક બંગાલાના તે મહાસાગરમાં તણાઇને તયાં ગયું જયાં આનડામાનનો ઉજડ ટાપુ હતો, અને તે ટાપુ ઉપર આપણે જયારે ઝોહરાને છેલ્લી જોઇ તયારે અકેલી હતી !

તે ઉજડ ટાપુ હતો જયાં હાલમાં બદખસલહતના ખુની પાપીઓને દેશનીકાલ કરવામાં આવે છે, અને જયારે આપણે ઝોહરાને તે ટાપુમાં જઇ પડેલી જોઇએછ તયારે જો ઝબાનથી એમજ બોલીએ કે તે પાપી ઔરતને બરહક ઇનસાફ મળયો હતો, તો તેમાં આપણે ખોટું બોલતાજ નથી.—પણ હજુણ કયાં ? બદકરતુક કાંઇ પોતાનો

ઈનતેકામ એટલીજ અંસરથી લેતો નથી, લેકીન એક પલીદ આદ-મીએ જે નીચ કામો કીધા હોય તેનો પુરેપુરો બદલો લે છે! વાસ્તે આપણે હવે આગળ વધશું.

દરીયાવંને કીનારે રેતીમાં બેઠેલી ઝોહરાને ઠંડી જો કે ઝરા ઝરા લાગતી હતી તોબી ખુરશીદના દમબદમ તપતા કીરણોએ તેને ગરમી આપવા માંડી. નઝર ઉઠાવીને તેણે આજુબાજુ જોયું તો એકબી માણુસ નહી જણાયું, નહી એક ઘર, એક ઝુપડું નહી, જંગલના ઝાડો સીવાય કોઈ બી નહી!

મગર, હજુણબી દયાળુ દાદારે પોતાની અખુટ દયાનો હાથ તેનાપર લંબાવયો! ઝોહરાને ભુક ઘણીજ લાગી હતી, અને તે જંગલોમાંના ઝાડપર તો કાંઇ ફલબી નહી હતાં! હવે એકાએક તેની નઝરે દુર કીનારાપર પડેલી એક સંદુક જણાઇ, તે તુરતજ તે પેટી તરફ દોડી ગઇ, તેના કુફલને પાસે પડેલા એક પતથરના ટુક-ડાથી ભાંજયું, અને યા પાક ખુદા! તે પેટી ખુલતાંજ તેણે શું જોયું? એક તરફ થોડાંક કપડાં, બે ચાર ચદ્દરના ટુચા; થોડીક ફરુટ અને સુકો મેવો, તથા થોડાક નાન! તે ખોરાકી અને પોષા-કીની ચીઝો જોઇને ઝોહરાની નઝર સ્વભાવીક તે પાક પરવરદેગાર જે તમામેતમામ જેહાનનો બનાવનાર છે, તેની તરફ આસમાને ઉંચ-કાઈ! મગર, તે અબલા વધુ વાર તે પયંારા કીરતારને જોઇ શકી નહી, તેના મનમાં વીજળી વેગે ખયાલ આવી ગયો કે તે પોતે એક ઝુલમગાર, મરદુમઆઝાર અને ખુની હતી, અને તેની પોતાની બુરા-ઇઓના ખયાલથી તેની આંખો આસમાન તરફ ઉંચકાયલી આપો આપ શરંમથી નીચે ઝમીનપર પડી!!

ઉફ! તેણે યાદ કીધું કે તેણે પોતે શું કીધું હતું? અને તે બધાં ઝુલમો સીતમના કરવા છતાંબી પાક ખુદા એટલો બધો દયાનો ભંડાર હતો કે ઉજડ એક ટાપુ ઉપર જઇ પડી તોબી પાકપરવરે તેના દાંત માટે અન્ન અને તેના શરીર માટે વસ્ત્ર મોકલ્યાં હતાં!!

હવેજ તેણે દાંતમાં આંગલી પકડી લીધી કે પાક ખુદાના અકારા-ઓને તે આવી ગયબી મદદ આપે છે, તો તે પાક પરવરદેગાર પોતાના પયારાઓને તો કેટલી બધી મ્હોબ્બતથી મલતો હશે ! !

તે સંદુક પેલા ભાંગેલા વહાણના કોઇ ચાંચીઆઓની અજાયબ સંજોગે ખેંચાઇને બેટ ઉપર આવી પડી હતી તેમાંની ખોરાકી જો કે પાણીથી થોડીક ખરાબ થઇ હતી, મગર તે ખાવાનાં કામમાં આવે તેમ હતી. કપડાં તો મરદાના હતાં, પણ ઝોહરાંને ઉજડ ટાપુપર ફક્ત શરીર ઢાંકવાનું હતું અને નહીં કે પોશાકનો તફાવત બતાવવાનું ! અને હવે તેણે તે ગયબી મદદનો ઉપયોગ કરવા માંડયો. મેલાં કપડાં ધુપમાં સુકાવા નાંખયાં, અને ખોરાક થોડો ખાઇ લીધો.

ખાધા પછી તેને તરસ લાગી ! તેનું કેમ ? તે હીંમત હારી નહીં, અને ત્યાં મીઠાં પાણીની શોધમાં રહી. ચાલતાં ચાલતાં થોડેક દુર એક નાલું વહેતું તેને જણાયું, જેમાંથી પાણી ખોબલી ખોબલીએ કાઢીને ઝોહરાએ પીધું.

ખાઇ પીને ધરાયા પછી એક મોટા ઝાડની નીચે પડેલા છાંયામાં તે બેઠી અને શુંનું શું બની ગયું હતું તેના અજાયબ બનાવો ઉપર વીચાર દોડાવતી તે ઝાડની નીચેજ સુતી.

ખાબમાંથી બીદાર થયા પછી તેણે પેલાં કપડાં અને ખોરાકી લાવીને તે મોટા ઝાડ તળે મુકયાં, અને વખત વીટતાં ઝઝકલાને શુમારે તે જઇને કીનારે દરીયાવ નીહાલતી બેઠી.

તે તુફાની દરીયાવ જે આટલું બધું તુફાન કરી ગયો હતો, તે અજાયબ જેવી રીતે તદ્દનજ શાંત હતો; અને દુર ખુરશીદ ગુરૂબ થતો દુન્યાને છોડીને બીજી તરફ તહેલવા જતો હતો !

રાત ! અંધારી તે રાત ઉજડ ટાપુ ઉપર ઝોહરાને જાણે દહેશતથી થોડી મારતી હતી ! વસ્તીની હરતીથી બેનસીબ બનવાનું

કેવું કરવું હોય છે તેનું તે નાઝુક શયતાનને હવે કાંઇક ભાંન આવ્યું, અને તેથી એક ન્હાના બચ્ચાંની માફક તે હુસકે હુસકે રડી ! મગર, આહહા ! તે પયારો પરવરદેગાર હજુતુણબી વધારે મહેરબાન થયો, અને તેણે ચંદરમાંને મોકલી આપયો.

માંહાતાબની ઠંડી રઉશનીમે જોઇને ઝોહરા દહેશતથી મોકલી થઇ, અને સુતી સુતી જાણે તે માંહાતાબની ચલણને જોવા લાગી ! જોતી જોતી ખાબમાં ગીરફતાર થઇ ગઇ, અને જયારે તેની આંખ ખુલી ત્યારે દુનયાનો સઉથી વફાદાર દોસ્ત આફતાબ પાછો પોતાના મીત્ર દુન્યાને મલવા પધારી ચુકયો હતો.

ઝોહરા બીદાર થઇને દરીયાવ કીનારે નહાવા ઉતરી; નહાઇ રહીને તેણે મરદાંના લીબાસ જે મલી આવયો હતો તે પહેર્યો, અને પોતાના બાલ છુટા નાંખયા.

પછી થોડુંક ખાઈ લઈ તે હવે જંગલની વચમાં ફરવા લાગી ! તે બહુ લાંબે સુધી ચાલી નહીં, લાંબે જવાની તેની હીમતજ થઈ નહીં, કેમજે ડરામણા તે ટાપુપર ગીચપીચ ઝાડ એટલા બધા તો હતા કે ઝાડીઓમાં ઝહરીલા અને ફાડી ખાનારા જાનવરો હોય તેની ઝોહરાને ધારતી પયદા થઇ !

મગર, થોડુંક જીવપર ભાર કરીનેબી તે આસપાસના અતરાફમાં ફરી હરીને દીવસ ગબડાવતી. તે જો કોઇનોબી ખ્યાલ વધારે કરતી હોય તો સલીમનો કરતી, અને તેવા ને તેવા ખ્યાલમાંજ ખાબમાં પડતી તો સલીમનુંજ સ્વપનુંબી જોતી ! એમજ એક સ્હાંજના સલીમ અને પયારા સલીમનો વીચાર કરી કરીને સુતી તો તેને ખાબમાં લીલોતરીથી ભરપુર એક ખેતર જણાયું, જે ખેતરમાં એક છોટીસી ઝુંપડી હતી. તે ઝુંપડીમાંથી કોઇ એક પીરામર્દ બરફ જેવી સુફેદ દાઢી સાથે નુરમંદ ચહેરાનો બહાર પડયો, અને તે ઝુંપડીની બહાર પગ મુકે તેટલાંમાં કોઈ કાળી સુરતના શખસે તેને ગલચીમાંથી

પકડીને ઝોરમાં ઝમીનપર અફાળ્યો. તે બુઢો ઝમીનપર અફળાતાંજ જાણે બદલાઇ ગયો, અને બદલાઇને જવાન બની ગયો!

સ્વપનામાંથી એક ચીખ ઝોહરાએ મારી કારણ કે તેણે તે બુઢામાંથી જવાન બનેલા શખસમાં કોણને જોયો? તેને, કે જેને તે પોતે જીગરો જાનથી ચાહતી હતી! પછી તે જવાન શખસ—સલીમ— જાણે તેની પાસે આવ્યો, અને તેનું-ઝોહરાનું-માથું પોતાના સીનામાં દાબયું, ઘણા પયાંરથી ઝોહરાના હોટાપર પોતાના હોટ દાબી દીધા અને તે જોઇને ફરીયાદ કરતી હોય તેમ ઝોહરા તેના પાંસામાં ભરાઇને રહી!

આહહા! તે મીઠો મીઠો સ્વપનો જો ઘડી ભર જોવાને બદલે તે ટાપું પર ગુઝરનારા તેના તમામ દીવસોમાં દેખાયાજ કીધો હતે તો ઝોહરાને કેટલું બધું પયારૂં લાગતે? પણ નહીં; તુરતજ તેની આંખ ઉપડી ગઇ, અને તે જોયલા અજાયબ જેવા સ્વપનાપર સેંહેંકડો નવા ખયાલાતો દોડાવતી અંદેશાપર અંદેશા કરતી રહી.

હવે, દર દીવસે તે થોડી થોડી વધારે હીંમત કરતી તે ટાપુપરના જંગલમાં આગળ અને આગળ વધતી ફરવા લાગી અને તેમ કરતાં તેણે ફરૂટનાં કેટલાક ઝાડ શોધી કાઢયા જે પર પાકેલો સુંદર મેવો જાણે ઝોહરાનેજ માટે તઇયાર થયો હોય તેમ દેખાયો.

પેટીમાંથી મલી આવેલી ખોરાકી થોડી થોડી ખાતાબી હવે લગભગ ખલાસ થઇ હતી, અને નવા દીવસ ગબડાવવા આ નવી મદદ ઘણી લાયક હતી, અને તેના પર હવે ઝોહરા દીવસો ગબડાવવા લાગી.

આપણે તયારે હવે ઝોહરાને આનડામાન ટાપુપર એકેલી છોડીને બીજી તરફ જઇશું.

પેલી તરફ દેહલીમાં સરકારી હુકમથી સલીમનું આલીશાન

સુંદર મકાન તેના રાચરચીલા સાથે સલીમનો કોઇ વારસ નહીં હોવાથી તેની સઝા અમલમાં મુકાયા અગાઉ જપત કરવામાં આવ્યું ! !

યહુદી ઇસ્હાકરના મકાનપર સરકારી પહેરો રાખવામાં આવયો !-અને હુસેન એકાએક ગુમ થવા પછી ઝોહરાબી યક-બ-યક ગાયબ થઇ ગઇ ત્યારે લોકો ગભરાતમાં પડી ગયા, અને સરકારી હોદ્દેદારોએ તે ધણીધોરી વગરના ઘર ઉપર બી પોતાનો પહેરો મુકયો; મગર એ છેલ્લા અમીરી મહેલપર હકીમ ફુરતમંખાનેબી પોતાની દેખરેખ રાખી !



# પ્રકરણ ૩૬ મું.



## હયવાનનો અવતાર.

મહીનાનો તે છેલ્લો દીવસ હતો, અને ખુરશીદને ગુરૂબ થવાને થોડા વખતની ઝુરૂરત હતી. જે વખતે દેહલીમાં મોટો એક ખળભળાટ મચયો રહયો !

દેહલીના તવંગર રહીશ સલીમની તે રાતના કતલ થવાની હતી, અને તેના ખાસ સરકારી ઢંઢેરાના પીટાવાથી લોકનું એક ઝબરદસ્ત મોટું ટોળું કેદખાનાની બહાર જમાવ થઇને ઉભું હતું.

મર્દોની સંખયા અસંખય હતી, અને છોકરાં બચ્ચાંબી જાણે કોઇ તમાશો કે જાત્રા હોય તેમ ઉતરી પડયાં હતાં, અને શહેરમાં પરદાનો રીવાજ હોવાથી જો કે બાનુઓ મોટી સંખયામાં આવી નહીં હતી—તોબી કેટલીક કમફઅમ અઉરતો બુરકો નાંખીને મરદોથી થોડે દુર ભેગી થઈ હતી, અને તેઓમાં કેટલીક મુફલીસ તો બેપરદેબી બેલીહાઝ અહીંથી તયાં ફરતી !

જમાવ થયલાં લોકોમાં છુટથી જેમ ગમે તેમ વાતચીત થતી હતી. કોઇ સલીમની તવંગરી માટે બોલતું, કોઇ તેના ખુની કામ તરફ નફરત નાંખતું, કોઈ તેને તદનજ નીરદોશ માનતું, કોઇ તેની ચાલચલણ સારી હોવાનું કહેતું, તો કોઇ વલી શયતાનના ચીત્રને ઘરમાં રાખવાથી તે કેટલો બધો પલીદ હતો, તેની પર મૂઝાહેમત ચલાવતું—સઉ સઉને ભાવે તેમ વિચાર દરશાવતા, અને તેની ઉપર તકરાર કરતાં !

ઝઝકલું થતાં ત્યાં ગોઠવેલી બત્તીઓ સલગાવવામાં આવી, અને ખાનખાનાન બેહરામખાન પોતાના કેટલાક ખાસ માણસો

સાથે આવી લાગયો. ખાનખાનાનની પાછળ બીજા ચાર દરબારીઓ જેઓ ન્હાની પાયરીના અમીર હતા, અને જેઓ અદાલતે આમનું કામ કરતાં હતા તેઓ ચાલતા હતા, અને તેમની આગળ આગળ મસાલચીઓ હાથમાં સીલગાવેલી મસાલો લઇને ચાલતા.

આખરે તેઓ કેદખાનાના લોખંડી દરવાજા આગળ આવી લાગયા; અને તે ખોલ્યો.

તે પછી એહેશમખાને એક સીપાઇને સલીમની કોટડીની ચાવી આપી, અને અંદર જઇ તે પત્થરની કોટડીના દરવાજાને ખોલીને સલીમને બહાર લાવવાનો તેને હુકમ આપયો.

પેલો સીપાઈ કુંચી લઇને ગયો કે સલીમની કોટડીમાંથી એક મોટો ઘોઘારી આવાઝ નીકળયો, અને તે આવાઝ પછીની થોડી પળે જાણે કોઈ એક ચીખ મારતું હોયે તેમ સંભળાયું! સીપાઇના તો ત્યાંના ત્યાંજ હોંશ ગગડી ગયાં!!

તે સીપાઇ ગભરાયલો-ગભરાયલો પાછો ફરયો, અને હાથ જોડીને બીહતાં બીહતા તેણે વાત કહી, જેથી ખાનખાનાને ગુસ્સે થઇને તેના હાથમાંથી ચાવી ઝુટવી લેતા કહયું "ડરપોક, અંદર કોટડીમાં વાઘ આવયો છે જે તું બીધો!"

અને તેણે બીજા સીપાઇને તે ચાવી આપી સલીમની કોટડી ખોલવા જવા કહયું. પણ, તે માણસ કોટડી આગળ જઈ પહોંચયો કે અંદરના આવાઝો જોરથી, ભયંકર ગરજનાથી, અને વાદળ ગગડે તેમ ગગડીને આવવા લાગયા! અને એ બીજો સીપાઇબી તયાંથી નહાઠો.

"નામવર ખાનખાનાન સાહાબ, આવાઝો એટલા મોટા છે કે માણસ ગભરાંઇ જાય છે, હું ધારૂંછ તે સાદ અહીં આવ્યાજ હશે." માથાથી પગ સુધી બીહ ધરૂજીને તે સીપાઇ બોલ્યો.

"હા, આવાઝ આવે છે" ખાનખાનાન ધીકારથી બોલ્યો

"પણ બાયલા, તે આવાઝ કાંઇ કેદીની કોટડીમાંથી નથી—મને તો દુરથી આવતો સંભળાયછ, લાવ ચાવી મને આપ, હું પોતે જાતે તે ખોલીશ."

અને એમ બોલીને રોહસાંમાં ને રોહસામાં ખાનખાનાન બેહરામખાન સલીમની કોટડી તરફ ગયો, અને તેની પાછલ બીજાઓને જવાની ફર્ઝ પડી.

બેહેરામખાને તે કોટડીના દરવાઝાના કુફલને કુંચી લગાડી તે દરવાઝો ખોલયો, અને જેવો દરવાઝો ખુલયો કે એક ભયંકર મોટું ઝબરદસ્ત વરૂ અંદરથી મોટી ગરજના સાથે બહાર કુદયું, અને તેણે બહાર કુદવા સમેઠજ ખાનખાનાન બેહેરામખાનને પંજો મારીને ચીરી નાંખયો, અને ઝમીનપર પછાડી દોડવાં લાગયો !.!

ખાનખાનાનની તે નહાની ટોલીમાં મોટો ખળભળાટ થઇ રહયો. મસાલચીઓના હાથમાંથી મસાલ ગભરાતમાં તુટી પડી, અને બેહેરામખાનની સાથવાલા કેટલાક કોટડીની અંદર દોડયા તો કેટલાક આજુબાજુમાં વિખરાઇ જીવ બચાવવા નહાઠા !

કોટડીની અંદર નહાસી જનારાઓએ જોયું તો તયાં સલીમ નહીં હતો, અને સલીમની સામે કોટડીમાં રહેલો કેદી ઇસાકર વરૂના પંજાથી ચીરાઇ ચગદાઇને મરણ પામયો હતો !

અને હવે તયારે આપણે જોયું કે સલીમે પોતાનો ઇનસાની અવતાર તજીને શયતાનની શરત મુજબ હયવાનનો અવતાર લીધો હતો, અને તેણે આ બીજી મરતબે શકલે હયવાનીમાં દાખલ થવાની શુરૂઆતમાજ બે ખુન કીધાં ! એક તો યહુદી ઇસાકર બીન સાલોમનને કઇદખાનાંની કોટડીની અંદર મારી નાંખયો, અને કોટડીની બહાર ખાનખાનાન બેહેરામખાનને જાનથી બેજાન કીધો !

તે વરૂ બે ખુન કરીને આગલ વધયું, અને હવે તે કઇદખાનાના મકાનની બહાર જાણે હવાપર ઉડતું દોડયું:

આગલ—આગલ તે વધયો, વીજલી વેગા ઝોરથી અને બુમ બરાડાના શોરથી ! તે ખાનખાનાનનું માથું ઝમીનપર અફાલીને તેને જાનથી માર્યા પછી બીજા લહુનો પયાસો હોય તેમ જમાવ થયલા લોકની વચે કુદકા મારતો દોડયો, અને તે વખતે તયાં ટોલામાં જે મોટો ગભરાત થઈ રહયો તે નહીં કલપી શકાય તેવો હતો ! હોહા અને શોરોગુલનો તયાં કોઈ શુમારજ નહીં હતો, અને ગભરાતની બુમ અને ધાસ્તીની ચીખથી તે જગયા દહેશતનું એક ધામ થઇ પડી !

પાગલ અદાથી તે વરૂ લોકોમાં ધસ્યું. ઘણાઓને તેણે એમથી તેમ અફાલી નાખયા—કેટલાંકને નખથી ઘાયલ કીધા—કેટલાકોને ઝમીનપર જીંકીને તેમને ઈજા પોંચાડી, અને જેમ પોતાને ગમયું તેમ મારી મારીને તે આગલ અને આગલ લોકોની અંદરથીજ દોડયું, અને તેમ કરીને તેણે લોકોની અસંખ્ય ચીખ અને ગુંમાટામાં અતીશય મોટો વધારોજ કરી મુકયો !

તે ભયંકર પ્રાણીથી પોતપોતાને બચાવવા લોક જેમ ગમે તેમ નહાસવા લાગયું, અને તેમ કરતાં એકમેકને છુંદી—કચડી—ચગદીનેબી માણુસો તે જગયા છોડી જવાની કોશીશ કરવા લાગયાં ! અને તે ભચડા કચડીનું ઘણું બુરૂં પરિણામ આવયું: ઔરતોમાંની કેટલીક તો મોતના હાથોમાં જઈ પડી ! નહાના બચચાઓ મોટાઓના પગની તળે છુંદાઇને મરણ પામ્યા ! અને કેટલાક નબળા મર્દોબી બીજા ટોલાબંધ આદમીઓની વચે કચડાઈ ગયા !

ઉફ ! તે ભયંકરમાં ભયંકર દેખાવ હતો ! ! જીવ બચાવવા લોક ન્હાસતું ભાગતું હતું, પણ તેજ ન્હાસભાગ તેમના કેટલાકના મરણનું કારણ થઈ પડયું ! !

અફસોસ ! માણુસાઈ એકલપેટાપણું જો કોઈબી સુરતે ભયંકર રૂપમાં કદીબી જણાયું હોય, તો તે હતું !—સઉ બસ પોતપોતાનોજ

જીવ બચાવવા દોડતા, ન માય પોતાના બચ્ચાની પોતાનાં જાનથી ઝીઆદા દરકાર કરતી, કે બાપ પોતાના બેટાની ! ન ભાઈ ભાઈને જોતો, કે ન બેટો બાપને ! મગર સીર્ફ એકજ જાનની એક જણુ પરવાહ કરતું, અને તે પોતાનાજ જાનને બચાવવાની ! શું દયા અને મયા ત્યાંથી કોસો દુર જઈ વસી હતી ? અફસોસ, કે તેમજ હતું !

ઓ કમબખત માણુસાઇ હીણપરસ્તી ! હઝાર લાનત તું ઓ-લાદે ઇનિસાનપર ફેંકાવે છે, કે જયારે આદમની ચશમમાંથી મહેરો મુહબ્બત અને લીહાઝો મુરવ્વતનો નાશ થાય છે ત્યારે !

ઓ કમફહમ કમઅકલો, તમો એક તમાશાખાનાની ગીચ વસ્તીમાં બેશીને તમાશો જુઓ છો અને તે વખતે પાક ખુદા ન-ખવાહસ્તા આગની બુમ પડે છે—તયારે ! અફસોસ કે તયારે તમે શું કરો છો ? મેં ઉપરે કહયું તેમજ મુરવ્વત અને મુહબ્બત તહમારી ચશમોથી દુર ફેંકી દો છો, બીજાનો ખયાલ કરતા નથી અને તહમારાજ જીવને અકેલાને બચાવવાનો હોય તેમ દોડાદોડી અને ભચડા કચડી કરો છો ! ! અફસોસ, સદ હઝાર અફસોસ, કે સોમાંથી પંચાણું ટકા તહમે તે ઉતાવલા અધીરા અને એકલપેટા સ્વ-ભાવને લીધે તહમારો જાન બચાવવાને બદલે ઉલટો નુકશાનમાં મુકો છો—મોટી ભચડા કચડી કરો છો—અને તેમાં ઘણાં જણાં પોતાનાં પયારા જાનને છોડી દે છે ! !

અને તેમજ થયું, તે ભયંકર ભચડા કચડીમાં એકસોથી ઉપર માણુસો મરણ પામયાં ! જીવ બચાવવા દોડાદોડી અને ભચડાકચડી કરતાં માણુસો જાણે દરીયાવનો એક તુફાની મોજે ઉભાતો હોય તેમ ઉભાઈ ગયા, અને તેથી જાનમાલની ભયંકર નુકશાની થઈ રહી ! તે સઘળાં જે તે રાતે મઉતને જઇ મળયા, તેઓના ઉમરની રસી તુટવાની હતી, તેથીજ તેઓ જાનથી બેજાન થયા.—મગર, તેમના

મઉતનું કારણ-સીરફ એક બહાણું તો સલીમના હયવાન બનવામાં થયું, અને તેથી તે શયતાનના ગુલામે તે રાતના જે કીધું તે ઘણુંજ બુરૂં કીધું !

અને વલી વધારે, જલ્લાદ કે સલીમને મારી નાખવાની તઇયારી કરી રહયો હતો તેના તરફબી તે હયવાન કુદયું, અને આગલા બન્ને ઝોરાવર પંજાના નાખુનથી તેણે તે કમનસીબ ઇનસાનને ચીરી નાંખયો, અને તેનો જાન હવામાં ઉડી ગયો ! મારનાર પોતેજ મોતને કરીબ ગયો !

હવે તે વરૂ આગલ અને આગલ દોડયું; વીજલી કામ કરે, હવા ઉડી જાય, કોઈ ઝડપી ચાલનું મુરગ પોતાના પર ફયલાવીને પવનમાં શામીલ થાય, તેમ તે વરૂં દોડયું—કુદયું—અને ઉડયું ! તેનામાં રાક્ષસી ઝોર આમીઝ થયું હતું, અને મોંઢેથી ફીણ ફીણ થઈ જવા છતાંબી તે નહીં કલપી શકાય તેવા બલથી દોડીને જંગલના જંગલો, મયદાનના મયદાનો, અને ગામડાના ગામડાઓ છોડીને દોડી જતું !

તે કમનસીબ હયવાનને જાણે કોસો દુર દોડાવાને તેને સખતમાં સખત ઓઝાબ આપવાનો હોય તેમ શયતાને તેનામાં કોઈ મોટી શકતી ફકત દોડવાં માટેનીજ હવે મુકી દીધી, અને તેથી તે ફાડી ખાનારૂં પ્રાણી હવે કોઇનેબી ઇજા આપયા વગર નદદી અને જંગલને કુદાવતું સંહેકડો માઇલ દુર ગયું ! એટલું બધું દુર કે નહીં કલપી શકાય તેટલું, કયાં દેહલી અને કયાં પટણા ?—અને તોબી આપણે તે વરૂને પટણામાં કોઈ અજાયબ સંજોગ માટે જઇ પુહોંચેલું જોઇશું.

લેકીન, હજુએ તે કમનસીબના નસીબમાં એક બીજું ખુન કરવાનું બાંકી હતું; પટણામાં આવી પહોંચતાં લગભગ બામદાદ થઈ હતી, અને તે બામંદાદની ખુશ લહેરીમાં ગંગાને કીનારે આશક માશુકનું એક અહદીયલું જોડું ખુશ ગુફતેગો કરતું બેઠેલું હતું.

"વહાલી રશીદા, આપણે કેટલાં બધા સુખી થઇશું ! કાલે આપણી શાદી થશે અને આપણા બંનેના માબાપ ખુશીમાં ગોયા ગરકાલ બનશે." પેલો અદરાયલો ખાવીંદ પોતાની ભવિષયની મહેરદારને કહેતો હતો. મગર, ઓ કમનસીબી ! તે બીચારા જવાનને ક્યાં ખબર હતી કે જે આશામાં તે કાલની ખુશી માટે તલબ રાખતો હતો, તે તેની આશા બદબખતને લીધે ફલવાનીજ નહીં હતી !

કેમજે તેઓની વાતમાં ખલલ પડી: એક મોટી ગરજના તયાં થઇ રહી, અને ફાડી ખાનારૂં તે વીકરાલ વરૂ પેલા જવાન જોડાપર કુદયું ! બોલ બોલતામાં પેલા જવાન આશકને તે વરૂએ ફાડી નાખયો, અને તેની કમનસીબ માશુક બેહોશ થઇને તુટી પડી.

અને તયાંથીબી દીવાનગત અદાએ તે વરૂ દોડયું.

સુરજને ઉગવાને એક કલાક થઇ ગયો હતો, જયારે પટણાના ઉજડ એક મયદાનમાં એક જવાન શખસ લેવાયલો—લુટાયલો—ઝખમી જીગરનો હોય તેમ કંગાલ અને તમામ કંગાલ દેખાવનો જણાયો. તે સલીમ હતો.

તેણે શેહરમાં દાખલ થતાંજ એક હોટલનો આશરો લીધો, અને તે છોટાસા ભતયારખાનાના માલેકને થોડાક પઇસા આપી જોઇતાં કપડાં મંગાવીને પહેરી લીધા ! સલીમ પાસે કઇદિખાનામાં કાંઇ નહીં હતું, મગર પટણામાં પાછો ઇનસાન બનતાં તેણે પોતાના કપડાની જેબમાં પઇસાથી ભરેલી બે ઠેલી જોઇ,—એકમાં શાયતાને તેને રૂપાનાણું, બીજીમાં સોનામોહોર આપી હતી ! !

સલીમે તે શહેરના નામની તહેકીક ચલાવી તો તેને અજાયબીઓની અજાયબીમાં ગરકાવ થવાનું થયું, કેમજે રાતના તે દેહલીમાં હતો, અને સહવારના છેક પટણામાં ! ! આ જોઇ, તે શયતાનના કામપર હયરતઅંગેજ બની રહયો !

---

## પ્રકરણ ૩૭ મું.



## ઝોહરાની શોધમાં સલીમ !

શયતાન તેને પટણામાં મલયો હતો અને જેણે તેને પઇસાથી ત્યાંબી મોહતાજ નહીં રાખયો, તેણે હવે પટણાથી કયાં જવું તેબી સુજાડયું. સલીમે એક તેઝ ચાલનો ઘોડો ખરીદયો, અને પટણાથી ઘોડેસ્વાર થઇને ચાલવા માંડયું.

આસાએશ લેતો મૌજથી પઇસા ઉડારીને તે કેટલેક દીવસે કલકત્તા તરફ આવ્યો, અને ત્યાં બંદરપરના એક વહાણપર ચઢી બેઠો ! તે પોતે સમજી નહીં શકયો કે કેમ તે કલકત્તા તરફ આવયો હતો, અને શું કામ તે દરીયાવની સફર કરવા ધારતો હતો ! પણ કોઈ શકતી તેને દોરવીને તે તરફ લઇ આવી અને તેને વહાણમાં બેસવાને સુઝાડયું, એટલું યાદ કરતા તેને મનમાં સમજી જવાને વાર નહીં લાગી કે તે બધું જે કરતો હતો તે શયતાનના કહેલથી ચાલીને અમલ કરતો.

ઝોહરા માટે તે ઘણો વીહલો થયો હતો, અને પોતાની અઝીઝ માશુક કયારે હાથ આવે તેના અંદેશામાં સલીમ રહેતો હતો.

દશ દીવસ સુધી વહાણ તે શાંત દરીયાવપર ખુશનુમાં ચાલ્યું, મગર અગીઆરમાં દીવસની રાતનાં એકાએક સમનદરમાં તુફાન થઈ ઉઠયું ! પહેલાં પહેલાં તો દરીયાવ સુફેદ બીછાવેલી ચદદર માફક હતો, અને ઉપર આસમાનપર કુદરતના તંબુની જાલર ઉઠાવીને દુનયાને ડોકયું કરીને જોતો ચાંદ તે ખુશનુમાં દરીયાવને "અજરબી રૌનક" આપતો હતો—મગર, તુફાનની દયાનતમાં ખતરો પડયો, અને તેણે સાફ સમનદરપર પોતાનો પાપી હાથ મારી દીધોઃ દરી-

થોડામાં એકાએક એક જબરૂં મોટું વાવાઝોડું થયું, અને મોજા ઉછળીને વહાણપર પડવા લાગયા !

મુફલીસ સલીમે પોતાની આગલી ઝીંદગીના બુઢાપામાં ઝમીન ઉપરનું સખ્તમાં સખ્ત તુફાન તે વખ્તે જોયું કે જ્યારે શયતાન પહેલી મુલાકાતે આવ્યો હતો, અને તેજ સલીમ હાલમાં પોતાની નવી ઝીંદગીમાં દરીયાવ ઉપરનું એક જબરામાં જબરૂં તુફાનબી જોવાની તક મેળવી શકયો. તે મોટા ઝબરદસ્ત દરીયાવના મોજાઓથી જરાકબી બીહતો નહીં હતો, કારણ કે તેને હરગે નેહ હતી કે શયતાન પોતે તેને તે ભયભીત તુફાનથી બચાવવાનો હતો, અને તેની પયારી માશુકા તરફ તેને પહોંચાડવાનો હતો.

એકાએક ચળકતો ચંદ્ર કાળી વાદળીથી ઢંકાઈ ગયો, પવનના સુસવાટા વધી ગયાં, મોજાઓનું જોર મોટું થયું, અને તે વહાણ ઉછળતા દરયાવ ઉપર જાણે કોઇ નાનું રમકડું હોય તેમ અહીંથી તહીં ઉડીને પડવા લાગયું !

ગભરાટ અકળાટ અને હોહા થઇ રહી, અને થોડાજ વખતમાં વહાણના ભાંગવા તુટવાનો આવાઝ ઉઠયો ! બીજી થોડી મીનીટ, અને દરયાવના એક સખત મોજાએ તે વહાણને કાગઝની નાવડી હોય તેમ બેસાડી દીધી, અને તેની ઉપરના તમામ માણસો દરીયાવની દયાપર પાણીમાં પડયાં. સલીમ ! સલીમ પોતેબી પાણીમાં તફડતો હતો; અને તે પોતેબી અજાયબી સાથેજ માની શકયો કે કદાચ તે આવા સખત મોજાઓ વચેથી બચીને હજુબ વધારે જીવી શંકવાનો હતો. આખીર, બેચાર છોલ સાથ અથડી અથડીને તે બેહોશ થઈ ગયો.

* * * * *

સલીમ જયારે બેહોશીમાંથી હોશમાં આવયો, તયારે તેણે પોતાને ઝમીનપર જઇ પડેલો જોયો; સહવારનું ઝઝકલું થવા આવ્યું

હતું અને કીનારાપરની ઠંડી રેતી હવે રફતા રફતા પોતાની સરદી છોડતી હતી જેથી સલીમને ત્યાં બેસવામાં કોઈ ઘણી મુશકીલી નહીં હતી, તે પછી. ઉઠીને સલીમે આજુબાજુ નઝર ફેરવી તો તયાં એક ઘર કે એક ઝુંપડી નહીં હતી, અને કોઇ માણુસબી માલમ પડતું નહીં.!

દરીયાવ તરફ નઝર ફેરવતાં તેને વહાણનો એક ટુકડોબી જણાયો નહીં, પણ જે જણાયું તે દુર કીનારા તરફ ઘસડાઈ આવેલું એક શબ હતું ! તે આગલ ગયો અને વીચાર કરતા તેણે પારખયું કે તેનાજ વહાણમાંના એક શખસની તે લાશ હતી, તેણે તે લાશ ઉપરનાં કપડાં ઉતારી લીધાં, અને તેના શબપર પોતાની પાસેની એક ઢાબલી ઓઢાડી, અને હવે તે લાશનું શું કરવું તેના ખયાલમાં રહીને આજુબાજુ જોવા લાગ્યો કે કંઈ હતીઆર હોય તો ખાડો ખોડે ! પણ તે ઉજડ ટાપું ઉપર હોયબી શું ? તોબી, સલીમની મહેનત ફુઝુલ ગઈ નહીં. થોડે દુર મોટા એક ઝાડ નીચે એક મોટો ખાડો પડેલો જણાયો, અને તયાં પાંદડાં અને કચરાનો આસપાસમાં શુમારબી નહીં હતો.

સલીમે તે લાશને બાઇઝઝત પેલા ખાડામાં ઉતારી દીધી, અને તેને છેલ્લો સીઝદો કરીને તેનાપર પાંદડાં અને મીટટીનો જમાવ થયલો ઢગલો નાખયો.

હવે લગભગ બપોર થવા આવી, અને સલીમને ભુક લાગી, તેણે આસપાસમાં શોધ ચલાવી, અને સારે નસીબે તયાંના ઝાડ ઉપર પાકેલી ફરૂટ જણાઇ તથા મીઠાં પાણીનો એક ઝરોબી જણાયો. થોડીક ફરૂટ તોડીને સલીમે ખાધી, અને પછી પાણી પી લઈ ફલદાર એક મોટા દરખતની છાંવમાં આસાએશ લેત્તો સુતો.

ઝાડના છાંયડામાં સુઇને તે મનમાં વીચાર કરતો બોલ્યો "અરે, જો અહીંઆ મહારી વહાલી ઝોહરા મહને આવી મલે

તો અમે બેઉ જણા કેટલા બધા સુખથી રહીએ? હું આએ ટાપુનો રાજા ગણાઉં, અને મ્હારી પ્યારી ઝોહરા અહીંની રાણી! મહીં કોઈની જંજાલ કે કોઈની ખટપટ! બેઉ જણા આએ ફલ ખાઈ, મીઠું પાણી પી લઈ એકાંતમાં મોજથી રહીએ અને જીવીએ."

અને તે તેટલું બકબકીને શાંત રહેવા માગતો હતો, મગર તેને એક બીજો ખયાલ આવી જતાં તે હાથપર હાથ ઠોકીને પુકારી ઉઠયો "પણ, અફસોસ! ત્યારે મહને મ્હારી ઝોહરા આગળ મ્હારો ખરો ભેદ કહી દેવા વગર છુટકોજ નથી, કેમજે જો હું તેને ચેતાવશ તોજ તે દર મહીનાને છેલ્લે દિવસે સ્હાંજનાં કેડે ભરાઈ જઈને પોતાનો બચાવ કરશે, નહીં તો—નહીં તો; કદાચ હું મ્હારી ઇનસાન્યતને બદલીને હયવાનયતમાં જતાંજ મ્હારી વહાલી મહેરદારનુંજ ખુન કરી દઉં તો?"

અને તેટલું પુકારી લેતાં સલીમને લાગ્યું કે તેના દીલમાં ખામી ધ્રુજરી ચઢી આવી હતી!

તેથી તે ત્યાંથી ઉઠયો અને ચાલવામાં ધ્યાન જાય તો તેની કમનસીબીની યાદ ભુલાય તે ખયાલથી આજુબાજુ ફરવા લાગ્યો. તડકો સખત પડતો હતો, પણ ઝાડોની છાંયા ઠીક હતી એટલે ગરમીની મુસીબત સલીમને કમ લાગી.

આગલ અને આગલ ફરવા તો માંડયું, પણ તેને હજુણની શક જેવું લાગ્યું કે તે ટાપુ ઉજડ નહીંબી હોય અને ત્યાં કોઈની વસ્તી હોય. તેથી તેણે પોતાના શરીરપરની ફાટાંતુટાં કપડા કાઢી નાખીને પેલી લાશ ઉપરથી ઉતારી લઈને તડકે મુકેલાં આખાં કપડાં પહેરી લીધાં અને ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં કેટલોક ઝાડીવાળો રસ્તો કાપ્યા બાદ તેની નઝરે એક તલવાર પડી!

ઓહોહો! આવું ભયભીત એકાંત જંગલ. અને ત્યાં ચળકતી તલવાર! તેને તુરત એ વીચાર આવ્યો કે ત્યાં કોઈની વસ્તી હોવી

જોઇએ. વળી તેના વીચારને ટેકો મળી ગયો. ત્યાંની ફ્રુટના એક ઝાડપરની મોટી એક ડાંખલી તુટેલી હતી અને કાચીપાકી થોડીક અરધી ખવાયલી ફ્રુટ ત્યાં ઝમીન ઉપર પડેલી હતી.

સલીમે નકી માનયું કે તયાં કોઇ માણુસ હોવુંજ જોઇએ, અને તેથી તેણે પગનાં પડેલાં પગલાં શોધી કાઢવાની કોશીશ કરી. મગર તેમાં વળયું નહી.

સલીમ મોટી અજાયબીમાં ગરકાવ થયો ! અરે, તે ઉજડ ટાપુ ઉપર કોઇ જણાતું નહીં હતું, અને તે છતાંબી અરધી ખાધેલી ફ્રુટ, ભાંગેલી ડાંખલી, અને પેલી તલવાર ગવાહી આપતા હતા કે કોઇ આદમ ઝાત તે એકાંત ટાપુના ગીચપીચ જંગલમાં આવ્યું હતુ.

સલીમ વીચારમાં અને વીચારમાં આગલ વધયો, પણ તેટલાં તેની સામે થોડેક છેટે કોઇ ચીઝને જોઇને તે એકદમ ઉભો રહી ગયો ! સલીમ તે જોઇને ઉભો રહી ગયો, બલકે ગભરાઇને પતથરનું પુતલું હોય તેમ સ્તબધ બની ગયો !

તે એક મોટો નાગ હતો !

ઝબરદસ્ત મોટો એક નાગ કે જેવો તેની આગલી અને હાલની ઝીંદગીમાં તેણે કદીબી નહીંજ જોયો હતો તેવો, અને તે નાગ પહાડનો ટુકડો હોય તેમ તયાં બેસીને ફેણ હલાવતો હતો.

સલીમના તો હાંજાંજ ગગડી ગયાં ! તે થોડીજ પળ દંગ થઇ ગયો, પણ પછી જીવ બચાવવાના વીચારથી તે એકદમ પાછો ફર્યો અને દોડયો.

દોડતા દોડતા તેણે પાછલ ફરીને જોયું તો તેને લાગયું કે પેલો નાગ તેની પુઠે લાગયો હતો, તેથી તે મોટા એક દરખતની ઉપર ચઢી ગયો !

ઝાડની છેક ઉપલી ડાંખલી ઉપર ચઢયા પછી તેણે પાછું જોયું, તો તે નાગ કાંઇ તેની પાછલ નહી આવયો હતો, પણ રસ્તો બદલીને બીજે રસ્તે નીકલી ગયો હતો.

હવેજ સલીમના જીવમાં જીવ આવયો, અને ઝાડની ડાંખલી ઉપર બેઠા બેઠા તેણે થોડો વખત નીચે આવવાની હીમતંજ નહી થઇ, અને તયાં બેસીને આજુબાજુ જોવા લાગયો.

અને, તે ઝાડની ઉંચાઇએથી સલીમે શું જોયું ? દુરની એક ટેકડીની પેલી બાજુના જંગલમાં કોઇ અકૂરત જણાતી હતી !



# પ્રકરણ ૩૮ મું.

—❧✳☙—

## નેકીની સીહા, મગર નીતીની સુફેદ !

આહહા ! કેટલી બધી ખુબસુરત ! ઝોહરા, તે ટાપુના મીઠા પાણીના નાલાંને કીનારે છુટા બાલ નાંખીને બેઠેલી કેવી દીલચસ્પ લાગતી હતી ? લેકીન, અફસોસ કે તે સુફેદ શરીરની અંદર–દેખાવવાળી એક શીશીની અંદર–કાલા દીલનું ઝહર ભરેલું હતું !!

તેના ગોરા ગોરા ઘાટમદાર હાથો જે અરધા ખુલ્લા હતા, તેપર ત્યાંનાં જંગલમાંનાં ફુલો તોડીને ઝોહરાએ બાંધયા હતા; એટલે તે ફુલો જાણે તે પ્યારા પ્યારા હાથોને ખુશી થઇ થઇને બોસા લેતા હતા—મગર, સદ હઝાર અફસોસ, કે તે નીરદોશ ફુલોને કયાં ખબર હતી કે ખુબસુરત સુફેદ ચામડીના પડ નીચે બહુ ઝહરીલું લહુ ફરતું હતું, અને તે ઝહરના અરકને ચુસવાથી તે બીચારા ગુલલાલા પોતાના પ્યારા બેગુનહા જાનને મઉતના હાથોમાં ગીરફતાર કરી દેતા હતા !!

પાક ખુદા એવી દેખાવલી દાકણોથી મરદોને સદા દુર રાખે !–મગર, આપણી વાત ઉપર:

ઝોહરા તે આનદામાનના એકાંત ટાપુ ઉપર હવે ઘણી નવી–જુની થઇ ગઇ હતી; અને એકેલી અકેલી જંગ્જાલ વગર ફલ ખાઇ અને પાણી પી ફરતી હતી–પણ તે સુખી તો નહીંજ હતી ! તે આંખો ભરી ભરીને રડતી, તે જ્યારે નીરદોશ સંગીના તેના ખંજરથી મરી ગઇ તયારે જેવો દેખાવ હતો તેવો દેખાવ પોતાના ખ્યાલોમાં જોતી તો સરદ એક આહ મારીને માથુ કુટતી; તે મરીયમપર શું વીટતુ હશે તેનો વીચાર કરતી, તયારે તેણે તે બેગુનહા

છોકરીને જે ગયરઇનસાફ આપ્યો હતો તેની યાદ કરી કરીને રડતી; અને તે તયારે ડચકાં ખાઇ ખાઇને દમ ગમનો ભરતી જ્યારે તેને તેનો ભાઇ—પયારો માઝાદ ભાઇ—યાદ આવતો, જે વહાલા બીરાદરને તેણે હમશીર જેવી હમશીરે ઝુલમ વરસાવતા લુટારઓને હાંથ કાંઇબી દયા વગર આપી દીધો હતો!—અને છેલ્લે, તે સુફેદ શયતાનનું જીગર જલીને બે પડ જઇ જતું હતું જ્યારે તેને તેનો ભવીષયનો ભરતાર—તેનો અતી મીઠડો સલીમ—હઇયે ચઢી આવતો; અને તે દીલ ચીરી નાંખનારા ખયાલથી હોશ ખોહી દેતી!

તે અરધ ખુલ્લા હાથોએ અને છુટા નાંખેલા બાલોએ એક દીવસે સહવારના એકલી હતી તેટલાં તેણે કોઇ આકારને પોતાની તરફ આવતો જોયો! આટલા દીવસો તે ટાપુપર તે અકેલી હતી, અને તયારે હમણાં આ કોણ હતું?—એકાએક ઝોહરા તે નઝદીક આવી પુગેલા આકારને જોઇને ગુસ્સાથી લાલ થઇ ગઇ, અને માથાથી પગ સુધી ધ્રુજવા લાગી. તયારે તે આવનારને તેણે અગાઉ જોયો હતો, તે તેને ઓળખતી હતી, અને ઓળખીને ધીક્કારતી હતી. તે કોઇજ નહીં પણ લુટારૂ સલમાન પોતે જીવતો જાગતો તેની સામે ચાલી આવતો ઝોહરાને જણાયો!!

ઝોહરા જે અતયાર અગાઉની ઉભી થઇ હતી અને ગુસ્સાના જુસ્સાથી ધ્રુજતી હતી, તેણે હવે પોતાનું કપડું પોતાના શરીરપર ઠીક રીતે વીટાળી લીધું, અને તે હીમતથી અદબ વાળી દઇ તયાંજ ઉભી રહી. તેના હાથોની અદબે તેની નીતીની અદબ રાખી!

લુટારૂ સલમાન તયારે તુફાંનમાં મરી નહીં ગયો હતો, પણ તે જીવતો હતો, અને જીવીને પાછો તે ખુબસુરત ઝોહરાને સતાવવા આવ્યો હતો! તે લુટારની આંખોમાં વળી આજે તો ઝોહરા ઘણીજ ઘણી ખુબસુરત દેખાઇ, અને તે દીવાંની અદાથી પહોળા કીધેલા હાથોએ ઝોહરાની આગળ ધસી આવતા નીશાનીથી બોલ્યો "પ્યારી બુલબુલ મને ગળે લગાડી લે."

મગર, ઝોહરાએ એક મોટી ચાલાકી વાપરી લીધી, તેણે તે લુટારની કમરબંદમાં બાંધેલા મયાનમાંથી ચપક દઇને તેની શમશીર ખેંચી કાઢી અને તે શમશીરની નોંકને લુટાર સલમાનની છાતી આગલ ધરી દેતાં બીજા હાથની આંગલી પોતાના નાંકપર મુકી દઇને નીશાનીથી જાણે એમ કહયું કે "ખબરદાર, દુર રહે."

તે એક ઘણો જોવા જેવો અને શાબાસી ખેંચનારો દેખાવ હતો, મગર તે સ્તબ્ધ દેખાવને આફરીનની આંખોથી જોનાર કોઇ માણસ ઝાત તયાં હાઝર નહીં હતું.

જેવો સલમાન આવયો તેવો તે ઝોહરાને જોઇને તો જાણે ખુશીનો દીવાનો બની ગયો, મગર, જયારે ઝોહરાએ તેનીજ તલવારથી તેને જયારે દુર રાખયો તયારે તેની ખુશી ગમીમાં ફેરવાઈ ગઇ,. તે એક બચ્ચાથીબી ઝીઆદા નરમ બની ગયો, તે ભુલી ગયો કે તે એક મુંગી બહેરી છોકરી સામે હતો, તે ભાણભુલો ગુડનયે પડી ગયો, અને બોલવા લાગયો "પયારી ઝોહરા, મુહને ના સતાવ, ના તરસાવ, મગર, મહારી પોતાની પયારી પરણેતર થઇ જા."

આહહા! કેટલું બધું વીચીત્ર?—તે લુટાર, કે જે ભલા ભલા લડવઇયાઓ સામે લડતો, તલવાર યા કટારથી નહીં ડરતો, મઉતથીબી નહીં ધરૂજતો; તે, તેજ લુટાર, આજે એક કમઝોર અબલાની આગલ ગુડન્યે પડીને તેની આજીજી કરતો હતો! ના સમજતા કે તે ઝોહરાના હાથમાં ગયલી શમશીરથી બીહ જઇને ગુડન્યે પડયો હતો, નહી—કદી નહીં, તે ચાહતે તો એક લહેઝામાં તે ગોરા નાઝુક હાથોને વલ દઇને તે શમશીર પાછી જુટવી લઇ લેતે. પણ તે લડવઇઓ લાચાર જેવો પગોપર પડયો તે ઝોહરાની અતી મોટી ખુબસુરતી આગલ। તે કે જે બીજાઓને પોતાની શમશીરની શીકાર કરતો, તે આજે પોતે કામદેવના પયારભર્યાં તીરનો શીકાર થયો હતો!!

"ઝોહરા, પયારી ઝોહરા" ભાણભુલો સલમાન આગલ બોલ્યો

બોલ્યો "બીહ ના, હું તુને કાંયબી ઇજા પહોંચાડવાનો નથી. મગર તું મ્હારીપર દયાની નઝર નાંખ, મ્હારી તરફ નફરતથી ના જો તું, પણ જો જોય તો પ્યારથી જો, કેમજે હું મ્હારા જાનોજીગરથી તું પ્યારીને ચહાઉંછ, હું ત્હારા પ્યારા પ્યારા હાથો ને ચુમ્મા કરશ-હું ત્હારો ગુલામ થઇને રહેવશ—હું ત્હારી સંભાળ મ્હારા જાનથીબી ઝીઆદાજ લેવશ—હું તુને નાંઝોથી રાખશ—હું ત્હારા એક પ્યારા પ્યારા હસવાપર ખુશીનો દીવાનો બનશ ! જો, હું કેટલો બધો ઝોરાવર છું તોબી ત્હારીપર ઝુલ્મ કરતો નથી, અને ઝુલ્મથી તુને મ્હારી કરતો નથી—મણ ત્હારીપર મ્હારો એટલો બધો જીવ છે કે હું ત્હારા જીવને હસાવી હસાવીને મ્હારા જાન સાથ મેળવી લેવા માંગુંછ. આપણે બંને તુફાનથી એકજ ટાપુ ઉપર ધસડાઇ આવયા, પણ તું ટાપુના આએ ભાગપર રહી અને હું બીજા ભાગ ઉપર જઇ પડયો—તોબી, આપણે ધણી-ધણીઆણી થવાનો હોઇશું, તોજ પાછા મળયા—"

પણ હવેજ તે અંટકયો ! પ્યારના જુસ્સામાં તે આટલું બોલી તો ગયો, પણ કોણની આગલ ? એક બહેરી આગલ ? અને જયારે તેને યાદ આવ્યું કે ઝોહરા બહેરી—મુંગી હતી, તયારે તે બોલતો એકદમ અચકી પડીને હાથની નીશાની કરવા લાગ્યો.

મગર, તે મુંગી બહેરી સુંદરીએ તેના જવાબમાં શું ઇશારત કીધી ? તેણે એજ જણાવ્યું કે "મ્હારો ધણી એક સલીમ હતો, તે જીવતો હોય કે સંગીનાના ખુન વાસ્તે કત્લ થઇને મુઓ હોય, તોબી તેની યાદને હું સદા સુધી વફાદાર રહેવા માંગુંછ, અને તેથીજ હું કોઇ બીજાને મ્હારો પ્યાર કદીબી-કદીબી આપનાર નથી."

તે નીશાની સમજી જતાં સલમાનને કાંઇબી વખત લાગ્યો નહીં, અને ઝોહરાનો મક્કમ ઇરાદો જાણીને તે એક વાઘની મુઆફેક કુદકો મારીને ઉઠી ઉભો થયો, અને ઝોહરાના હાથમાંની તલવાર તેણે વીજલી કામ કરે તેમ તુરત છીનવી લીધી !

પણ, ઝોહરાએ વલી બીજી હુશયારી વાપરી, તે ફરી ગઇ, અને તે ફરીને જીવ લઇને ન્હાસવા પડી! સલમાન તેની પુઠે દોડયો, મગર, તે તઅજજુબ થયો કે ઝોહરામાં દોડવાની આટલી બધી શકતી હતી!

ઝોહરા જાણે પવનની પીઠ ઉપર ઉડતી હોય તેમ દોડતી હતી, અને હાથમાં તલવાર પકડીને લુટારૂ સલમાન તેની પુઠે લાગેલો તેને પકડવામાં માત થયલો હજુણબી દોડતોજ હતો.

એકાએક એક ઠેકાણે આવી લાગતાં સલમાને પોતાના હાથમાંની તલવાર નાખી દીધી કે વધારે ઝોરથી દોડી શકાય, અને હવે આપણે અહીં યાદ કરી લઇશું કે એ તેજ તલવાર હતી જે સલીમે તે ટાપુ ઉપર આવ્યા પછી ત્યાં પડેલી જોઈ લીધી હતી.

હવે તો સલમાન વધારે ઝોરથી દોડયો, મગર વલી ઝોહરાબી કોઇ અજાયબ કરનારી શકતીથી દોડતી હતી! દોડતાં દોડતાં એક ટેકડી આવી જેપર ઝોહરા ચઢી ગઈ, અને ત્યાં તેવામાં એક બનાવ બન્યો, લુટારૂ સલમાનને ઝમીનપર પડેલા એક મોટા પત્થરની એકાએક આંટી લાગી ગઇ, જેથી તે ત્યાં પડયો, અને પડતાને વાર તેનું માથું બીજા એક પત્થરપર સખત રીતે અફલાતાંજ તે બેહોશ થયો!

ઝોહરા તે વાતથી અંજાણ હજુણબી પાછલ જોયા વગરજ દોડતી હતી, પણ ટેકડી ઉતરી ગયા બાદ તેણે પાછલ જોવાની ખવાહીશ કીધી, અને જોઇ લીધું તો તેની મોટી અજાયબી વચ્ચે સલમાન તેની પાછલ આવતો જણાયો નહીં!

તે દમ ખાતી તયાંજ ઉભી રહી ગઈ, ઘણી પલ પસાર થઇ, સલમાન આવયો નહીં જેથી તે હવે ધીરજ ધરીને ઉભી—અને તેજ વખતે પેલી તરફથી સલીમે ઝોહરાને ઝાડ ઉપરથી જોઇ હતી તે આપણે યાદ કરીશું.

# પ્રકરણ ૩૯ મું.

## ઓ! તે બહેરી અને મુંગી!!!

સલીમ ઝાડપરથી ઉતરી પડયો, તેણે પેલી પડેલી તલવાર ઉંચકી લીધી અને હવે તે દુરની ટેકડી તરફ જઇને તે ઔરત કોણ છે તે જોવાનો ખયાલ કરીને ચાલવા લાગયો.

સંજોગે તે ટેકડીની તે તરફથી ગયો નહીં કે જ્યાં લુટારૂ સલમાન પત્થરથી બેહોશ થઇને પડેલો હતો. તે બીજી તરફથી ગયો, અને ટેકડી ઉતરી પડતાં તેણે જોયું તો તેની પોતાની ઝોહરાજ ત્યાં હતી!!

ઝોહરાએબી તેને જોયો, અને તે તો ખુશીની અજાયબીથીજ બે ઘડી લાકડું થઇ ગઇ! તેને સ્વપનેબી નહીં તેવો બનાવ બની ગયો! અરે, એકાંત એક દરીયાવપારનો ટાપુ અને દેહલીના કેદખાનાનો બંદીવાન સલીમ તે ટાપુપર? તેની પોતાની નઝદીકમાં? એ જેટલું અજાયબી પમાડનારૂં હતું, તેટલુંજ ઝોહરાને ખુશીની દીવાની બનાવનારૂં હતું!

સલીમ પહોળા કીધેલા હાથોએ પોતાની પ્યારી માશુક તરફ દોડયો, મગર, તે દોડતો પાછો અચકી ગયો, કારણ કે એક મોટો સાંપ તેણે ઝોહરા જયાં ઉભેલી હતી તયાંના ઝાડપર જોયો! અને તે જોતાંજ તે ઉભો રહીને થંભ થઇ ગયો!

એક બે પલ, અને આંખના પલકારામાં તો તે સાંપ ઝાડ ઉપરથી કુદીને ઝોહરાના શરીર ઉપર વીંટલાઇ ગયો! ઝોહરાએ તે જોયું, અને દેહેસ્તની એક ચીખ પાડતાંજ તેનાથી એકદમ બુમ પડાઇ ગઇ "સલીમ! સલીમ! આવ, મને બચાવ!"

તઅજ્જુબ ! બહુજ હયરત અંગેઝ તે હતું કે જે આજના દીવસ સુધી મુંગી–બહેરી તરીકે ઓલખાતી, ઝોહરા તમામ વાત-ચીત ઇશારા અને લખવાથી કરતી, તે આજે બોલી ! !

તેની વાચા કાંઈ તે મોટા સાંપના દહેશતથી એકદમ પયદા નહીં થઇ; મગર, તે ખુબસુરત છોકરીએ આજ સુધી તેના સમા-ગમમાં આવતી આખી દુન્યાને ગોયા બનાવી હતી, ઠગી હતી—રમાડી લીધી હતી ! ઝોહરાએ કોઇ વાતને ખાતર ઢોંગી–મુંગા—બહેરાપણું અખત્યાર કીધું હતું, અને તેણે તારીફલાયક રીતે પોતાના તે મુકકમ ઠરાવને અમલમાં મુકયો હતો ! !

ઓહહા ! ત્યારે આપણે તેને શું લેખશું ? તે ઝોહરાને કે જેણે દુન્યાપર અજાયબીઓની અજાયબીજ બજવી હતી ! તે ખુની હતી, તે ઝુલમગાર મરદુમ આઝાર બની હતી, તે એક હમ-શીર નહી પણ શમશીર પુરવાર થઇ હતી, અને હવે જયારે આ-પણે આજેજ જાણ્યું છે કે તે દુન્યાને ઠગીને બનાવતી મુંગી—બહેરીબી બની હતી ! તેને પોતાની ઉપર કેટલો બધો મઝબુતમાં મઝબુત કાબુ હતો કે તેના ઢોંગીપણાંમાં કદીબી તે ફસી નહીં હતી અને બનાવતા બની નહીં હતી !

ત્યારે આજ સુધી મુંગી બહેરી બનીને દુન્યાને એમ ઠગવાનું કારણ શું હતું ? એ કારણ આપણે હમણાં જાણી લઇશું નહીં. આ-પણી વારતાના કોઈ ભવીષ્યના વલાપર આપણે ઝોહરાના એ બ-નાવતી મુંગા–બહેરાપણાનો ભેદ જોઇ લઈશું; અને તેથીજ આપણે હવે આગલ વધશું.

સલીમ તો ઝોહરાને બોલતી સાંભલીને ફાટીજ ગયો, અરે, જો તે મોટો સાંપ ઝોહરાના શરીર આસપાસ વીટલાયલો નહીં હતે તો પોતાની પયારી માશુકના જે લબોએ ખુલ્લા પડી જઇને આવાઝ આપ્યો હતો, તે પયારા પયારા હોટોપર ખુશીના લાખખો બોસાઓ સલીમ લઇ લેતે, પણ તે ખુશાલીમાં ખતરો પડયો હતો.

ઝોહરા તો "સલીમ ! સલીમ ! આવ મને બચાવ" બોલીને બેહોશ ઝમીનપર તુટી પડી, અને સલીમે જોયું કે ઝોહરાના ઝમીન પર પડવા સાથેજ તે સાંપથી ઝમીનપર દબાયો—મગર, તે ઝહરીલા જાનવરે પોતાની પાટલી લાંબી જીભ બહાર કાઢતા ઝોહરાના ચહેરા તરફ પોતાનું માથું ઉંચકયું.

વીજલી કામ કરે તેમ સલીમે કામ કીધું, તેના ખયાલાતો દુર થઇ ગયા, અને તે પોતાના હાથમાંની તલવાર સાથે ધસી ગયો અને તલવારનો એક સાબુત ઝરબ સાંપની ઉંચે ઉંચકાયલી ગરદનપર મારયો.

બોલ બોલતાં તે ઝહરીલા મોટા જાનવરનું માથું ઉડીને દુર જઇ પડયું, અને તેનું આખું શરીર ઝોહરાના શરીર ઉપર વીટલાયલું ઢીલું થયું; મગર મોતના તરફડયા મારવા લાગયું.

સલીમ બેહોશ થયલી ઝોહરાના શરીર આગલ ગુડનયે બેસી ગયો, અને તેણે પેલા સાંપના બદનને ઝોહરાના શરીરથી દુર કીધું, જે પછી તેણે દોડી જઇ સાંપનું માથું જે ઉડીને પડયું હતું તે પર પત્થરનો માર મારીને તે માથાંને છુંદી નાખયું !

ત્યાર બાદ તેણે પોતાની બેહોશ થયલી માશુકને પોતાના બનને હાથોમાં ઉપાડી લીધી—તે તેને પાણીના નાલાં આગળ લઇ ગયો—અને પાણી તેના ચહેરાપર છીરકવા લાગયો.

રફતા રફતા તે હોશમાં આવી, અને આખરે જયારે તેની મોટી ચલકતી આંખો ખુલી તયારે તેણીએ ધાસ્તીની એક ચીખ પાડી, અને તે આંખો પાછી બંધ કરી દીધી—કારણ કે હોશ આવતાજ પેલા મોટા સાંપની યાદબી પાછી તાઝી થઇ હતી.

પણ સલીમે પયારના અલફાઝો કેહયા જેનાં દરેકે દરેક લવઝમાં મીઠાસ હતો. અને વલી તેણે દીલાસાના શબદોથી તે માશુકાના કાનમાં બોલી લીધા, જે સાંભલીને ઝોહરાને ખાત્રી થઇ કે તેના પરનું વાદલ વીટી ગયું હતું, દુશમન દુર થયો હતો, અને પયારો સલીમ મઝબુદ હતો !

હવે તે ઉઠી, અને ઉઠતાંને વાર સલીમની ગરદનપર બન્ને હાથો જોરથી દાબી દઈ તેનાં ખભાંપર પોતાનું માથું મુકીને રડી!

સલીમે તે ભરાવદાર પયારૂં માથું વહાલથી પસંવારયું, અને ઘણીવાર તે માથાને પોતાના હાથોમાં પકડી લઇ તેણે પોતાની નજરમાં ઝોહરાની નઝર નાંખી, ઝોહરાની ચળકતી મોટી આંખોપર પોતાના હોટ દાબી દીધા, અને તે ગુલાબી આંખો જે થોડાજ વખતપર વાત માટે ખુલ્યા હતા તે લબોને બોસાના વરસાદથી ભીંજવી નાખયા!

દીવસોના તે છુટા પડી ગયલા આશક-માશુક હમણાજ ફરીથી સાથે મલ્યાં, અને જયારે તે મલ્યાં ત્યારે મીનીટો સુધી તેઓ પોતાની મીઠી બગલગીરીથી છુટા પડી શકયાં નહીં!

"ઓ, ઝોહરા" તેના બંને હાથો પોતાના બેઉ હાથોમાં લઇને સલીમ બોલ્યો "શું તું સાંપની દહેશતથી એકાએક વાચા પામીને બોલતી થઇ, કે તેં કાંઈ—"

"ખામોશ, પયારા" ઝોહરાએ વચે બોલી દઇને સમજાવ્યું "તું મને ન પુછ; મગર, મારા તરફથી એટલુંજ જાણી લે કે તહારી પયારી ઝોહરા હવે તારી આગળ તો કદીબી મુંગી-બહેરી બનનાર નથીજ નથી."

"ઓ ખુશાલી" સલીમ ખુશીથી બોલ્યો "મને કેવું દીલમાં લાગ્યા કરતું હતું કે મારી પયારી ઝોહરામાં એક હુરના જેવી ખુબસુરતી છે, મગર જે નથી તે વાચા અને સાંભળવાની ઈનદરી—"

"હવે તો તેબી છે, સલીમ, પયારા મારા વહાલા સલીમ, હવે તો તેબી છે, પણ—"

અને તે અહીં ગમથી દુઃખી થઇને સલીમની આંખમાં આંખ નાંખીને અચકી ગઇ, અને જયારે તેને સલીમે અચકેલી જોઇ, ત્યારે તે પોતે અધીરાઇથી પુછવા લાગ્યો, "પણ—પણ શું, આગળ બોલ, પયારી, આગળ બોલ."

અને જાણે તેના સખુનને માન આપતી હોય તેમ ઝોહરા તેના વાક્યને પુરો થતાંજ પછી બોલી "પણ, જે જોઇએ તેજ નથી."

"મને સમજાવ, ઝોહરા, તું મને તો સમજાવ" સલીમ કાલાવાલા કરતી હવે ઝોહરાના હાથોને પોતાની છાતીપર લઇને બોલ્યો.

"અફસોસ! મારામાં દુન્યાની ખુબસુરતી છે; દુન્યાનો પયાર છે, દુન્યાનાં હુસ્નો—જમાલ છે, મગર, જે ચીઝ માણસ ઝાતને માટે બહીશત બનાવેછ તેજ નથી, સદહઝાર અફસોસ, સલીમ કે મારી પાસે ઇશ્કે મીઝાજી છે—પણ પાક ખુદાનો પયાર, અફસોસ, ઇશ્કે હકીકી નથી, નથી, અફસોસ કે તે મારામાં બીલકુલજ નથી."

અને તેટલું બોલીને તે પસ્તાયલી સુંદરી પોતાના પયારા આશકના ખભાપર માથું મુકીને પછી બેહોશ થઇ ગઈ!



# પ્રકરણ ૪૦ મું.

## આગલી થોડીક હકીકત.

ઝોહરાને તે એકાંત ટાપુ ઉપર તેના આશક સલીમ સાથ છોડીને થોડો વખત આપણે અલગ થઇને દેહલીમાં શું બનયું તે જરા જોઇ લઇશું. આપણે જાણીએ છીએ તેમ ઝોહરાનો ભાઇ હુસેન લુટારૂ સલમાનના દેહલીના જંગલમાંના ભોંયરામાં કેદ થયા પછી ઝોહરાનેબી સલમાન ઉઠાવી ગયો અને તેથી તેઓનું આલીશાન મકાન-અમીરી મહેલ-ધણીધોરી વગરનું થઇ પડ્યું. તે ઘરપર દેહલીની તે વખતની લોદી વંશની સરકારના હુકમથી પહેરેદારને બેસાડવામાં આવયો, મગર તે મકાનના જવાન માલેકોનો શરીક હકીમ રૂસ્તમખાન તે મકાનપર પોતાની દેખરેખ દર આઠ દીવસે જાતી મુલાકાત લઇને રાખતો હતો. સરકારી માણુસો તે આલીશાન મકાનના માલેકોના એક પછી એક ગુમ થઇ જવાથી ઘણા હયરત અંગેઝ રહયા, મગર તેજ મકાનમાંથી થોડાજ વખતપર ગુમ થયલી એક જવાન ખુબ સુરત બુઆ-હુસેનની માશુક-મર્યમના ગુમ થઇ જવા વખતે તેઓ લુટારૂઓપર જે શક લઇ ગયા હતા તેજ શક હુસેન અને ઝોહરાના બાબમાંબી લઇ ગયા; અને તેથી, તેઓએ સઘલો ટોપલો લુટારૂઓને માથે ટોકતાંજ ઇનામ છપાવયું કે જેબી કોઇ મરીયમ, હુસેન અને ઝોહરાને ઉઠાવી જનાર શખસ અથવા શખસોનો પતો મેળવી આપશે તેને બે હઝાર અશરફીનું ઇનામ આપવામાં આવશે. સરકારી માણુસોને મરીયમ વખતે થોડો શક લુટારૂપર ગયો હતો, જેમાં પુરી ખાત્રી તયારેજ તેઓની થઇ કે જ્યારે ધોળે દીવસે ધોરી રસ્તાપરથી હુસેનને એક લુટારૂજ ઘોડાપર ઉઠાવી ગયો; અને તેજ શક હકીમ રૂસ્તમ ખાનનેબી પુરી ખાત્રી સાથે થવાથી તેણે વળી ઉપલા સરકારી ઇના-

મમાં પોતાની તરફથી બીજા બે હઝારનો ઉમેરો લખાવયો. જેથી થયું એમ, કે દેહલીમાં મોટી ચકચાર ઉડી રહી; અને ચાર હઝાર સોનાની અશરફી મેળવવા માટે પ્રજામાંથી કેટલાક શખસો પોલીસના કામના મદદગાર થઇ પડયા !

વળી, દેહલીમાં બીજી એક જોશભેર અફવા ઉડી રહી કે સલીમ એક જાદુગર હતો અને તે પોતાના જાદુના ઝોરથી હયવાન બની જઇને કેદખાનામાંથી અને કતલથી બચીને નહાસી ગયો હતો; અને નહાસતી વખતે તેણે કોઈ પોતાના વેરને વાસ્તે યહુદી ઇસાકરને અને ખાનખાનાન બેહેરામખાનને જાનથી મારી નાંખયા હતા !! તેથીબી બહલોલની સરકારે ઇનામ છાપયું હતું, કે બે હઝાર સોના મોહરનું ઇનામ તે શખસ જીતી જાય કે જે શખસ સલીમને ઇનસાન યા હયવાનની હાલતમાં જીવતો પકડી લાવે ! આપણે જાણીએ છીએ કે સરકાર તે વાતમાં કેટલી થાપ ખાઇ ગઇ હતી; સલીમ તો શયતાનના કબાલાથી વરધ અવસ્થામાંથી જવાન થયો હતો, અને શયતાનની શરતના સબબેજ તે દરમહીને હયવાનની સુરતમાં બદલાતો તે વખતેબી કઇદખાનામાં હયવાન બની ગયો હતો, અને તેણે ભાણ-ભુલા મગઝે ઇસાકર અને બહેરામખાનના ખુન કરયા હતા. સલીમ તો શયતાનની મદદથી જઇને ઝોહરાને આનદાબાદના ટાપુપર મલ્યોબી હતો, અને તેને વાસ્તે દેહલીમાં તરેહવાર ચકચાર અને ધરપકડ ચાલી રહી હતી ! તેનું કીમતી મકાન અને તેનો કીમતી સામાન અને ઝરઝવાહીરાત સરકારે તમામે તમામ જપત કરયા. અને તે મકાન સરકારનાજ એક શ્રીમંત દરબારીએ ખરીદી લીધું. અને પોતાનાં કુટુંબ સાથે તે તેમાં જઇને રહયોબી !!

સલીમનીજ ધરની મુઆફેક યેહુદી ઇસાકર બીન સોલોમનનું પઇસાથી પુર ઘરબી સરકારેજ જપત્ત કરયું, કારણ કે યહુદીનો કોઇ વારસ નહીં હતો અને વલી સરકાર તે યહુદીને મરહુમ ખાનખાનાન બેહેરામખાનની અફરતનો ખુની માનતી હતી. આપણે તો જાણીએ

છીએ કે વરૂધ બેહેરામખાનની ઓરત ઝુબઇદા જવાન બેગ સઓલતપર આશક પડી ગઇ હતી, અને એક રાતના તે આશક સાથ પકડાવાથી બેહેરામખાને ઝુબઇદાને કઇદ કરાવી હતી, અને વલી તે જવાન આશક-માશુકે દગાથી ગીરવી મુકેલા હીરાના હારમાં દગો કરીને મરહુમ ઇસાકરે કાચના કટકા ઠેસવયા હતા, તેથી મરહુમ બેહેરામખાને ઇસાકરને પોતાનાજ હુકમથી કૈદ કરાવી દીધો હતો! પોતાના હુકમથી બેહેરામખાને તે યહુદીને કૈદ કરાવીને પોતાની આબરૂને હાથ નહીં લાગે તેવી રીતે ખાનગીમાં તપાસ પાછળથી કોઇ પ્રસંગપર ચલાવવાનો વીચાર કીધેલો, પણ તેટલાં તો કેદખાનાની સલીમવાળી જ કોટડીમાં સંજોગે તેને પુરેલો હોવાથી ઇસાકર પોતાની તપાસ ચાલે તે અગાઉ ભેદમાં અને ભેદમાંજ મરી ગયો, અને વળી અધુરામાં પુરૂં તેજ રાતના ઇસાકરની સાથે વરૂનો ભોગ થઇને બેહેરામખાનબી મરી ગયો, જેથી સરકાર અંધારામાં રહી કે બેહેરામખાનના ઘરમાં તેની ધણીયાણી ઝુબઇદાને દાગીનાની લાલચે યહુદી ઇસાકરે મારી નાંખી હોય, અને તેથીજ ખાનખાનાન બેહેરામખાને યહુદીને કૈદ કરાવયો હોય! ખરી વાત તો બેહેરામખાનના એક વફાદાર નોકર અને ઇસાકરને પકડી લાવનારા ફોજદાર અને કેટલાક સીપાહો જાણતા હતા, મગર, પેલો વફાદાર નોકર પોતાના મરહુમ શેઠ તરફની વફાદારી અને નીમકહલાલી માટે ખુલાસો કરવા બહાર પડયો નહીં, અને ઇસાકરને પકડી લાવનારા ફોજદાર સાહેબ પોતે વધારે ખટપટમાં નહીં ઉતરવા ચુપચાપ થયા, સીપાહોનેબી તેણે ચુપ રાખયા, અને પેલો હીરાનો કીમતી હાર પોતેજ રાખેલો પોતાનેજ વાસ્તે રાખીબી લીધો! !—આવું બધું અંધેર તે લોદી વંશના બાદશાહ બહલોલના વખતમાં ચાલતું હતું, અને બધાજ પોતપોતાને ગમે તેમ લાલચ ખાતા, મઝાહ મારતા, અને અંધેર રાજ્યકારોબારને વધારે અંધેર બનાવતા હતા ! !

વલી, ખાનખાનાન બેહેરામખાનનું મકાનબી તમામ રાચરચીલા સાથે સરકારનેજ ખાતે ગયું, કેમ જે સરકાર જાણતી નહીં હતી કે તે મકાનના મરનાર માલેકની ધણીયાણી ઝુબઇદા તો મરનારનાજ ગુસ્સાના પરીણામથી દહેલીમાંનાં એક છુપા મકાનમાં કેદ હતી, જે મકાનને લોકો "મુફ્લીસ ઔરતોના ગાલીચા બનાવવાના કારખાના"ના નીરદોશ મકાનને નામે ઓલખતા હતાં, મગર તે મકાનમાં છુપું કેદખાનું હતું જેમાં જેઓ જાણે તેઓ પોતાના પઇસાના ઝોરથી પોતાના રસ્તામાં નડતર કરનારા માણસોને કેદ કરાવતા હતા! વલી, તેજ મકાનમાં ઝુબઇદા સાથે નસીબ સંજોગે મરીયમની મુલાકાત થઇ હતી; જે મરીયમને ઝોહરાએ પોતાની ઉપરવારી ભોજાઇ નહીં થાય તે માટે કેદ કરાવી હતી!

હવે ત્યારે, આપણે આપણી વાર્તાના પાત્રોને જોઇ આવ્યા છીએ. હકીમ રૂસ્તમખાન દેહલીમાં મૌજ મારતો હકીમાથીજ દલ્લો ભેગો કરે છે, મરીયમ અને ઝુબઇદા ઔરતોના કારખાનામાં કેદ છે, જ્યારે ઝોહરાનો ભાઇ હુસેન અને ઝુબઇદાનો આશક સઓલત, લુટારૂ સલમાનના દેહલીના ભોંયરામાં કેદ જેવાજ રહેલા છે.—ઔરતોના ગાલીચા બનાવવાના કારખાનાની બદમાશ બુઢ્યા માલેક પોતાની ઝઇફીમાં દોઝખ બનાવતી તે નીરદોશ બે કેદીઓપર ઝુલ્મ ગુઝારતી જીવે છે, અને મરનાર બહેરામખાનનો પેલો વફાદાર નોકર પોતાના મરહુમ માલેકનો ભેદ છુપાવેલો રાખીનેજ દેહલીમાં બીજે ઠેકાણે નોકરી કરે છે; આપણને આપણી વાર્તામાં આ છેલ્લા માણસ સાથેબી ભવીષ્યમાં થોડુંક કામ છે. જે યાદ કરીને હવે આપણે ઝોહરા, તેના પ્યારા ભરતાર સલીમ, અને તેના આશક લુટારૂ સલમાન તરફ આનદામાનના તે એકાંત ટાપુ ઉપર નઝર નાંખશું.

ઝોહરા પોતાનામાં ઇશકે મીઝાજી છે, મગર ઇશકે હકીકી નથી એ બબાપો કરતાંજ બેસુધ થયલી થોડોવાર તેમ રહી, અને તે અરસા

દરમ્યાન સલીમને કાંઇ કાંઇ વીચારો પયદા થયા ! તે હવે સમજવા લાગયો કે જેમ તે પોતે શયતાનનો ગુલામ થઇને પાપી બન્યો હતો, તેમજ તેની આ ખુબસુરત ઔરતમાંબી પાપ અને પાપનોજ ઢગલે ઢગલો વસ્તો હતો ! તે કે જે બનાવટી મુગી-બહેરી બનીને દુનયાને બનાવી ગઇ હતી, તે સલીમને હવે લાગી કે હજુણથી વધારે ઉંડા પાણીમાં હતી ! !

આખરે ઝોહરા પોતાની સુધીમાં આવી, અને જયારે સુધીમાં આવી તયારે તે સલીમને ટગર ટગર જોયા બાદ આજુબાજુ નઝર નાંખવા લાગી, અને બેખયાલ તે બોલી પડી "તે અહીં નથી ! ગયો !"

"કોણ ગયો ? કોણ નથી ? વ્હાલી ઝોહરા, તું એ શું બોલેછ ? શું તારા મગઝમાંથી હજુણ તે જહરીલા જાનવરનો ખયાલ દુર થયો નથી કે તેને માટે પુછેછ ?" સલીમે ઝોહરાને શાંત પાડતાં કહયું.

"હં તયારે ?" ઝોહરા ખયાલ કરીને બોલી. તે સાવધ થતાંજ બોલી અને પુછવા પડી તે પેલા લુટારૂ સલમાનને માટે હતું, પણ લુટારૂને સલીમે જોયલોજ નહી હોવાથી સલીમ પેલા મોટા સાંપના ખયાલમાં રહીને તે જાનવર માટે બોલવા લાગયો, અને તે સાંભળીને ઝડપથી ઝોહરાએ ફેરવી તોલતાં કહયું "તયારે શું તે ઝહરીલો દુશમન દુર થયો કે ?",

"અરે તેને તો મેં મારી નાંખયો" સલીમે સમજાવ્યું "અહીં હવે આપણો દુશમન કોઇજ નથી, હવે તો આપણે અકેલા મઝાહ મારશું."

"ખરેખર શું આપણે અકેલાજ છીએ કે વ્હાલા સલીમ ?" ઝોહરા પોતાની ખાત્રી કરી લેવા માંગતી હતી કે સલીમે સલમાનને જોયો હતો કે બીલકુલજ નહી, તેથી તે બેફ્અમ રહેવાના પેત્રા કરીને પાછી આજુબાજુ જોતાં બોલી "ઓ આપણે અકેલા હોઇએ તો કેવી મઝાહ ? દુનયાની જંજાળજ નહી."

"હા, આપણે બેઉ એકલાજ છીએ. હું કેટલાક દીવસ થયાં અહીંઆં છેઉં, પણ પેલી તલવાર સીવાય અને તહારા સીવાય મેં બીજી કોઇબી મહને અજાયબ કરનારી ચીઝ જોઇ જ નથી. કોઇબી માણુસ નથી, કોઇ મરદ નથી, કોઇ અઉરત નથી, કોઇ ઘર નથી, અને તલવાર કયાંથી આવી ! અને ઝોહરા તું પોતેબી અહીં કયાંથી આવી !" સલીમ તેના માથાપર હાથ ફેરવીને બોલ્યો.

"પયારા શઉહર, હું પોતે કેમ આવી તે તો પછીજ સમજાવીશ, પણ પેલીં તલવાર તો મહારી પાસે છેલી હતી જે હું મહારી સાથે લાવી." પોતાનો શક જોકે દુર થયો હતો, તોબી સલીમને બનાવતાં તે બોલી કે કદાચને હજુણબી કાંઈ તે પેટમાં રાખતો હોય તો કહી દે.

"તયારે એ તલવાર તહારી હતી, અને તું દુર તે છોડી અહીં ચાલી આવીને જે ભુલ કરી બેઠી હતી તે ભુલ મેં સુધારી, એમ કે ?" સલીમ બોલ્યો "અજાયબ સંજોગે તહારી તલવાર મહારા હાથમાં આવી ગઈ, અને તેવાજ અજાયબ સંજોગથી હું તુને તેનાથીજ બચાવી શકયો !"

"અને વલી તહમે પોતે મહને કયાં અજાયબ સંજોગ વગરજ મલી ગયાછ જે તેની વાત !" ઝોહરા સલીમની ગરદન આસપાસ હાથ વીંટાલીને બોલી "મહારા ધણી, તહમે મહને કહોની કે તહમે દેહલીના કેદખાનામાંથી બચીને અહીં કેમ આવી લાગયા ? હં, બોલોની!" અને તે "હં, બોલોની !" સાથેજ ઝોહરાએ સલીમના કપાલપર એક બોસો લીધો, જેથી તે શઉહર થોડોક પીગલીને પાણી થયો !

તે થોડોક પીગલ્યો, પણ પોતાની વાત કહી દેવા સરખી તે હીમત એકદમ કરી શકયોજ નહીં; અને તેથી તે અચકયો.

"મહને લાગેછ કે તહમે કાંઇ બોલવા માંગોછ, પણ બોલતા નથી, તેનું કારણ શું ?" ઝોહરાએ પુછયું.

"મ્હારી ઝીંદગીમાં એક મોટો ભેદ છે અને હું તે કોઇને કહેવા માંગતોજ નથી, સીવાય કે તું !" સલીમ બોલ્યો "પણ, તુનેબી હું તે ભેદ ત્યારેજ કહું કે જ્યારે તું પોતેબી ત્હારી વાત મ્હને કહી દે ! મને લાગેછ કે ઇશકે મીઝાજી અને ઇશકે હકીકીના સંબંધમાં તું જે બોલી તેમાં ઘણું મોટું વજુદ છે, અને તું ત્હારા પોતાનામાં કોઇ તેવોજ મોટો ભેદ રાખેછ ! મ્હને તું ત્હારી વાત પહેલા કહી દેશેં તો હું કસમ ખાઇને કહુંછ કે મ્હારો ભેદ હું તુને પોતાને કહી દેવામાં જરાકબી અચકશ, કે અટકશ નહીં !"

"મહને ત્હમારી કોઇબી વાત નામંઝુર નથી, મહારા વહાલા શઉહર" ઝોહરા સમજાવતી બોલી "લેઓ, હું ત્હમોને મ્હારી બધા કહી દેવા કબુલ છેઉં, પણ એકજ શરતે કે ત્હમે મ્હને જેમ ચાહોછ તેમજ ચાહતાં રહો, અને મ્હને નફરતથી ધીકકારો નહીં !"

"મ્હને કબુલ વ મંઝુર છે" સલીમે કહયું.

"તો ચાલો" ઝોહરા બોલી "અહીં ખુલ્લા જંગલમાં તાપ બહુ પડેછ, પેલાં દુરના ઝાડ આગળની છોટીસી ટેકડીપર કાંઈ ગુફા જેવું લાગેછ, તેને આપણા મકાન તરીકે સમજીને તે ગુફામાં બેસીને વાત કરીએ." ઝોહરા તેમ બોલી, પણ તેથી તેની મતલબ એમ હતી કે કોઇ સબબથી જો સલમાન પાછલથી ત્યાં આવીબી લાગે તો તે તેમને જોઇ શકે નહીં.

"પણ, મ્હને લાગેછ કે તે ગુફા કોઇ વીકાલ જાનવરનો હશે." સલીમે ચીંતા બતાવીને કહયું.

"ખાંડણયામાં માથું મુકાયુંછ તે હવે ધબકારાથી શાના બીહોછ?" ઝોહરા બોલી "આવા એકાંત બીઆબાનમાં તો આપણે આવીને પડયાંછ, હવે વાઘ વરૂથી શાનું ડરવાનું ? પેલા સાંપને માર્યો તેમ તલવારથી વાઘનેબી મારજો ! જે થશે તે ખરૂં, પણ મ્હને તો લાગેછ કે આપણે તયાંજ મુકામ કરીએ તો ઠીક. મ્હને તો આજે પહેલીજ

વખત આએ ગુફા જણાયોછ, નહીં તો એમાંજ રહીને દાહાડા કાઢતે."

અને તે બેઉ તે પછી એકબીજાની પાંખડી પકડીને તેગુફાની તરફ ગયાં !

નસીબં સંજોગે તે એક પડત ગુફા હતો, અને તેની એક બાજુ ઝાંહીઓથી છુપાયલી હતી. તે બંને તેમાં દાખલ થયાં, અને ઝોહરાના કહેવાથી જે બાજુથી તેઓ દાખલ થયાં તે બાજુએ તયાં અંદર પડેલા થોડાક પતથરાઓ સલીમે નાંખયા, અને તેઓએ તે ગુફાને ઘર માફક થોડુંક અંધયાર બનાવયું. "લેઓ, આએ થયું આપણાં બેનું જંગલમાંનું ઘર" ઝોહરા હસીને સલીમને કહેવા પડી "પ્રતથરા ખસાડીને જોઇએ તયારે બહાર ગયા, ફળફુલાદી ખાધી, પાણી પીધું, અને જાનવરની ધાસ્તી થોડી ઘણી દુર રાખવા આંએ ગુફામાં આવીને રહયા. એક બાજુએ તો ઝાડીનો દરવાઝો છેજ, અને બીજી બાજુએથી પતથરા પાહણકાનો દરવાઝો ! જયારે અહીંજ આવયાં, સાથેજ ધણી-ધણીઆણી મલયાં, તો પછી એબી સહી, કેમ, વહાલા સલીમ?"

"ખરી વાત છે મહારાં જાન." સલીમ પયારથી બોલયો "પણ હવે તું તહારી વાત ચલાવ. મહને તહારો ભેદ શું છે તે જાણે જાણવા માટેની ચટપટ થયા કરેછ!"

"પણ મહારી વાત સાંભળયા પછી મહને તહમે ધીકકારો તો નહીની ?"

"એક વખતે ના કહયું, તો માણસનો ખરો સખુન તેજ છે કે બોલેલું ફરવું નહીં." સલીમે કહયું, અને હવે ઝોહરાએ પોતાની આગલી હકીકત સલીમને કહેવા માંડી.

"મહારા અમીરી પીહરની હું વડી બેટી થાઉ, અને મહારો ભાઈ હુસેન મહારાં કેરતાં નહાનો. મહારા ભાઇ હુસેનનો જનમ થયો ત્યારે હું જો કે નાહાન હતી, તોબી મેં તે વખતે જાણયું કે મહારા પીહર અને મહારા માહર વચ્ચે ભાઇ હુસેનના સંબંધમાં મોટી એક પંચાતી

થઇ હતી. તે વખતે તો એક મોટી પંચાતી થઇને રહી ગઇ, પણ હું જ્યારે પંદર વરસની ઉંમરની થઇ ત્યારે એક રાતના મ્હારી વહાલી માદરનું ખુન થયલું મેં સાંભલ્યું, અને તે લહુથી આલુદા થયલી માદરની લાશને જોઇને હું એકદમ હબતાઇ ગઇ ! મ્હારો ભાઇ તો જાણે સમજ નહી રાખતો હતો તેથી તેનાપર બહુ અસર નહીં થઇ, પણ મ્હારીપર બહુ મોટી અસર થઇ, જેથી હું કેટલાક કલાકો સુધી મુની આવજ જેવી પડી રહી. મ્હારા પીદરે મ્હને પોતાના ઘરના હકીમ રૂસ્તમખાનની સારવારમાં હકીમ રૂસ્તમખાનને ઘર મોકલી દીધી. હકીમને ઘર કલાકો પછી હું સુધીમાં આવી અને હકીમને મ્હારી માદરના સંબંધમાં હું પુછવા પડી. તે વખતે હકીમ રૂસ્તમખાને મ્હને કહયું કે જો 'હું તેના તાબામાં અને હુકમમાં સદા રહું તો તે મ્હને મ્હારા બાપની સદાની વહાલી બેટી બનાવવાની એક ટક સુઝાડશે.' મેં હા કહયું, જેથી હકીમ રૂસ્તમખાને કહયું "ઝોહરા, તારો ભાઇ હુસેન તારા બાપનો પોતાનોજ બેટો છે અને તે છતાંબી ધોખો ખાઇને તારા બાપે હુસેનના જનમવા પછી તારી માદર સાથે મોટી એક પંચાતી કીધી ! અને વળી તે પંચાતી પછીના કેટલાક વરસો બાદ આજે તેજ અસલી ધોખામાં રહીને તારા બાપે તારી માદરનું અને એક બીજા શખસનું ખુન કીધુંછ ! જો તું તારા બાપની વહાલી થવા માંગતી હોય તો, અને તારો ભાઇ તારા બાપની નઝરમાં અલખામણો રહે તેવું ઇચછવા માંગતી હોય તો, તારા મોંઢાને સદા સુધીનું તાળું મારતા શીખ. મારો ઇરાદો તો એ છે કે તું જો મુંગી બહેરી બનવાનો ઢોંગ કરે તો કોઇબી દીવસ તારાથી એ ભેદ જે હું કહુંછ તે ભેદ કોંઇ આગળ બોલાઇ જશે નહીં, તારો ભાઇ તારા પીદરનોજ ખરો વારેસ બેટો છે એ જણાઇ જશે નહીં, અને તું સદા સુધી તારા પીદરની નઝરમાં તેની એક પુરી બેટી તરીકે માન અને ચાહ ભોગવશે." મેં હકીમ રૂસ્તમખાનને તે ભેદ પુછયો, તેણે મને માદરનાં સંબંધમાં મારા બાપે શું ભુલ કીધી હતી તે કહી દીધી.

અને હકીમના કહેવા મુજબ મારા ભાઈ તરફ મારા પીદરનો ચાહ કદીબી નહીં પયદા થાય તે સારૂં મેં બનાવટી મુંગી–બહેરી બનવાનું કુબુલ કીધું.”

“ત્યારે તે ભેદ મને તમામ તું કહે, ઝોહરા.” સલીમે કહયું “તું તારા બાપના ખુનની વીગત છુપાવવા ખાતર નહી પણ તારા ભાઇનો ભેદ કદીબી બહાર નહી પડી જાય તેથી બનાવટી મુંગી–બહેરી થઈ, તો તે ભેદ એવો તે શું છે તે મને તું કહી દે, ઝોહરા.”

અને અહી ઝોહરાએ સલીમને તે ભેદ કહી દીધો, જે વીગત આપણી વાર્તાના વક્ષાંને સાચવી રાખવાને ખાતર આપણે હાલમાં જાણી શકશું નહી.

તે ભેદ જાણીને સલીમે દાંતમાં આંગળી કરડી લીધી અને બોલ્યો, “ઝોહરા તયારે હકીમ રૂસ્તમખાનની શીખવણીથી તું એકજ બાપ અને એકજ માદરના પોતાના વહાલા બીરાદર હુસેન તરફ એક હમશીર નહી પણ શમશીર પુરવાર થઇ.”

“અફસોસ કે હું પાછળથી બહુ પસ્તાઇ, પણ પછી મારેથી પાછું બદલાયું નહીં !” ઝોહરા બોલી “અને આજ સુધી હું મારા ભાઇ તરફ શમશીરની શમશીરજ રહી. સલીમ, તું ખયાલ કર પયારા, કે એક બોલતા સાંભળતા માણસને નકલી મુંગા બહેરા બની જવામાં કેટલો બધો કાબુ પોતાના દીલ અને દીમાગપર રાખવો પડે ? સામે વાલા આદમીઓ બોલે અને તેઓના સવાલનો જવાબ આપવા માટે વાચા હોય, છતાંબી નહી બોલવું એબી એક તનપર તસ્દી ઉઠાવવાની વાત છે. બીજાઓ જે વાતચીત કરતા તે વાતચીતમાં ભાગ લેવાની ઘણીબી મરઝી હોય છતાંબી પતથરના એક પુતળાંની માફક એક બાજુએ બેસી રહેવું એબી એક સીતમ છે ! મગર, એ બધી તસ્દી, તકલીફ અને સીતમ મેં મહારા ભાઇના હકપર તરાપ મારવાને ખાતર મહારા તનપર વહોરી લીધા હતા, અને તે મહારી ઇચ્છાને

મેં ફુલાદની માંફક સખ્ત બનાવી! વલી, હું જયારે એકલીબી પડતી તો બોલતી નહીં કે ગાયણો ગાતી નહીં, કારણ કે હું બીહતી હતી કે રખેને કોઇબી સાંભળી લે, — એટલી બધી ચોકસી રહેતી કે દીવાલોનેબી કાન હોય અને કદાચ તે સાંભળીને મહને રૂસવા કરે! અને આજે ટાપુપર જયારે આવી લાગી તયારેબી કોઇ માણસ નહીં હોવા છતાં હું મુંગી અને મુંગીજ રહી. ચલીયાં અને પક્ષીઓનાં ગાયણોનો જવાબ મેં નહી કર્યો, નાલાંના પાણીના ધીમા આવાઝનો મેં પઢઘા પાછો નહીં આપયો, યા મેં દરીયાવના ઉછલતા મોજ-ઓના આવાઝ સાથ આવાઝ નહીં મેલવયો! લગભગ દશ દશ વરસો સુધી એવી રીતે હું બનાવતી મુંગી-બહેરી રહી, જે વાત હકીમ રૂસ્તમખાન સીવાય કોઇબી માણસ ઝાતને ખબર નહીંજ હતી—પણ આજે ત્હમે વહાલાએ મારો ભેદ જાણી લીધો! મેં પાકખુદાના ખૌફનો ખયાલ નહીં કીધો, મારા ભાઇને દુખ આપીને હું પોતેબી એમ સમજ કે દુખ ખમતીજ રહી. અને ઘણી વખતે ઝુલ્મમાં અસીર બની, પયાંરા સલીમ, તુંને બચાવવા મેં લુટારૂને રોકયો. પણ, તે બદમાશ લુટારૂ મ્હનેજ નહસાડી ગયો! હું જો તે વખતે બુમ બરાડા પાડતે તો મહને કોઇબી ગામડામાં કોઇબી આદમી બચાવવાની કોશીશ કરતે, પણ મહારા મુંગા-બહેરાંપણાંની હુજતને ખાતર મેં બુમ પાડી નહીં, અને મને લુટારૂ સલમાન વહાણમાં બેસાડીનેં રંગુન જવા લાગયો. તુફાન થયું, અને અમો ભાંગેલા વહાણમાંથી છુટા પડી ગયાં. લુટારૂ કોણ જાણે કયાં ગયો, અને હું આએ ઉજડ ટાપુ ઉપર આવી પડી. પ્યારા મહારા, જો કે તારી નજરમાં હું એક બેવફા બહેન તરીકે જણાઇ હોઉં, તોબી યાદ રાખજે કે હું એક બેવફા મ્હોરદાર તો બનીજ નથી. આપણે કીયાથી નહીં તો ખુદ દીલથી ભરતાર અને મંહોરદાર તરીકે એક થયા હતા અને તેથીજ મેં કદીબી બીજાને મહારો પયાર આપયોજ નથી, બલકે મેં મહારી દામન પાક રાખવા માટે લુટારૂ સલમાન સાથે વંહાણપરબી લડત ચલાવી છે.”

"તેની ખાત્રી મ્હને દેહલીના કેદખાનામાં મલી ગઇ." સલીમ એકાએક બોલ્યો

"તઅજજુબ, તે વળી કેમ ?" ઝોહરાએ અજાયબીથી કહયું.

"મહને શયતાને તે બતાવયું." સલીમ બોલ્યો.

"શયતાને ? લાહોલવલ્લા કુવવત ! સલીમ, પ્યારા સલીમ, તહમો તહમારી હોશમાં તો છોઓની ? શયતાન ! શયતાને તહમને મ્હારી પાકદામનીની ખાત્રી આપી ? એ શું બોલોછ ?" ઝોહરાએ પુકાર્યું.

"હું જે બોલુંછ, તે તદનજ ખરૂં બોલુંછ." સલીમે કહયું "ઝોહરા, ઝોહરા, ના સમજ તું કે તુંજ એકેલી પાપી છે, પણ પાપી તો હુંબી છેઉં. તારા દીલમાં પાકખુદાનો પયાર—ઇશકે હકીકી—નથી, તો મ્હારા દીલમાંબી તેજ નથી! તું એક હમશીર નહીં પણ શમશીર છે, તો હુંબી એક ઇનસાન છતાં હયવાન છું."

"શું તું એ સાચું બોલેછ ?" ઝોહરાએ સલીમનો હાથ એકદમ પકડી લેતાં પુછયું " સલીમ, શું તુંબી મહારી મુઆફેક પાપીજ છે?"

"તહારાથી ઝીઆદા !" સલીમે મુરજ્ઝાયલું હસ્વું હસીને કહયું "તું તો એક પાપી છે, મગર હું તો ખુદ શયતાનનો પોતાનો ગુલામ છું."

અને તે સાંભળીને ઝોહરાએ ફાટે ફાટે ડોળે સલીમ તરફ જોતાં પોતાના હાથોમાં પકડેલો સલીમનો હાથ સદે એક નીસાંસા સાથે છોડી દીધો !

# પ્રકરણ ૪૧ મું.

## તુરકીશ હુરી !

આપણી વારતાની ભવીશયની સાંકલનાં જોડાણ માટે આપણને હવે કોઇ બીજીજ તરફ જવું જોઇશે, જયાં તદનજ દુર જવા સાથે આપણે નવીજ શુરૂઆત કરીશું. અને તેથી તયારે, આનદામાનના ઉજડ ટાપુ ઉપર ઓફરા, સલીમ અને લુટારૂ સલમાનને છોડીને આપણે તેઓથી થોડોક વખત દુર થઇશું.

તુર્ક, અને તુરકીઓના મુલકમાં આપણને કામ છે. તે વખતના તુરકીશ સુલતાન માહમુદના રાજ્યમાં તેના પરદેશ ખાતાના વઝીર રૈસ—એફેનદીની નોકરીમાં જે જવાન હતો તેનું નામ ઇબરાહીમ હતું, અને ઇબરાહીમ જેટલો જવાન તેટલોજ ખુબસુરતબી હતો. ઉંચો-ઠીકઠીક ગંઠાયલો અને ઝોરદાર તે ઇબરાહીમ પરણ્યા વગરનો હજુણુ કુંવારોજ હતો, અને રયસ-એફેનદીના તે ખુબસુરત જવાન સેક્રેટરીને ઘણી ખુબસુરત છોકરીઓના પીદરો મનમાં અને મનમાં પોતાનાં જમાઇ કરવા માટેના હવાઇ કીલ્લાઓ બાંધી ચુકયા હતા !

જવાન ઇબ્રાહીમ સંગીતનો બહુ શોકીન હતો, અને પોતાની ફરજથી પરવાર્યાં બાદ તે પોતાના વાજીંત્રને લઇને ગાયણો કલાકોના કલાકો સુધી લલકારતો, અને દીલને બહેલાવતો.

રયસ-એફેનદી જવાન ઇબરાહીમના કામથી ઘણો ખુશ હતો, અને તેના છુપા જાસુસો ઇબરાહીમને ખબર કરીબી ચુકયા હતા કે વઝીર સાહેબ પોતાના જવાન સેક્રેટરીને જો બની શકે તો નામવર સુલતાન માહમુદની નોકરીમાં મોકલી આપવા માંગતા હતા ! ઇબરાહીમ તે છુપી 'ખબર' સાંભળીને મનમાં ઘણોં ખુશ થયો કે તેનો આકા

ઝરૂર કોઇ દીવસે સુલતાનની દરબારમાં ઉંચા હોદદા ઉપર તેને મોકલાવશેજ.

પોતાની ફરઝ અને ગાયણોની મોજ તમામ કર્યા પછી કેટલીક વાર ઇબ્રાહીમ ઇસતમબોલ—કોનસતેનતીનોપલના રસ્તાઓપર ઉતરી પડતો અને તે વખતે તે એવો દોરદમામ બતાવતો નહી હતો કે તે વઝીરનો સેક્રેટરી હતો! તે ઘણો સાદો જવાન હતો, અને સાદામાદા પોશાકમાં તે અકેલો અકેલો ઘણી વખતે રસ્તા અને બાઝારો ફરી આવતો હતો.

તેમજ એક દીવસે સ્હાંજને વખતે ઇસતમબુલની મોટી બાઝારમાં તે ફરતો હતો, તેટલાં તેની નઝર એક નીકાબપોશ સુંદરીપર પડી, જે એક નહાના ખચ્ચર ઉપર સ્વાર થઇને બાઝાર તરફ આવતી હતી અને જેણે ઘણોજ કીમતી એક લીબાસ પહેર્યો હતો. ચહેરાપર નીકાબ જોકે હતો તોબી ઇબરાહીમે તેના છોટાસા નાઝુક હાથો અને પગો-પરથી જોઇ લીધું કે ઘણી જવાન ઉમરની તે કોઈ છોકરી હતી, અને તેની સાથે તેના ખચ્ચરની આસપાસમાં ચાર કનીઝો (દાસીઓ) ચાલતી હતી.

તે સુંદરીના નાઝુક આંગલાઓ જે ખુલ્લા મુકેલા હતા તે ગોરા ગોરા દુધ જેવા હતા, અને તે ગોરા આંગલાઓથી જયારે તેણે પોતાનો નીકાબ એકવાર ગરદન આસપાસથી સ્હેજ ઉંચકીને પોતાને ગળેનો મોતીનો હાર સરખો કીધો તયારે ઇબરાહીમે ખુબ ધ્યાનથી જોયું કે બરફ જેવી તેની ખુબસુરત ગરદન કોઇબી આશકને ઝખમી કરવા પુરતી હતી!

તે ગુલાબ અને તેની ચાર પાંદડીઓનું સરઘસ બાઝારમાં આવેલી એક ઝહવેરીની દુકાન આગલ જઈ ઉભું, તયારે ઝહવેરીએ દોડાદોડી કરી મુકી અને ઘણી ઇઝઝતથી તેણે તે સુંદરીને પોતાની દુકાનમાં બોલાવી. નાઝુક તે બુલબુલને તેની કનીઝોએ ખચ્ચર ઉપ-રથી ઉતરવા માટે હાથ આપયો, જે હાથોપર ટેકો દઇને તે ઉતરી, અને પછી દુકાનમાં દાખલ થઇ.

ઇબ્રાહીમ તે પહેલવહેલીવાર ભાણ ભુલો થઈ ગયો, અને પોતાનો કે પોતાના હોદ્દાનો કાંઇબી બીચાર કર્યા વગર તે એક મામુલી માણસની મુઆફક દુકાનની પાસેથી જઇ ઉભો, અને પેલી સુંદરીની હીલચાલ જોવા પડયો !

ખરીદીને લાંબો વખત લાગયો નહી, અને કેટલીક કીમતી ચીઝોની ખરીદી કર્યા બાદ તે સુંદરી ઝહવેરીની દુકાન ઉપરથી નીચે ઉતરી, અને જેવી તે ખચ્ચર ઉપર સ્વાર થવા ગઇ કે તેની નઝરબી ઇબરાહીમપર પડી.—ઇબ્રાહીમને જોઇને કોણ જાને તે સુંદરીને શું થઇ આવયું ! કેમકે તે બેધયાન થઇ ગઇ, અને સ્વાર થવા જતાં જતાં ચુકી જઇને ઉછલાઈ ગઇ ! ઝહવેરી અને ખુદ ઇબ્રાહીમ પોતે વીજલીવેગે દોડી પહોંચ્યા, પણ ઇબ્રાહીમ પહેલો થયો, અને તેણે પોતાના હાથોની મદદ તે સુંદરીને આપી દીધી, જેથી તે પડતી પડતી બચી !

નહી ધારેલું થઈ ગયું ! અને દુરથી તે સુંદરીને જોઇને બેધયાન થયલા ઇબ્રાહીમને જ્યારે તે પયારા પયારા બોજાને પોતાના હાથોની મદદ આપી દેવી પડી તયારે તો તેને લાગયું કે તેના દીલમાં કોઇ લાગણીએ ઝખમ કીધો હતો ! તે સમજી શકયો નહી કે વરસો સુધી તેને જે ખયાલ મઝબુત રીતે કદી થયોજ નહી હતો, તે હમણાં એકાએક અને એકદમ કેમ થયો ? તેનું દીમાગ તેના કાબુમાં જાણે હતુંજ નહી, અને કોણ જાણે તેના દીલમાં શું થતું હતું !—ફક્ત થોડીક મીનીટમાં તે પયારનો પાઠ એવો તો શીખયો કે તેની પુરી ખાત્રી થઇ કે કામદેવનો તીરબી કોંઈ ચીઝમાં હતો !

વલી, અધુરામાં પુરૂ, ધાંધલ ગભરાટમાં તે સુંદરીનો ઢીલો નીકાબ ખેંચાઇને ઉંચકાઇ ગયો ! હાથોએ જોકે તુરતજ તે ગોરા ગોરા ચહેરાને પાછો છુપાવી તો દીધો, લેકીન ઇબ્રાહીમ તો તે માહાતાબ સરખા ચેહેરાનો દેખાવ એક પલવારબી જોઇને છક્ક થઇ ગયો—અને, તે બીચારા આશકના ઝખમપર નમક છીરકાયું ! !

તે સુંદરી શરમાઇને તુરતજ ખચ્ચર ઉપર કુદી પડી, અને તેણે જતી વખતે ઇબ્રાહીમ તરફ નમીને ડોકું કીધું, અને તે પછી ખચ્ચરને કાંઇક વધારે ઝડપથી ચલાવી ગઇ.

ઇબરાહીમ તો તેની પાછળ જોતોજ ઉભો, અને દુકાનદારે જોકે તેની તરફ એક બે વાર ઘણા ધ્યાનથી જોયું પણ તે પારખી શકયો નહી કે રયસ–એફેન્દીનો આએ કોઇ જવાન સેક્રેટરી હતો, અને જરાક વખ્તમાં તે પ્યારનો પરવાનો બની ગયો હતો !

તે તે મોહલ્લાને નાકે વળી ગઇ ત્યાંસુધી ઇબરાહીમે તેને જોયા કીધી, અને તે ઘણો ખુશ થઇ ગયો ત્યારે કે જ્યારે ગલીમાં વળતી વખ્તે તે સુંદરીએ ગરદન ફેરવીને તેનેબી એકવાર ફરીથી જોઇ લીધો !

દુધમાં ગુલાબનાં પાંદડાં નાંખ્યાં હોય તેમ તે સુંદરીનો ચ્હેરો ઇબરાહીમને જણાયો હતો, અને સુફેદ ગોરા ગોરા મુખડાપર ગુલાબનો રંગ થોડીજ પળ માટે જોઇને પ્યારમાં દીવાનો બનેલો ઇબરાહીમ તે સુંદરી જતી રહી તોબી પોતાની જગ્યાપરથી ખસ્યો નહીં !–અને જ્યારે તે હોશ લાવીને તે જગ્યાએથી ખસ્યો ત્યારે તે પસ્તાયો કે તે પોતે તે સુંદરીની પાછળ પાછળ ગયો કાંયૂ નહીં ?

ઇબરાહીમે તે પછી પેલા ઝહવેરીને પુછ્યું કે તે પેલી સુદરીનું નામ–ઠામ જાણતો હતો કે ? પણ ઝહવેરીએ જ્યારે ના પાડી ત્યારે તે નાઉમીદ બનેલો પોતાના મકાન તરફ પાછો ફર્યો.

તેનું મકાન "પેરા" માં વઝીરના મકાનની પાસેજ હતું. તે ગયો તે વઝીરના મકાનમાં પોતાનું કાંઇ કામ છે કે નહીં તે પુછવા પહેલાં નહીં ગયો, પણ પોતાના મકાનમાં દાખલ થયો; અને જ્યારે તે બીછાના ઉપર જઇને અફલાઇને બેઠો ત્યારે તેને લાગ્યું કે તેનો તે ઓરડો ઠંડો–મઝાહ વગરનો અને સુનો સુનો હતો !

તેણે દીલને મનાવા પોતાનું વાજીંત્ર લીધું, પણ તેના આંગળાંજ કયાં ચાલતાં હતાં ? તેનું મગઝ કયાં ઠેકાણે હતું ? તેનું દીલજ તેના

કાબુમાં ક્યાં હતું કે માને અને કેઇ મોજ મહાલે !

આહહા ! તે પ્યારો પ્યારો ચહેરો ! તે તેના મનની આરસીમાં ફેરો ફરી અને ફરીથી પોતાનો પ્યારો પ્રતીબીંબ નાંખતો હતો !!

ઇબરાહીમ તો પ્યાર ઘેલો થઇ ગયો, અને તે તે રાતના જમ્યા વગર ભુકો સુઈ ગયો ! તેણે ગદેલાપરબી ઉંઘ વગરના આળોટવા માર્યા, અને આખી રાત તેના મનમાં બસ પેલી સુંદરીજ રમી રહી! બીજે દીવસે તે પોતાના આકાની ઓફીસમાં ગયો, પણ ત્યાં કામપર તેનું ધ્યાનજ ક્યાં લાગતું હતું ? ઝબરદસ્તીથી થોડુંક કામ આટોપી લઇ તે પાછો પોતાના મકાનમાં ગયો, અને બપોરે કાંઈ થોડું ખાધું, નહીં ખાધું, કે સ્હાંજ સુધી તેના તેજ વીચારમાં રહયો. મગર, તે સ્હાંજના તેના તકદીરે વધારે ઝોર માર્યું.

વઝીરના છુપા જાસુસોમાંના એકે આવીને તેના કાનમાં કહયું: "નામવર ઇબરાહીમ, આપ જેની ઝીકરમાં છો તે પોતે આપની ફીકરમાં છે."

"મતલબ?" એક આંચકો ખાઇને ઇબરાહીમે તેનો હાથ પકડી લેતાં પુછયું. "તું શું બોલવા માંગેછ તેનો ખુલે ખુલો ખુલાસો કર, ભરમમાં ના બોલ."

"નામવર ઇબરાહીમ" તેણે હળવેથી કહયું. "મ્હને આપને ખબર કરવા માટે છુપી રીતે કહેવામાં આવ્યુંછ, કે ગઇ કાલે જોયલી અને ખચ્ચર ઉપરથી ત્હમે પડી જતી બચાવેલી સુંદરી ત્હમારા પ્યારમાં છે; અગર ત્હમેબી તેના પ્યારમાં હોવ તો ત્હમારી મુલાકાતની આરઝુમંદ છે."

"યા પાક ખુદા !" ઇબરાહીમે એકદમ ઉઠી ઉભો થઇને શાદ બની જઇ પુકાર્યું, "શું તું એ જે બોલી ગયો તે ખરૂં છે ?"

"બીલકુલજ ખરૂં, નામવર." તેણે જવાબ આપ્યો.

"તઅજ્જુબની વાત છે !" ઇબરાહીમે અજાયબી બતાવી. "તેણે

મ્હારૂં નામ કેમ જાણ્યું, અને એટલા ટુંક વખતમાં તે મ્હને પોતાની રૂબરૂ બોલાવવાને કેમ શક્તીવાન થઇ ! કોઇ દગો તો નથીની ?"

"દગો ! હું આપનું નમક ખાનાર નોકર, અને તમો જેવા નેક આકાને ફસાવવા તૈયાર ! તોબાહ !" તે જાસુસ સરદ દીલનો થઇને બોલ્યો. "નામવર ઇબરાહીમ, હું આપને દગો થવા દેઉં, તેનાં કરતાં આપના મુબારક જાન માટે હું મ્હારી પોતાની કુરબાની સૌથી પહેલાં આપી દઉં."

"માફ કર !" ઇબરાહીમ મોટા દીલથી તે નોકરનો હાથ પોતાના બંન્ને હાથોમાં લઇને બોલ્યો. "પણ, મ્હને વ્હેમ ગયો."

"વહેમ લઇ જવાની કોઇ જરૂરત નથી, નામવર" તેણે કહ્યું. "તે હુર પરીનુર સાથે જે ચાર દાસીઓ હતી તેઓમાંની એકે તમને ઓળખી લીધા હતા, અને તેણે પોતાની ખાતુનને તમારૂં નામઠામ કહી દીધું હતું."

"ઓ, ત્યારે હું તો પકડાઇ આવ્યો !" ઇબરાહીમ બોલ્યો, અને તેણે બેધ્યાનપણે વધારે કહી દીધું. "અને હું ધારૂંછ કે મ્હારા બાબમાં તે સારૂંજ થયું."

"મગર, તમો જો તે હુર પાસે જાઓ તો તમને આંખે પાટા બાંધવા પડે એવી શરત છે !"

"પણ ત્યારે તે શરતની કરનારી છે કોણ ?"

"તેની મ્હને બીલકુલજ ખબર નથી, મ્હને તો તેના એક નોકરે કહયું, અને જો આપને શરત કબુલ હોય તો આજે ઝઝકલું થવા પછી તમને તે બાનુની નઝદીકમાં લઇ જવામાં આવશે."

"કબુલ, બાસરોચશ્મ કબુલ" ખુશીનો બેધ્યાન તે બોલ્યો.

"મગર, બીજુંબી એક છે !" તે નોકરે હાથ જોડીને કહયું.

"તે વળી શું છે ?" ઇબરાહીમે આતુરતાથી પુછયું.

"તે એ કે આપ જે માણસો સાથે સીધારો તેઓ સાથે કોઇ પણ જાતની વાત નહીંજ કરો, છુપા જાઓ, અને તેજ રીતે છુપાંબી આવો."

"એબી કુબુલ !" ઇબ્રાહીમે ઝડપથી કહ્યું.

"ખુરશીદના ગુરૂબ થયા પછી એક કલાકે આપ મહને સલીમીઆની મસજીદ આગલ મલજો." અને તેટલું બોલીને તે જાસુસ નૌકર તયાંથી ઉતાવલા કદમોએ નીકલી ગયો.

ઇબ્રાહીમ તો ખુશીનો દીવાનો બની ગયો ! !

તયાર બાદ આફતાબ દુનયાને છોડીને બીજે ઠેકાણે ટહેલવા ગયો, અને રાત પડી તયારે સલીમીઆની મસજીદ આગલ ઇબ્રાહીમ છુપા લીબાસમાં એક લાંબી દાઢી સાથે ઉભેલો જણાયો. પેલો જાસુસ નૌકર તે પછી આવયો, અને તેને ચુપચાપ કેટલાક મોહલ્લાઓમાંથી દોરવી જઇને બોસફરસને કીનારે લઇ ગયો.

બોસફરસના કીનારાપર એક મછવો ઉભો હતો જેમાં બે ખલાસીઓ અને એક ઔરત હતી, તયાં જઇ લાગતાંજ પેલા જાસુસ નૌકરે કહયું "નામવર, તહમારી આંખોપર હવે પાટા બાંધવા પડશે."

"ઘણી મોટી ખુશી સાથે."

અને તે સાંભળીને તેને મછવામાં બેસાડ્યા બાદ તેની આંખે પાટા બાંધવામાં આવયા, અને કાંઇબી બોલવા વગર તે મછવામાંના આદમીઓ બોસફરસની છાતીપરથી કદમ કદમ હંકારી ગયા.

લગભગ એક કલાક સુધી તે મછવો પાણીની સપાટી ઉપર ચાલયો, અને તે પછી જ્યારે ઉભો રહયો ત્યારે પેલી ઔરતે ઇબ્રાહીમનો હાથ પકડીને તેને કીનારે ઉતાર્યો, અને તે પછી એકલી તેજ ઇબ્રાહીમને લઇને આગલ અને આગલ ચાલી.

કેટલોક રસ્તો કાપ્યા બાદ ઇબ્રાહીમને લાગ્યું કે તેઓ કોઇ

બાગીચામાં જઇ પહોંચયા હતા, કેમ જે ખુશબુદાર ગુલાબોની બુ તેના નાકને પમરાતથી ભરી નાંખતી હતી, અને કાંટાવાલા ગુલાબના ઝાડ તેના કપડાંને લાગીને નનનીસી હરકત કરતા હતા !

તે પછી બીજી દશ મીનીટ ચાલ્યા બાદ એક ઠેકાણે તે ઔરત પોતે ઉભી રહી, અને ઇબ્રાહીમનો હાથ પકડીને તેનેબી ઉભો રાખ્યો. પોતાની જેબમાંથી તે ઔરતે એક ચાવી કાઢીને દરવાઝાની કુફલને ખોલ્યું. અને દરવાઝો ખુલતાંજ તેણે ઇબરાહીમને અંદર હડસેલી દેતાં કહ્યું "જવાન શખસ અંદર જા, હું દરવાઝો બંધ કરૂંછ. તું અંદર જઇને ત્હારી આંખનો પાટો છોડી નાંખજે, અને ત્યાં મુકેલા ઝરીન લીબાસોમાંથી જેબી તુંને બંધબેસ્તો થાય તે પહેરી લેજે, અને તૈયાર થયા બાદ ત્રણ ટકોરા દરવાઝાપર મારજે. હું તુંને તે પછી ત્યાં લઇ જઇશ જ્યાં તુંને લઇ જવા માટે મ્હને હુકમ આપવામાં આવયોછ."

ઇબરાહીમના અંદર દાખલ થવા પછી દરવાઝો બંધ થયો કે ઇબરાહીમે પોતાની આંખે બાંધેલો પાટો છોડી નાખયો. તે એક શણુંગારેલો નહાનો ઓરડો હતો જેમાં ઝકઝક ઝમકતી બતીઓ હતી, દીવાલપરની ખુંટીઓપર કેટલાક ઝરીન લીબાસો ઓલવેલા હતાં, અને મોટી મેજપર જાતજાતનો લીલો અને સુકો મેવો હતો, શરબતના શીશા હતા, અને વલી શરાબની બોતલબી હતી ! !

ઇબરાહીમે ઝટપટ કપડાં બદલી નાંખયા, બગર પેલી નકલી દાઢી પાછી પહેરી લીધી. તે પછી તેણે દરવાઝાપર ત્રણ ટકોરા મારયાં, એટલે દરવાઝો ખુલી ગયો અને તે પેલી બુઢયાની પાછળ પાછળ ચાલ્યો.

તે મહાલ ચળકાત અને ઝળકાતથી ઝગઝગી રહયો હતો. અને હારબંધ ઓલવેલી બતીઓનો પ્રતીબીંબ, સામે મુકેલા આરસાઓમાંથી થઇને જાણે રૌશનીમાં રૌશની વધારતો હતો ! વળી, તયાં અત્તરની ખુશબુ ઘણી આવતી હતી.

તેઓ હવે એક દરવાઝા આગળ આવી, પહોંચયાં, જયાં એક

હબશી ગુલામ નાગી શમશીર સાથે પહેરો ભરતો હતો. હબશીએ તે ઔરત સાથ એક મર્દને જોઇને શમશીર આગળ ધરી, અને તેમને અટકાવયા.

"હું હકીમ સાહેબને લાવી છું, સાદીક." તે ઔરતે કહ્યું.

"હકીમ છે?"

"હા, તુંને શું અંદરથી હુકમ નથી મલ્યો કે હકીમને તુરતંજ દાખલ કરવો ?" ઔરતે ગુલામને બનાવતા વળી દમબી ભરાવયો !

"ઠીક, તયારે તો હું માફીનો તલબગાર છું." તે હબશી ફીસલી પડયો.

હબશીના હટવાથી તે ઔરતે દરવાઝો ખોલ્યો, અને બેઉ જણાં એક આરાસ્તા મોટા ઓરડામાં દાખલ થયાં. તયાં બીજી કેટલીક ઔરતો બેઠેલી હતી, જેઓએ અદબ કીધી. તેઓમાંની એકે ઇભિરાહીમને જોઇને એક બીજા ઓરડાનો દરવાઝો ખોલી નાખયો, અને તે દરવાઝામાંથી અંદર દાખલ થવા ઇભિરાહીમને નીશાની કીધી.

ઇભરાહીમ હવે એક બીજા આરાસ્તા પણ નહાના ઓરડામાં દાખલ થયો, અને અંદર પગ મુકતાંને વાર તેની નઝર બાઝારમાં જોયલી પેલી ખુબસુરત સુંદરી ઉપર પડી !

મખમલી કોચપર અરધી બેઠેલી અને અરધી સુતેલી તે સુંદરી જાણે આસમાનને કોતરીને તેમાંથી ચાંદ પયદા થયો હોય તેમ લાગતી હતી ! તેણે કમર સુધીની એક મખમલી બંડી પેહેરેલી હતી જે ખભાં આગળથી વાંક લઇને કમળ માફક સીના તરફ વળેલી હતી, તે બંડી ચોળી મુઆફેક હાથોને ખુલાં રાખીને તે દુધ જેવા સુફેદ હાથોની ખુબસુરતીને બહારની હવાની મઝાહ ચાંખવા દેતી હતી. તે ખુલ્લા હાથોપર હીરા અને મોતીનો દાગીનો ઝગમગતો હતો. કાલા કાલા ઝુલફો, કાલી કાલી આંખ, રતાશદાર હોટ, અને માહાતાબ સમ મુખડો જોઇને ઇબ્રાહીમ આ વખતે અગાઉ કરતાં વધારે લુભાયો !

તે ખુબસુરત સુંદરીના નખોપર હીના લગાડેલું હતું, અને તેનું આખું શરીર તરેહવાર ખુશબુદાર અત્તરથી બહેક બહેક થતું હતું.

ઇબ્રાહીમ તો ઘડીભર બેફ્અમ થઈ રહયો, તે જડ થઇ ગયલો સમજીબી શકયો નહીં કે તે ચલકતા સીતારાની નઝદીક ચાલી જવું–પાછલ હટી જવું–કે તેના પગોપર પડી જવું !

મગર, થોડીપલ,–અને તે પછી તે સુંદરી મધુરા ચંગ જેવા આવાઝે બોલી "આવ નઝદીક, અને આએ કોચપર બેસ." અને તેમ બોલતાં તેણે પોતાની પાસે જગયા બતાવીને ઇબ્રાહીમ તરફ મીઠી એક નઝર નાંખી !

ઇબ્રાહીમ તે સાંભલીને હોશમાં આવ્યો, અને બતાવેલી જગયા ઉપર બેસતાં બોલ્યો "બાનુ, હું આપની મહેરબાની માટે અહેશાનમંદ છું."

"નેહાયત અહેશાનમંદ હશો કદાચ !" તે મધુરી મધુર એક હસવું, હસીને બોલી "મર્દોને હીલા અને મક્ર કરવાની ઠીક આવડત હોય છે."

"બેઅદબી માફ, મગર ઔરતોથી તો કમતી !" હવે ઇબ્રાહીમ બી હસ્યો, અને ખુલ્યો !

"ઓહહો ! તયારે તહમે બોલવામાં ખાંડયા નહી જાઓ તેવા છો ! મગર, હું ધારૂંછ તયાં સુધી તહમે એક ચોર છો."

"ચોર ?" અજાયબીથી અજબ થતાં ઇબ્રાહીમે પુછયું "આપ એ શું કહો છો ?"

"જે ખરૂં હોય તેજ !" તે સુંદરી બોલી "તહમે ગઈ કાલે એક મોટામાં મોટી ચોરી કીધી છે."

"આપ હસો છો" ઇબરાહીમ બોલ્યો "મગર મહારી તો જાન જાય છે !"

"જાન જાય દુશમનની" તેણે ઇબરાહીમનો હાથ પકડી લેતાં

કહયું "બોલો, તહમે કાલે એક મોટી ચોરી ઝહવેરીની દુકાનપરથી નથી કીધી ?"

"કોણે તહમને કહયું ?" ઇબ્રાહીમ સ્હેજ ગુસ્સાથી બોલ્યો.

"વલી કોણે ?" તે હસીને બોલી; અને પછી આગળ બોલતાં તેણે ઇબ્રાહીમના ગાલપર આંગલી મારીને કહયું "મ્હારાં દીલે મ્હને કહયું !"

"ત્હમારા દીલે શું કહયું ?"

"એજ કે ત્હમે દીલની ચોરી કીધી, ખરૂં કહો. વ્હાલા ઇબ્રાહીમ, ત્હમે આએ મ્હારૂં દીલ શું કાલે ચોરી કરીને લુટી નથી લીધું ?"

"એમ ? તો ત્હમે પોતે કયાં ચોર નથી ? હું ચોર, તો ત્હમે ધંટી ચોર. ચાર થાસણી વધારેજ મ્હારા કરતાં લુટવામાં બહાદુર ! ત્હમે તો મ્હારૂં દીલ એવું ચોરી લીધું કે જાણે મ્હારે પોતાને માટે કાંઇબી રહેવા નહીં દીધું !"

અને તે પ્યારા પ્યારા શબ્દો સાંભલતાં તે દુરકીશ હુરીનું માથું તેના આશકના ખભાપર ઢલી પડયું !!



# પ્રકરણં ૪૨ મું.



## બખ્તેબુલંદ ઇબ્રાહીમ.

ખુબસુરત તે તુરકીશ સુંદરીના કાલા કાલા ઝુલફો ઉપર હાથ ફેરવતો ઇબ્રાહીમ ગોયા પોતાને બહીસ્તના બાગમાં મૌજ કરતો માની લેવા લાગયો, જ્યારે થોડી પળ પછી તે હુરે ઇબ્રાહીમના ખભાંપરથી માથું ઉચકી લેતાં કહયું "પયારા ઇબ્રાહીમ, હું તહારીજ છું."

"પયારી, હું બી તારોજ છું" ઇબ્રાહીમે હસીને કહયું. "અને હવે જયારે આપણે એકબીજાના છઇએ તયારે તો મહને જાણવાની કાંઇ દેરી થવી નહી જોઇએ કે તું પયારી માશુકા કોણ છે અને તહારૂં નામ શું ?"

"ધીરે ઇબરાહીમ ધીરે" તેના ખભાંપર હાથ મુકીને તુરકીશ સુંદરીએ કહયું "ઉતાવળની કંઇ ઝુરરત નથી. વખત જતાં હું પોતે કહીશ કે હું કોણ છું. મગર હાલમાં તો નહીજ."

"તયારે હાલ—"

ઇબરાહીમ કાંઇ વધારે બોલવા ગયો, પણ તે ખુબસુરત હુરીએ પોતાનો જમણો હાથ ઇબરાહીમના હાથમાં મુકી દેતાં કહયુ "તયારે હાલ, તો આએ હાથ."

"ગનીમત" ઇબરાહીમે તે હાથપર ગરમ એક બોસો લેતાં કહયુ "હું મહને પોતાને નસીબદાર સમજુંછ કે એ હાથબી મહારા હોઠને પોતાની મહેરબાની આપેછ."

મગર, હવે તે સુંદરી ઉઠીને ઉભી થઇ, અને બોલી "આપણે હવે છુટા પડશું. આપ સીધારો, મહારા વહાલા જીગરજાન, અને રયસ-એફેનદીની નઉકરીથી પાક ખુદા ચાહશે તો આપ વધારે આલા

દરજ્જાપર થોડાજ દીવસમાં જશો. આપની ફર્ઝ ઘણી અચ્છી રીતે અદા કરવાની આપ કોશીશ કરો, અને હું પણ આપ માટે મહારી કાંઇક કોશીશ કરીશ. ઇનશાલ્લાહ, ચંદરોઝમા આપ "પાશા" થાઓ તો પછી માશુકાને નહીં ભુલતા !"

"માશુકાને તો મહારા અઝીઝ જાનથીબી વધારે અઝીઝ હું સમજું છું, એટલે તે કયાંથીજ ભુલાશે ? ખુદા હાફીઝ."

"ખુદા મદદગાર બાશદ" સુંદરીએ નમીને કહયું, અને તે પછી તે બેઉ વહાલાંઓ મીઠા એક બોસાની આપ લે બાદ જુદાં પડયાં: સુંદરી તયાંથી બીજા કમરામાં ગઇ, અને ઇબ્રાહીમ રવાના થયો.

પેલીજ બુઘયા અઉરત ઇબ્રાહીમની ફરીથી સાથી બની, તેને હબશી પહેરેદારના પહેરામાંથી રીહા કરાવીને કપડાં બદલવાના પેલા ઓરડા તરફ લઇ ગઇ, જયાં દાખલ થઇને ઇબ્રાહીમે પોતાના અસલી કપડાં પહેરી લીધાં અને બહાર નીકલ્યો.

ફરીથી તેની આંખે પાટા બાંધવામાં આવયાં, અને ઇબરાહીમ ગુપચુપ તે બુઢયાનો હાથ પકડીને ચાલતો થયો. તેઓ બોસફરસ આગલ પુગયાં; તયારે પેલો જાસુસ નોકર જે ત્યાંજ હતો તે બોલ્યો "નામવર આકા, આપનો ફરમાંબરદાર હાઝર છે."

"બહોત ખુબ, વફાદાર, બહોત ખુબ" અને તે બેવાર "બહોત ખુબ" બોલીને પોતાના નોકરને જણાવવા માંગતો હતો કે તેના કામમાં કોઈ બુરાઇ નહી હતી, તે પુરો વફાદાર હતો, અને તેના કામથી તે ખુશ થયો હતો.

તે પછી હોડીમાં બેઠા બાદ પેલી બુઢયા રવાના થઇ, અને ઇબરાહીમ પોતાના નોકર સાથે બીજે કીનારે ઉતર્યો, તયારે તેની આંખપર બાંધેલો પાટો પાછો છોડી નાંખવામાં આવયો.

ઇબરાહીમ પોતાને ઘરે ગયો, અને બીજે દીનથી પોતાની ફરજ ઉપર વધારે ઉલટથી મંડયો.

\+ \+ \+

ઉપલા બનાવને થોડા દીવસ ગયા, તેટલાં કોનસતેનતીનોપલમાં મોટી ધમચકરી ચાલી.–તુરકીશ સુલતાનને રોહડસના ખ્રીસ્તી સીપાહો સામે લડવા જવું પડયું !

કોનસતેનતીનોપલ–એ તુરકીશ રાજ્યધાની શહેર રોમની માફક સાત ટેકડીઓપર બાંધવામાં આવયું હતું. તે સુંદર શહેરમાં તે વખતે કેટલીક નહાની ગલીઓ પણ ઘણી હતી; મગર, સુલતાનનો મોટો આલીશાન મહેલ શહેરની રચનામાં વધારો કરતો હતો! વળી, તેમાં એક વારનું ખ્રીસ્તી દેવલ, જે હવે સેંટ સોફીઆની દરગાહ તરીકે, ઓળખાતું હતું, તે મકાનનો દેખાવ ઇસતમબોલને ખુબસુરતી આપતો હતો. સુલતાન સુલેમાનની મસજીદ, સુલતાન અહમદની મસજીદ, અને સુલતાના વાલીદાની મસજીદ પોતાના ચાર શોભાયમાન ગુબંજો સાથે ઇસતમબોલને ધારમીક બનાવવા સાથે તેની રવનકમાં ઉમેરો કરતી હતી !

સુલતાન માહમુદનો મહાલ ઘણોજ મોટો હતો, જેમાં એક બાજુએ સુલતાની ઝનાનખાનું હતું. મહાલને નવ દરવાઝા હતા, જેમાંનો મોટો એક દરવાઝો સેંટ સોફીઆની તરફ ખુલતો હતો.

ખુબસુરત ઇસતમબોલ લડાઇની ધમચકરીથી હલી રહયું, અને તે વખતે લડાયક સરદારોને નામવર સુલતાન આગળ જવાનો હુકમ થયો. રયસ–એફેનદીને તે દરમયાન એક હુકમ વડા વઝીર તરફથી મળયો કે તેણે પોતાના સેક્રેટરી ઇબરાહીમને હુઝુરની હુઝુરમાં હાઝર કરવો.

તે હુકમ પ્રમાણે રયસ–એફેનદી ઇબરાહીમને "પીરી–પાશા" આગલ લઇ ગયો, પીરી–પાશાએ ઇબરાહીમ સાથે કેટલીક વાત કીધી, તે ઘણો ખુશી થઇ ગયો, અને તેણે ઇબરાહીમને પોતાને તયાં રાખી લીધો !

ઇબરાહીમ સમજી ગયો કે તેની માશુકા જે પોતાની કંઇક કોશીશ કરવાની હતી તે "કંઇક કોશીશ" ની અસર શુરૂ થઇ ચુકી હતી.

પીરી–પાશાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે ઇબિરાહીમે થોડાજ દીવસમાં બહુ ચાલાકી બતાવી આપી, અને હવે તે વડા વઝીરે ઇબિરાહીમને નામવર સુલતાન માહમુદ આગળ મોકલતો કીધો.

જવાન ઇબ્રાહીમનું ઇકબાલ બુલંદ હતું, તેનું કામ નામવર સુલતાન માહમુદનેબી બહુજ પસંદ પડયું, અને પીરી–પાશાના તે ખાનગી સેક્રેટરીને હવે સુલતાનના સેક્રેટરી તરીકેબી કેટલીકવાર કામ કરવાનું થતું.

સુલતાને બુબરૂ જવાન ઇબ્રાહીમને પોતાના બોડીગાર્ડોમાં શામીલ કીધો, અને તે ઇબ્રાહીમ જે થોડાજ વખતપર ર્યસ–એફેન્દીની ઓફીસમાં હતો તે પેલી સુંદરીને મળયા પછી એટલી તો જલદીથી હોદાઓ પછી મોટા હોદાઓ મેલવતો ગયો કે ન્હાની એક મુદતમાં તો તે સુલતાનનો માનીતો થઈ પડયો !!

રોહડસના ટાપુપર હુમલો કરવા માટે સુલતાનને બુદને જવા ઘણું ગમતું હતું, અને સુલતાન પોતાની અંગત લશકરી ટુકડીમાં ઇબ્રાહીમનેબી શામીલ કરતો લેતો ગયો.

લડાઈ થઇ, ચંદરોઝ નીકળી ગયા, અને એક દીવસે શરણે આવતા રોહડસના સીપાહીમાંથી એક સીપાહે નામવર સુલતાનપર એકાએક ખંજરથી હુમલો કીધો, મગર ઇબ્રાહીમનું નસીબ વધારે બુલંદ થવાનું હતું તેથી તેણે ખંજરવાળો હાથ પકડી લીધો, ખંજર પેલા સીપાહના હાથમાંથી છુટવી લઇ તેને એક આંચકા સમેત ઝમીન દોસ્ત કરી નાંખયો, અને નામવર સુલતાનની ઝીંદગી ઇબિરાહીમે બચાવી લીધી !

સુલતાન તો ઇબિરાહીમ ઉપર હદથી ઝીઆદા ખુશ થઈ ગયો. અને તેણે પોતાના સીધા હાથપર ઇબરાહીમને બેસાડી લેતાં લશકરી છાવણીમાંજ પોતાના તંબુમાં અફસરોને બોલાવીને તેઓની સામે ઇબિરાહીમનો મરતબો વધારી આપયો. સુલતાને ઇબિરાહીમને "પાશા"નો ખેતાબ આપયો.

લડાઈ ખતમ થઈ, અને બંને બાજુએ સુલાહ થઈ!

સુલતાન પોતાના વફાદાર ઇબરાહીમ પાશા સાથે ટરકીમાં પાછો ફરયો તયારે ઇભરાહીમપાશા ઉપર ટરકીશ રઇયતે ફુલોનો જે વરસાદ વરસાવયો તેનું બયાન મુશકીલથી થઈ શકે.

ઇબિરાહીમપાશા–ઇભરાહીમપાશા–અને ઇભરાહીમપાશા સીવાય આખા ટુરકીમાં થોડાક દીવસો સુધી કોઇ બીજી વાતબી નહીં હતી, અને સુલતાનના તે બચાવનાર ઉપર આખી રઇયત બધી દીવાની બની હોય તેમ ખુશી ખુશી હતી.

ટુરકીની હદમાં પહોંચયા બાદ ઇભરાહીમપાશાની સાથે એક મરદ ખ્રીસ્તીઓ તરફથી આવયો હતો, જે જો કે ખ્રીસ્તીઓની તરફથી લડવા આવયો હતો મગર તે લડયા વગરજ ઇભરાહીમપાશાની ટુકડીને શરણ થયો હતો; અને જયારે ખ્રીસ્તીઓ અને ટુરકીઓની સુલાહ થઈ ત્યારેબી તે ટુરકીના હવાલામાંજ રહેવા ખુશી થયો હતો, કારણ, તે એક મોહમેદન હતો ! !

અને ત્યારે ઇભરાહીમપાશાની ટુકડીને શરણ થયલો મોહમેદન કોણ હતો ? આપણને ઝુરૂર અજાયબીમાં ગરકાવ થવાનુંજ થાય તેવો તે બનાવ બન્યો હતો !

કારણ કે તે મોહમેદન કોઇજ નહી, પણ આપણી વાર્તાનો મોટો નાયક સલમાન–લુટારૂ સલમાન–પોતે હતો ! !



# પ્રકરણ ૪૩ મું.



## ઈભરાહીમ પાશા કોણ છે ?

ઇભિરાહીમપાશાએ પોતાની હુઝુરમાં તે શરણે આવેલા શખસને બોલાવીને કહયું " હું સમજી નથી શકતો કે તહમે ખ્રીસ્તીઓને તયાં કેમ ગયા, અને પછી તેઓની શામીલમાં લડવા આવયા તો અમારે તાબે લડયા વગર કેમ થયા ? "

" હું સમજાઉં મહારા નામવર" તે શખસ જે આપણે જોઈ આવયા કે લુટારૂ સલમાન હતો તેણે ઇભરાહીમ પાશા આગળ ખુલાસો કરતાં કહયું "હું હીંદુસ્થાન તરફનો છું, અને હીંદ તરફના બંગાળાના દરીયાવમાં આવેલા એક ટાપુ ઉપર હું એક બીજી જવાન અઊરત સાથે જઈ પડયો. હું તે અઊરત ઉપર આશક હતો, મગર તે મહારી ઉપર ધયાનબી નહી આપતી હતી. બંગાળાના દરીયાવમાં વહાણમાં સફર કરીને હું તે અઊરત સાથે રંગુન જવા માંગતો હતો, મગર તુફાનથી અમારૂં વહાણ ભાંગી ગયું, તુફાનમાં અમો બને સપડાયાં, અને અમો બંને નસીબ સંજોગથી બચીને એક ઉજાડ ટાપુપર જઈ પડયાં, જે પછી તયાં મહને અને તે ઔરતને તકરાર થઇ, તે ઔરત ઉજાડ ટાપુ પર મહને હંફાવતી દોડી, જેને પકડવા હું દોડયો, અને તેવી દોડાદોડીમાં એક ટેકડી આગળ પતથરની ઠોકરથી હું પડયો, બેહોશ થઇ ગયો, અને હોશમાં આવીને જોવા લાગયો તો તે ઔરત તયાં કેયે બી નહીં હતી. મેં ઘણી શોધ તે તરફ ચલાવી, પણ મહને તે મલી નહીં એટલે નાસીપાસ થઈ ગયો. તેવામાં એક બનાવ બનયો, મેં દુર કોઇ વહાણ તે તરફના દરીયાવમાંથી પસાર થતું જોયું, મહને નવી ઝીંદગી મલી હોય તેમ હું ખુશી થયો, મેં કપડું ખુબ હલાવીને તે વહાણપરના લોકોનું ધયાન મહારી તરફ ખેંચ્યું, અને મહારા સારા

નસીબે તે વહાણુ મ્હને તે ઉજડ ટાપુથી બચાવવા કીનારા તરફ આવયું. મેં પેલી ઔરતની વાત તે વહાણવટીઓને કહી નહી, અને તે વહાણમાં સ્વાર થઇ ગયો. વહાણમાં બેઠા પછી મ્હને માલુમ પડયું કે તે વહાણ ખ્રીસ્તીઓનું હતું અને તેમાં એશીઆમાઇનર તરફના કેટલાક માણસો હતાં. હું તે વહાણમાં દીવસોની મુદ્દત ગુઝાર્યા પછી તે વહાણના કપતાનની સાથે રોહડસ આવીને રોહડસ ઉતર્યો, અને જ્યારે ત્યાં હું જઇ પહોંચ્યો ત્યારે મ્હને માલમ પડયું કે તુર્કીશ ચહડાઇ રોહડસ ઉપર આવવાની હતી. ખ્રીસ્તીઓએ મ્હને મેહેરબાનીથી બચાવ્યો હતો એટલે ખ્રીસ્તીઓની શામીલમાં હું લડવા આવ્યો, મગર મ્હને તે ભલા ખ્રીસ્તીઓએજ સમજાવ્યું કે ગમે તો મ્હારે તુર્કીશોને શરણે જઇને તુર્કીમાં રહેવું. હું ખુશી થયો, કબુલ થયો, તેઓની મેહેરબાનીની માટે ઉપકાર માનીને હું આપની લશકરી ટુકડીને તાબે થયો."

"કેપ્ટન, આપ હીંદુસ્થાનમાં કયાં હતા ?" ઇભરાહીમ પાશાએ પુછયું.

"દેહલીમાં." લુટારૂ સલમાને કહયું.

"દેહલીમાં ?" જાણે વીજળીનો એક ઝટકો લાગયો હોય તેમ ઉછળીને ઇભરાહીમ પાશાએ સવાલ કીધો "શું ખરૂ કહોછ ? આપ દેહલીમાં હતા ?"

"મને જુઠું કહેવાની શું મતલબ ?" સલમાને કહયું "હું ખરેખર દેહલીમાં હતો, અને દેહલીથીજ તે ઔરતને લઇને રંગુન જવાનો ઇરાદો રાખતો હતો. આપ તુરકીશ મુલકના રહેવાસી, હીંદુસ્થાની ભાશાના માહીતગાર, અને વળી દેહલીના નામથીબી વાકેફ છો એ જાણીને હું બહુજ તઅજ્જુબ છું."

"તમે જાણુતા નહીં હોવ કે હું અસલ વતની હીંદુસ્તાનનો છું, મને હીંદની આપણી ભાશાપર પુરો કાબુ છે, અને ખુદ દેહલીનો

રહેવાશી છું."

હવે ચોંકવાની વારી સલમાનની આવી.

"શું? આપ દેહલીના રહીશ છો? એ કેમ બને? ઘણીજ અજાયબીની વાત છે!!" લુટારૂ સલમાન હયરતઅંગેઝ થયો.

"આપ એ વાત માનીજ નહી શકો તેવી છે" ઇબરાહીમ પાશાએ કહયું "મગર હું આપને જ્યારે દેહલીના રહીશોની ઓળખ આપું તો માનશો કેની! સાંમલો, હકીમ રૂસ્તમખાન કોઇ દેહલીમાં છે?"

"હા, નામવર પાશા." લુટારૂ સલમાને અદબથી કહયું.

"તે રૂસ્તમખાનના એક અમીરી મીત્રને તયાં મહારી એક બહેન બચપણમાં પરવરીશ પામતી રહી—"

"તે તહમારી બહેનનું નામ?" ઇબ્રાહીમ પાશાના બોલવાની વચે બોલી ઉઠતાં અજાયબીથી ફાટી જતા સલમાને એકદમ પુછી લીધું "તે તહમારી બહેનનું નામ?"

"મરીયમ."

અને મરીયમનું નામ સાંભલીને સલમાન વધારે ચોંકયો "અને તે અમીરના કંઇ છોકરાં?—"

"બે છોકરાં હતાં, એક બેટી અને એક બેટો."

"તેમનાં નામ!" ઘણી મોટી આતુરતાથી હવે સલમાને પુછયું.

"અમીરની બેટીનું નામ ઝોહરા, અને બેટાનું નામ હુશેન" ઇબરાહીમે કહયું, અને તે પાશાને ટગર ટગર જોતો રહીને લુટારૂ સલમાન અજાયબીમાં ગરકાવ થઇ ગયો કે કુદરત કેવા કેવા સંજોગો આદમીના રસ્તામાં મુકી દેતી હતી!

કયાં દેહલી, કયાં આનદામાન, અને કયાં તુરકી? અને તે દુર મુલ્કમાંથી તે આવયો તો તયાંથી દેહલીનો એક રહીશ તેનો દોસ્ત, તેનો મદદગાર, તેને પોતાની પનાહમાં લેનાર? સલમાને કુદરતનાં

અજાયબી પમાડનારા કામપર તારીફ મનમાં અને મનમાં કરી લેતાં ઇબ્રાહીમ પાશાને કહ્યું "તયારે આપ મુંગી-બહેરી ઝોહરાનેબી ઓળખો છો, તેજ તેજ મુંગી—બહેરી ઝોહરા—"

"કોણ મુંગી-બહેરી ?" ઇબરાહીમપાશાએ આ નવી વાત સાંભળીને ઝડપથી પુછયું. "ઝોહરા શું મુંગી-બહેરી ? તહમે ધોખો ખાઓછ, અથવા તો તહમે કોઈ બીજીની વાત કરોછ." ઇબ્રાહીમ પાશાએ કહ્યું.

"હું તેજ ઝોહરાને વાસ્તે કહુંછ જે ઝોહરા હુસેનની બહેન અને તહમારી બહેન મરીયમની શેઠાણી થાય, તે મુંગી-બહેરી છે." સલમાને કહ્યું.

"કોણ જાણે ! હું તો બચપણમાં દેહલી છોડીને તુરકસ્થાનમાં આવયો, મહારા પછી ઝોહરા મુંગી-બહેરી થઈ હોય તો કોણને ખબર ! મહારાં મુફલીસ માદર પીદર મરણ પામયાં તયારે હું અને મહારી બહેન મરીયમ રખડી ગયાં, અમીરે અમને બેઉને પાલ્યાં, અમે બેઉ ભાઇ બહેન અમીરનાં બેટી-બેટા સાથે રહીને, સાથે રમીને, સાથે ઉધરવા લાગયાં. તુરકસ્થાનનો એક વેપારી હીંદમાં વેપાર કરવા આવયો હતો જે દેહલીમાં એક દીવસે અમીરને અત્તર વેચવા આવયો, હું તેને ચાલાક માલમ પડયો, તે મ્હને તુર્કસ્થાન પોતાની નઉકરીમાં લઈ જવા ખુશી થયો, અમીરની બેગમ સાહેબાએ ના પાડી પણ અમીરે મ્હને તે વેપારીને સોંપી દીધો. અને હું માહરી બ્હેનથી તે દીવસનો જુદો પડયો ! મ્હારી બ્હેન મરીયમ અમીરને ત્યાંજ દેહલીમાં રહી, અને હું તે અત્તરના તુર્કીશ વેપારી સાથે તુર્કસ્થાન આવયો. હું તે પછી આગલ વધતો વધતો વરસો પછી પાકખુદાની મહેરથી અમારા રયસ-એફેન્દીની નઉકરીમાં રહયો, તે નઉકરીમાંથી હું તેમનો સેક્રેટરી થયો, તે પછી વડા વઝીર પીરી-પાશાનો ખાનગી સેક્રેટરી નેમાયો, તે પછી નામવર સુલતાનનો માનીતો થઇને આજે ઇબ્રાહીમ પાશા થયોછ."

"માશાઅલ્લા, આપ ખુબ બખ્ત બુલંદ છો! માદર-પીદર વગરના એક બેકસ મુફલીસ દેહલીવાન લડકાને કોણ પીછાણે કે તુર્કેસ્થાનમાં એક મોટો પાશા છે!!" લુટારૂ સલમાને જુસ્સાથી કહયું.

"પાક ખુદાની મહેર છે" ઇબરાહીમ પાશાએ કહયું "મગર, આપ જ્યારે દેહલીના છો તો મહને કહોની કે મહારી ગરીબ બહેન શું કરેછ? મહારો તો વીચાર છે કે વરસોની મુદત પછી હવે હું જ્યારે પુરી રીતે ઠરીઠામ થયોછ તો હવે મહારી બહેનને હું અહીં બોલાવી લેવું, અને તેને મોટા સુખમાં રાખું."

'મગર તે બીચારી—"

"બીચારી?" ઇબરાહીમ પાશા ફીકકો પડી જઇને ભાન ભુલો થઇ જઇ સલમાનનો હાથ પકડી લેતા બોલ્યો "બીચારી? એટલે? શું મહારી બહેન મરી ગઈ?"

"નહીં, મરી નથી ગઇ, પણ—"

"પણ? પણ શું? મહને હવે જ્યારે આપ મલ્યા તો મહારી બહેન વીશે મહને વાકેફ કરો. હું ગમે તેવો મોટો પાશા છું–મહારી બહેનથી લાચારી નાચારીને સબબથી હું દુર થયોછ તોબી હવે જ્યારે તે હમશીરાનો પયાર ફરીથી બરપા થયોછ તો મહને આપ અધીરાઇથી ઝખમી ના કરો–બોલો, જલદી બોલો મહારી બહેન "બીચારી" કેમ થઇ? શું તેને તકલીફ અમીરને ઘરની છે, યા કોઈ બદમાસની ફાંસમાં ગીરફતાર થઇને દામનને ઇલજામ આપી ચુકીછ?–બોલો" અને તેણે લુટારૂનો હાથ બધો આતુરતાથી હીલવી ડોલવી નાંખયો.

"હું કહું." લુટારૂ સલમાને કહયું "આપણી બહેન મરીયમ પોતાના શેઠ અમીરના બેટા હુસેન સાથ પરણનાર હતી, બેઉની વાતચીત થઇ હતી, મગર ઝોહરાએ તેને કેંડે એવી દુર કરી દીધીછ કે તે કયાં છે તેનો પત્તોબી નથી!"

"મરીયમને ઝોહરાએ મારી તો નથી નાંખીની !" ઇબરાહીમ પાશાએ ઘણીજ ઝડપથી પુછ્યું.

"નહી."

"શુક્રે પાક ખુદા."

"મારી નથી નાંખી મગર તેને કેઠે ગાયબજ કરી દીધીછે!"

"ગાયબ તે કેમ થશે ? મ્હારી બ્હેન મરીયમને અગર હું આખા દેહલીમાંથી શોધું નહીં તો હું તેનો ભાઇ નહીં, અને તે મ્હારી હમશીર નહીં ! મ્હને મારી પ્યારી માદરના કસમ છે, મ્હને તે મરહુમ માદરના દુધના કસમ છે કે હું જે દુધપર ઉધર્યોછ તેજ દુધપર ઉધરેલી મ્હારી હમશીરને હું શોધી કાઢીને તેને મૌજમાં મહાલતી નહી કરૂં તો મ્હારીપર તમામ દુન્યાની લાનત !!"



# પ્રકરણ ૪૪ મું.

## વઝીરે આઝમ અને મુફલીસ મુબારક.

લુટારૂ સલમાન તે પછી ઇભરાહીમ પાશાના કહેવાથી તેનાં મકાનમાંજ રહયો, અને ઇભરાહીમ પાશા પોતાની મરીયમ બહેનને દેહલીમાંથી કેમ અને કેવી રીતે શોધવી તેના ખયાલો ઉપર ખયાલો કરતો રહયો.

તે પોતે હાલમાં તો હવે તુરકી છોડીને જઈ શકતોજ નહીં હતો, કેમજે તેને પાશા તરીકેની કેટલીક ફરજ બજાવવાની હતી. વલી આખા તુરકસ્થાનમાં વાત ઉડી રહી હતી કે પીરી–પાશા પોતાની બુઝર્ગીને સબબે વડા વઝીર તરીકેનો પોતાનો હોદો છોડનાર હતા, અને તે વડા વઝીરના હોદાપર સુલતાન માહમુદે ઇબ્રાહીમપાશાની નેમણુક કરવાનો વીચાર કીધો હતો.

અને ખરેખર તે વાતબી ખરીજ હતી. થોડાજ દીવસો પછી પીરી–પાશાએ પોતાના હોદાનું રાઝીનામું આપયું, અને વઝીરે આઝમ તરીકે ઇભિરાહીમપાશાની નેમણુક થઈ.

આહહા ! પાક ખુદાની કુદરતમાં કેટલી બધી મહર છે !–કયાં એક માબાપ વગરનો મુફલીસ બેકસ લાચાર બેચાર દેહલીવાન છોકરો ? અને કયાં તુરકસ્થાનના મોટા રાજયના મોટા વઝીરનો હોદો ? અને એ બેમાં આસમાનો–ઝમીનનો ફરક છતાંબી ઇભરાહીમ, મુફલીસ ઇભિ-રાહીમ, તે બેઉમાં મૌજુદ હતો ! ! તેણે ગરીબાઇના ગમને ખાધું હતું, અને હવે વઝીરે આઝમ તરીકેનું સુખબી ભોગવતો હતો !

મગર, ઇભિરાહીમ ભુલી જઈ શકયો નહીં કે તેને માટે "કોઇ" પોતાની કોશીશ કરીજ રહેલું હતું–અને તે છુપી "કાંઇક કોશીશ" થીજ આજે તે કુદકે અને ભુસકે વડો વઝીર થવા પામયો હતો. તે

ખયાલથીજ તેના મગઝના આયનામાં ફરીથી તે પયારો મીઠો મીઠો ચહેરો પોતાનો પ્રતીબીંબ નાંખીને તેને લુભાવતો, ગુમાવતો અને ખેંચતો હતો !

વડા વઝીર ઈબ્રાહીમપાશાએ ઘણીવાર ચાહયું કે બોસફરસના પાણીમાંથી ફરી એકવાર આંખે પાટા બંધાવીને કોઈ તેને લઈ જાય, અને ફરી એકવાર પોતે ઢોંગી-હકીમ તરીકે ઝનાનખાનામાં દાખલ થઈને તે ગોરા ગોરા હાથ અને ગુલાબી રૂખસારને સહેંકડો મીઠા બોસાઓથી વધાવી લે ! !–પણ તે કયાં હતું ?

તે હવે સુલતાન તરફથી મળેલા વડા વઝીરના મહેલમાં રહેવા લાગયો, અને જયારે તે પોતાના આલીશાન મહેલમાં અહીં તહીં ફરતો હતો તયારે તેના દીમાગમાં અત્તરની ખુશબુ ઉપરાંત ખુશીની ખુશબુની આમીઝ હતી.

થોડા દીવસો વીતયા ગયા, જે અરસામાં પોતાની બહેનના ખયાલમાં વઝીરે આઝમ સુબો-શામ હતો, તેટલાં એક દીને તેને કાંઈ વીચાર આવયો, અને તે એકદમ ઉઠીને કપડાં બદલવાના કમરામાં દાખલ થયો.—સાંજ થવા આવી હતી, ઝઝકલાને થોડોજ વખત હતો, અને તેણે દરવીશો પહેરે તેવાં કપડાં પહેરયાં, અને મુફલીસ એક બીકારી જેવો અવતાર લઇ તે મહેલને પાછલે દરવાઝેથી બહાર પડયો.

ગરીબો જયાં રહેતાં હતાં તયાંના એક મોહલામાં તે દાખલ થયો, અને એક ઘરનો દરવાઝો હલવેથી ઠોકયો, તે દરવાઝો એક જવાને ખોલયો, અને તેને જોઇને વડા વઝીરે કહયું "મુબારક, એક એક મુફલીસ તહારા દરવાઝાપર ભીકની આરઝુ કરતો આવયો છે."

મુબારકે તે આવાઝ પીછાની લીધો, અને તે વડા વઝીરના પગો પર માથું મુકી દઇને બોલ્યો: "એમ નહીં બોલો, મ્હારા સરતાજ. હું તો આપનો ગુલામ છું, અને ગુલામ પાસે આકા એવું બોલે તે મ્હને દુખથી દીલગીર કરેછ."

"હું એજ જાણુવા માંગતો હતો કે તું મ્હને ઓળખી શકેછ કે?"

"ઓળખું?" ગરીબ મુબારક ઉઠીને છાતીએ હાથ દઇ બોલ્યો, "આપનો મીઠો આવાઝ શું મ્હારા કાનોપર એકથી અનેક વખ્ત પડયો નથી કે, હું આપને નહીં ઓળખું?"

"શાબાસ," વડા વઝીરે કહયું, અને તેનો હાથ પકડીને ચાલતાં ચાલતાં તે બોલ્યો, "ચાલ તહારા ઓરડામાં, મ્હને એક ઘણુંજ અગત્યનું કામ છે."

"ચાલો મ્હારા નામવર મુરબ્બી." અને તે થોડો થોડો થયલો મુબારક વઝીરે આઝમને લઇને પોતાના કમરામાં ગયો, તયાં તે કમરામાં પંદર વરસની એક છોકરી બેઠી હતી જે શરમાઇ ગઇ, અને તયાંથી ઉઠીને ચાલી જવા લાગી જેને અટકાવતાં મુબારકે કહયું "બહેન, બેસી રહે. શરમાવાની કોઇ ઝુરૂરત નથી. એ તો આપણા નામવર વડા વઝીર ઇબરાહીમપાશા મુરબ્બી છે. આપણા મુરબબી, આપણા પીતા, આપણા આકાએ મહેરબાન છે."

"મહને વડા વઝીરનો હોદો મલ્યા પછી મેં તુરકસ્થાનના કેટલાક મોહલ્લાઓની મુલાકાત લીધી, જે મુલાકાતોમાંથી મતલબ એ મહને વધારે માલમ પડી આવી કે "મસકા લગાડવાનું" કામ આજકાલ ઝોરથી ચાલે છે." વડા વઝીરે કહયું, અને તે વાકયની શુરૂઆતમાં મુબારક કાંઇ નવુંજ જાણુવાની આતુરતાએ સાંભળવા લાગયો, મગર વાકય પુરો થયો તયારે તેણે શરમાઇને હસતાં કહયું.

"ગરીબની મશકરી કરોછ ! મ્હારા મુરબ્બી."

"ઇનશાલ્લા તું હવે ગરીબ રહેશે નહી, મ્હારા અઝીઝ બીરાદર" મુબારકના ખભાંપર હાથ મુકીને ઇબરાહીમે કહયું, અને તે વખતે બુલંદબખ્ત વડા વઝીરનો હાથ પોતાના ખભાંપર મુકાતાંજ ખુશીના આંસુઓની એક રેલ તે મુફલીસ જવાનની ચશ્મોમાંથી ચાલી રહી ! !

"તું રડેછ !" વડા વઝીરે અજાયબી બતાવી.

"હા, હું ખુશીનું રડુંછ—મ્હારી આંખો હરખનાં આંસુ ખેરવેછ" મુબારકે કહયું "મ્હારા ગરીબના ક્યાં મોટા નસીબ કે તેને ઘર સુલતાનના વડા વઝીરના મુબારક પગલાંની ખુશીભરી આમદ થાય, અને તે બુલંદ એકબાલના મોટા નામવર એક મુફલીસના ખભાંપર હાથ મુકે!"

"મ્હારા અઝીઝ, આપણે તો અગાઉથીજ દોસ્ત છીએ તો પછી તવંગર દોસ્તે શું બીજા ગરીબ શરીકને પડતો મુકવો જોઇએ ? કદી નહીં, પણ, હવે હું મહારા કામની વાતપર ઉતરીશ. તુંને તો મહારી આગલી હાલતની ખબર છે, અંહી તુરકસ્થાનમાં એક અત્તરનો વેપારી મહને લાવ્યો હતો, અને હું દેહલીથી આવયો હતો. દેહલીમાં મહારી એકની એક પુરી બહેન મરીયમ નામની કોઇ અમીરના ઘરમાં નઉકરીએ હતી, અને તે અમીરના બેટા સાથે તેની નીકા નકી થાય તેટલાં અદેખાઇથી અમીરની બેટીએ મહારી બહેનને કોઇ છુપી જગયા પર કઇદ કરાવીછ. મહારી બહેનને છોડાવવા હું પોતે દેહલી જઇ શકું તેમ નથીજ, અને તેથી હું તને દેહલી તે કામને માટે મોકલી આપવા માંગુંછ. તુને હું વહાણુ ઉપર એક દેહલીવાળા શખસ સાથે બેસાડી આપીશ, અને તે શખસ પછી તુંને દેહલીમાં બધી ખબર આપશે. તુંને હીંદી ઝબાન થોડી ઘણી તો મહારા સહવાસમાં આવડી ગઇ હતી, બાકીની તારો દેહલીવાન સાથી તુંને શીખવી દેશે. તહારો સાથી પોતે એટલો ચાલાક માણુસ છે કે તે અકેલો મહારૂં એટલું કામ કરતે, પણુ નહીં, મહને લાગયું કે મહારી તરફથી ખાસ તુર્કસ્થાનથી કોઇ જાય અને તે મહારી બહેનને તયાંથી બચાવી તેને અહીં માનઅકરામથી લઇ આવે, મુબારક, એજ કામ માટે હું અહીં આવયોછ, અને હું આશા રાખુંછ કે મહારે બદલે તું દેહલી જશે, અને તહારી ચાલાકીથી તું મહારૂં કામ સરંજામ ઉતારશે એવી મહને આશા છે."

"ઇનશાલ્લા, હું કામ પાર પાડવાની આશા રાખુંછ મહારા

મુરબ્બી, અને તયારે મહારી ખાહર–મહારી આએ હમશીર–નેબી શું મહારી સાથે મહારે દેહલી લઇ જવી ?" મુબારકે નમીને પુછ્યું.

"નહી, તેમ કરવાની કોઇજ ઝુરરત નથી. તહારી ખાહર તે મહારી ખાહર છે" વડા વઝીરે કહયું "હું એને મહારા મહાલમાં ઘણી હીફાઝતથી રાખીશ."

"આપ કહો ત્યારે હું તહમારા તે કોઇ દેહલીવાન સાથી સાથે જવા તઇયાર છું, મહારા મુરબ્બી" મુબારકે છાતીએ હાથ દઇને નમીને કહયું.

"શાબાસ" વડા વઝીરે તેની પીઠ ઠોકતાં કહયું, અને તે પછી તેણે અશરફીઓથી ભરેલી એક ડેલી જેબમાંથી ખેંચી કાઢતા કહયું "લે આ મુબારક, એ તુને રસ્તામાં કામ લાગશે."

મુબારકે તે બે હાથે લીધી, કે વડા વઝીરે કહયું "હવે રજા લઉંછ, કાલે સહવારના મ્હારા મહેલમાં બ્હેનને લઇને આવજે, હું તેને તેનો અલાહેદા કમરો બતાવીશ. ખુદા હાફેઝ."

"ખુદા મદદગાર બાશદ."



# પ્રકરણ ૪૫ મું.



## અયાશા !

"બીજે દીવસે મુબારક પોતાની ખાહર સાથે નામદાર વડા વઝીરના મહેલમાં આવ્યો. વડા વઝીરે મુબારકની તે ખાહરને મર્દાના લીબાસ પહેડવા કહયું અને એક નવા નૌકર તરીકે પોતાને મહેલમાં ઓલખાવવા જણાવયું.—વલી, વડા વઝીરે લુટારૂ સલમાનને અને મુબારકને પોતાના એક નૌકર સાથે તયાં મોકલી આપયા, જયાં તેણે તે બંન્ને માટે વહાણની ગોઠવણનું નકકી કીધું હતું.

ઉપલા બનાવ પછી બીજેજ દીવસે નામવર સુલતાન માહમુદે વઝીરે આઝમને પોતાની રૂબરૂમાં ખાનગી બોલાવયો, અને તેને કહયું "આપ નામવરની આગલ મહારે આજે કાંઇ ઘણુંજ અગતયનું કહેવાનું છે, પાક ખુદા જયારે ઇનસાન ઉપર સુખોનો વરસાદ વરસાવેછ તયારે ઇનસાનના તકદીરની ઝમીન ફળદરૂપ થઇ જાયછે. અને આપ નામવરના બાબમાંથી તેવુંજ ખુશીભર્યું થયલું છે, જે જોઇને હું પોતે ઘણોજ ખુશી છું. આપ નામવરે સુલતાનઝાદી અયાશાનું નામ સાંભલ્યું હશે, જે નામવર મહારી પોતાની બહેન છે."

"જી." વડા વઝીરે નમીને કહયું.

"મહારી મરઝી છે કે હું આપની શાદી અયાશા સાથે કરી આપું" સુલતાને કહયું.

ઇબ્રાહીમ તો સુલતાનના પગોપર પડી ગયો, તેના મનમાં વીજલી વેગા વીચારો પસાર થઇ ગયા. તે અંદેશામાં પડી ગયો કે સુલતાનની ખાહર સાથે નીકા કરવાથી દેશના કાયદા મુજબ તે બે

મ્હોરદારનો ધણી થઇ શકેજ નહી—અને ત્યારે, પેલી બોસફરસની સુંદરીએ જે તેનું દીલ ચોરી લીધું હતું તેનું કેમ ?

તોબી તેને એક ખ્યાલ આવી ગયો, તે સુંદરીએજ તેને ખરૂં પુછો તો વધાર્યો અને આલા દરજ્જાપર મુકયો હતો, તો તેજ અયાશા તો નહીં હોય !—હોયબી, અને તે ખયાલથીજ તે ખામોશ રહી ગયો.

“ઉઠો, મહારા વઝીરે આઝમ, આપ ઉઠો અને મહારી હમશાહ ચાલો.” સુલતાન ઇબ્રાહીમના બંને હાથો પકડીને તેને ઉઠાડતાં બોલ્યો.

ઇબ્રાહીમ થોડીક ધડકતી છાતીએ ઉઠયો, અને સુલતાન માહમુદ તેને મહેલમાંના ઘણાક કમરાઓમાંથી એક આલીશાન કમરામાં લઇ ગયો, જ્યાં પગ મુકતાંજ નામવર વડા વઝીરે જોયું કે તે ઓરડો તેની યાદમાં આવતો હતો. તે ઓરડામાંથી બીજા એકમાં લઇ જઇને સુલતાન તયાંથી ચાલી ગયો, અને ઇબ્રાહીમે જોયું કે તે તેજ ઓરડો હતો જેમાં તેણે પેલી અંજાણી માશુકા સાથે મહોબ્બતના સખુનો આપ લે કીધા હતા. અને વલી તે ઓરડામાંના કોચપર તેજ માહતાબ સમ ચહેરાની પયારી ખુશ હસવું :હસીને બેઠી હતી, જે હમણા અગાઉ કરતાંબી વધારે ખુબસુરત માલુમ પડતી.

“મેં મહારૂં વચન પાલ્યું છે મહારા પયારા—મેં મહારી કોશીશથી તુંને આખા તુર્કસ્થાનના એકજ આદમી કરતા ઉતરતા દરજ્જા પર રાખયો છે સીરફ—અને તું આજે મહારા ભાઇ સુલતાન માહમુદનો વડો વઝીર થવા પામયો છે, મહારા જાન. કેમ ? હવે તેં મહને જાણી ! ઇભરાહીમ, ઇભરાહીમ પાશા, વઝીરે આઝમ ઇભરાહીમ, અને છેલ્લે, ઓ તું મહારા વહાલા ઇભરાહીમ,—હવે તેં મહને પયચાણી ? હું કોણ છું ? હું આખા તુરકસ્થાનના સુલતાનની બહેન છું. મહારૂં નામ અયાશા છે, અને ઇભરાહીમ તહારી મહોરદાર છું.”

વડા વઝીરનું શરીર પયારની ગરમીથી ધરૂજવા લાગયું, અને અયાશાના છેલ્લા શબદપર તે જઇને અયાશાના પહોલા કીધેલા બે હાથોમાં પકડાઇ ગયો !

તે એક મીઠી મધ જેવી બગલગીરી હતી.

ચંદ મીનીટો સુધી તે વહાલાંઓ એક બીજાથી છુટા પડી શકયા નહીં, અને જયારે બોસાઓનો એક વરસાદ વરસીને હોટોના વાદલાંઓ સુકાઇ ગયાં તયારેજ તેઓ વાતોમાં લાગયાં.

" વહાલા જાન, સુલતાન નામવરને આપણી આગલી મુલાકાતની ખબર બીલકુલજ નથી, મગર મેં પોતે તુને છુપો જોયલો જણાવીને શાદીની વાત કીધી, ત્યારે તહારા જેવા એક હીમતવાન ખુબરૂને પોતાની બહેનના હાથ નીકામાં આપવા નામદાર સુલતાન ઘણાજ ખુશી થઈ ગયા, અને તેવણે તું વહાલાને અહીં સુધી પુગાડી જવાની કેટલી બધી મોટી ઇજ્ઝત તુને આપી ! મહારા ભાઈ મહારી પર ઘણા જ મહેરબાન છે."

" અને મહારી પર તે કયાં ઓછા મહેરબાન છે !" ઇબ્રાહીમે કહ્યું " તેવણે પોતાની છોટી બહેનના એક વાલી તરીકે કામ કરીને મહને અહીં વેર લાવવાનું માન આપી તહારો હાથ મહને આપયો એજ એક ઘણી મોટી ઇઝઝતની વાત છે."

" અને તયારે નીકાની તઇયારીઓ મૌજુદ છે " અયાશાએ હસીને કહયું " મીઆં બીબી રાઝી, તો લગન કરશે કાઝી ! કેમ બોલયા નહીં ?"

" હાજી, બહુજ ખુશીની વાત છે જી. જેમ તહમે બોલયા તેમ જ—ચાલો તયારે લગન કરવા અને લગન ખાવા." અને ઇબ્રાહીમે હસીને એક બીજો બોસો તે ગુલેગુલાબી ગાલ ઉપર લીધો ! !

---

# પ્રકરણ ૪૬ મું.

---

## મુઠી વચે સુપારી.

ઇબ્રાહીમપાશાને વડા વઝીર થયાને અને તે પછી તેની શાદી સુલતાન માહમુદની બહેન અયાશા સાથે થયાને અને વડા વઝીરે પોતાના રફીક મુબારકને લુટારૂ સલમાન સાથે દેહલી મોકલી આપ્યાને ત્રણ મહીનાની મુદ્દત ખલાસ થઇ ગઇ.

અને એ ત્રણ મહીનાના અરસામાં વડા વઝીરને પોતાની મહોરદાર અયાશા સાથે ઘણુંજ સારૂં ચાલ્યું, મગર એ ત્રણ મહીનાની આખીરીએ અયાશાને વહેમ ગયો કે તેનો ભરતાર ઝનાનખાનાની બીજી ખુબસુરતીઓપરબી ધયાન આપતો હતો!—અને તે વહેમી મહોરદારે પોતાના શઓહરને તે માટે એક મરતબા તો પુછ્યુંબી!

“ પયારા જાન, એ તહારો ખયાલે ખામ છે! તહારા કરતાં વલી મહને બીજી કોણ અઝીઝ હોય કે હું તેનીપર ધયાન આપું? તહારેથી કોઇ વધારે પયારી પયારી ખુબસુરતી આખા તુરકસ્થાન માંબી છે કે હું તેની તરફ દોરવઇગી જાઉં! પયારી છોડી દે દીલ લગી, કંઇ ખુશ ગુફતેગો કર.” અને એમ બોલતાંજ તેણે પોતાની મહોરદારને પાસાંમાં દાબી લીધી.

“ તહમે ઘણા ખુશ મીઝાજ અને દીલ લુટનારા છેઓ.” અયાશાએ ઇબરાહીમના માથાપર હાર ફેરવતાં કહયું “ તહમે મહને હસાવી બોલાવીને બનાવી લેઓછો, નહીંતો મહને પુરો વહેમ છે કે તહમે બીજીઓપર ઝુરૂર ધયાન આપતા રહોછો.”

“ વહેમની કોઇ દવાઇ નથી ” ઇબરાહીમે કહયું “ હું જે

ચીઝ માટે ના પાડુંછ, તેને માટે તું બહોંસ કરીને હા કહેછ, તયારે હવે મહારે તહને સમજાવવીબી તે કેમ ? અયાશા, જો મહારૂં સાંભલ, હું જે કહુંછ તેમાં પુરેપુરી સચ્ચાઇ છે; તું વહેમ લઇ જ ઇને તહારા મગઝમાં વહેમને ઘર આપશે તો પછી આપણા સુખપર સીહા વાદલ પંથરાશે. કદીબી વહેમ નહીંજ કરીએ, દુનયાના તમામ મરીઝોની હકીમો અને તબીબો દવા કરી શકેછ—લેકીન વહેમના મરીઝની દવા કંઇજ નથી, વહેમના દર્દને સફા કરનાર કોઇ હકીમબી નથી. ”

અને પછી તેઓ વાતચીતથી છુટાં પડયાં, અને ઇબરાહીમ પાશા ખુશ તબીઅતે પોતાની ઓફીસમાં ગયો, અને અયાશા વહેમને વધારે મોટું રૂપ આપતી ચીરડાયલા સ્વભાવે જઇને પલંગપર સુતી. તેનું મગજ એટલું તો ગમના ખયાલથી ઘેરાયલું હતું કે પલંગપર છાંટેલાં અત્તરની ખુશબોબી તે દીમાગમાં દાખલ થઇ શકી નહીં !!

ઓફીસનું કામ થોડુંક જોઇ લીધા પછી તે ઠાક લેતો પોતાના ખાનગી રૂમમાં જઇને લેટયો, અને તયાં તેણે નવા નકોર રશીદને પોતાની પાસે બોલાવયો, આ રશીદ કોઇજ નહીં પણ વડા વઝીરે પોતાના કામને વાસ્તે દેહલીમાં મોકલેલા મુબારકની બહેન રશીદા હતી ! !

રશીદા મરદાના લીબાસમાં વડા વઝીરને ત્યાં નૌકર દાખલ રહી હતી, મગર તેને બીજા નૌકરો સાથે ઘણુંજ થોડું બોલવાનું રહેતું. તે વડા વઝીરના ખાસ હુઝુરીયા દાખલ હતી, અને વઝીર નામવર જયારે ખાનગી ઓરડામાં ઠાક લેતા પડે તયારે તેમની આગલ ગાઇ બજાવીને તેમના જીવને ખુશ રાખવાના કામપર તે નવો નૌકર છોકરો ( ! ) રહયો હતો, એમ બીજા નૌકરોને ખબર હતી.

“ રશીદ, બેસ મહારા પગ આગલ, અને તબીઅત ખુશ

થઇ જાય તેવું કંઇ ગા" વડા વઝીરે કહયું, અને રશીદા પોતાનું વાજીંત્ર લઇ તેના તારપર પોતાના આંગલા ગુમાવવા લાગી.

તે એક ઘણુંજ દીલખુશ અને દીલપઝીર ગાયણુ હતું, જે બુલબુલના કંઠનેબી શરમાવે તેવા નાઝુક આવાઝથી ગવાતું હતું; મગર તે પયારનું ગાયણુ હતું !

" માશાઅલ્લા, રશીદ " વડા વઝીરે દીવાલને બી કાન હોય તો તેઓ રશીદાનો ભેદ નહી પકડી પાડે તેવા ખયાલથી "રશીદ" કરીનેજ ચલાવ્યું. " તું ઘણુજ સરસ ગાય છે, લેકીન હમણાથી એ પયાર ફ્યારના ગાયણો તુંને ગાવા નહીજ જોઇએ, તેં આજ સુધી જે ગાયણો ગાયાં તે બધામાં આજના જેટલો પયારનો ભાગ નહીં હતો. તું એ દરદે દીલમાં નહીં પડે તેટલું બ્હેતર. "

" મગર "—અને તે મગર આગળજ સબર ખાઇ ગઇ !

" મગર, શું ! શું તું પયારના દરદથી વાકેફ થઇ ચુકીછ?"

" હા નામવર " અને તેટલું બોલીને શરમાઇ ગઇ, અને અને તેણુ પોતાની નઝર નીચી નાંખી.

" પાક ખુદા ખયર કરે" ઇબરાહીમે કહયું, અને પછી તે ઘણા ધીમાં પડતાં આવાઝથી બોલ્યો " તું જો કોઇની સાથ પયારમાં હોય તો તેની સાથ નીકા કરાવી આપવાનું કામ મારા હાથમાં નથી-તારા ભાઇને આવવા દે, અને પછી વાત. "

" તહમને તયારે પયારના દરદની ખબર નથી. "

" ઓહોહોઓ ! કામ બહેકયું ! " વડા વઝીરે અજાયબી સાથે ચેષ્ટાં કીધાં " મ્હને પયારના દરદની ખબર નથી; અને તુંને તેની ખબર છે, એમ કે ? "

" મહને માફ કરો " રશીદા હાથ જોડીને શરમાતાં શર માતાં શરમાતાં બોલી " આપ જયારે મહારા ભાઇના આવવાની

વાત માટે મહને કહો છો તયારે મેં ઇશ્કના દરદની વાત કહી, નહી તો આપની સામે એવી વાત કરવાની હીમતજ કેમ કરી શકું ? "

" હીમત કાંય નહી કરે ? તું મહારી બહેન જેવી—" પણ હજુણુ તો વડો વઝીર કાંઇબી વધારે બોલે તે અગાઉ રશીદાએ ઉઠીને તેના મોંઢાપર હાથ મુકી દઇ તેને બોલતો ચુપ કીધો.

" ચુપ કરો. તહમે મહને " બહેન " કહીને ના બોલાવો. "

" રશીદા, રશીદા, તું ઘેલી તો નથી થઇ ? " ઇબરાહીમ ઉઠીને બેસતાં બોલયો " તું એ શું બોલી ગઇ ? હું તુને બહેન નહી કહું તો શું કહું ? "

" માશુક કહો, દીલદાર કહો, મહોરદાર કહો. " રશીદા ગુઠણુએ બેસી જતાં હાથ જોડીને બોલી.

" લાહઉલવલકુવ્વત ! રશીદા. એ શું ખયાલે ખામ ? એ શું ફોકટ-ફુઝુલ બકવા ? "

" હું ફુઝુલ બકવા કરતીજ નથી " તે તેમની તેમ બેઠેલીજ બોલી. " હું તમને આજ સુધી કહી શકી નહી; પણ આજે મેં બોલવાની હીંમત કીધીજ, અને હવે હું સાફ કહી દઉછું કે હું આપના પયારમાં ગીરફતાર છું. "

ઇબરાહીમે પોતાનો હોટ કરડી લીધો !

તેને સ્વપનેબી ખયાલ નહી ગયો હતો કે જેને તે બહેનના પયારથી ચાહીને છુપી રાખવાનો હતો તે કોઇદીવસ તેનીજ માશુક બનવાપર ધયાન લગાડનાર હતી ! !

તે સુખી નહીં; પણ દુઃખી થયો. તેણે રશીદાની તરફ જોઇને મોંહ કુમલાવ્યું, અને પછી એક નીસાસા સાથે બોલ્યો "અફસોસ ! મેં એમ કદી ધાર્યું નહીં હતું ! રશીદા, રશીદા, તુને ખબર નહીં હોય કે તુરકીશ રાજ્યના કાયદા મુજબ સુલતાનની બહેનો કદીબી જીવતી બાયડી ઉપર બાયડી કરી શકેજ નહીં."

" તો શું તહમે તહમારા મીત્ર મુબારકના ઉપકારનો બદલો અપકારમાં આપવા ખુશી છેઓ ? " રશીદાએ ઉઠીને ઉભી થતી હીમતથી પુછ્યું.

" તે કેમ ? "

" મહારો ભાઇ તહમારે ખાતર, તહમારી બહેનને બચાવવા ખાતર પોતાની બહેનને તુર્કસ્થાનમાં છોડીને છેક દેહલી જવા ખુશી થયો, પોતાનો જાન દરીયાવની સફરના જોખમમાં મુકવાબી તઇયાર થયો, અને તે ઉપકારના બદલામાં તહમે મહારી અર્ઝ મંઝુર રાખી શકતા નથી ? જેણે તહમારી બહેનને ખાતર પોતાનો જાન પયારો નહીં ગણ્યો, તો તેજ રફીકની બહેનને ખાતર તહમે કાંઇ સારૂ નહી કરો ? " રશીદાએ કહયું. જયારે તેની છાતી ધડક ધડક ઉડતી હતી, તેના ગાલ ઉપર સ્હેજ ગુસ્સાની ગરમી ચઢી આવી હતી, અને બોલતાં બોલતાં તે હવે ધ્રુજતી હતી !

" મેં સારૂ કરવામાં શું બાકી રાખયું ? " ઇબ્રાહીમે નરમ થઇ જતાં કહયું " પણ તહારી વાત એવી બેહુદી છે કે હું હવે તહને શું કહુંબી ? "

" તહમે કાંઇજ ના કહો—બસ, તહમે તહમારો પયાર આપો. મહને તહમારી લઉંડી બનાવો, તહમારી છાતીમાં મહને જગયા આપો." અને તેટલું બોલતાંજ રશીદા ઇબરાહીમની છેક લગોલગ ગઇ.

" દુર રહે. " ઇમરાહીમે પુકાર કીધો " તું આજે મહારી અને તહારી બેઉની ફજેતી કરાવશે. નઉકરો જો આએ વાત જાણશે તો ઝુરૂર તેઓને શક જશે કે મર્દોના લીબાસમાં એક ઝનાનાને નોકરીએ રાખી કોઇ બુરી મતલબ વઝીરે રાખી હતી, અને વળી તુંબી નોકરોમાં રૂસવા થશે. "

" રૂસવા નહીં થઇ ને નહીં કરવા ઇચ્છતા હોય, ફજેતી નહીં કરવા માગતા હોય, તો મ્હને તહમારી મહોરદાર બનાવો. " રશીદા

ઝીદ્દ કરવા લાગી.

"ત્હને નહી ખબર કે ભોંયમાંથી ફુટતી એક છોકરીમાંબી એવાં ઉંડા પાણી છે !" ઇબરાહીમે કંટલઇને કહ્યું "રશીદ રશીદા, તું એક બુરામાં બુરો લાભ લેવા માંગેછ, તું ઘણુજ ઉંડા પાણીમાં ફરેછ—પણ યાદ રાખજે કે તું ખોતા પામશે."

"તહમે નહીં મારો તયાં સુધી કોઇ મહને નહીં મારશે." રશીદા બોલી "તહમો વડા વઝીર છો, અને વડા વઝીરજ મહેરબાન હોય તો બીજી હરકતજ શું છે ?—મહારા બાપએ તમારો સખુન રાખયો, તો તહમે મહારોબી સખુન રાખો, અને મહને તમારી પોતાની બનાવો."

"એ કદીબી નહીં બનશે."

"અગર તહમે બનાવશો તો એ બનશે"

"ઓ કમફ્અમ છોકરી, તુંને હું એકવાર કહી ચુકો કે સુલતાનની બહેન સાથ પરણી ચુકેલા શખસથી જીવતી બાયડીપર બીજી બાયડી કદીબી નહીંજ કરી શકાય" ઈબરાહીમે હવે ગુસ્સાથી કહયું.

"જીવતી બાયડીપર બીજી બાયડી નહીં કરી શકાય તો મહને તહમે તહમારી લઊંડી સમજી લો, મગર મહને તમારો પયાર તો આપો."

"હું તહારા ભાઇને વચન આપી ચુકોછ કે તુંને હું મહારી બહેન સમજશ, તો પછી હું તુને એક છુપા શઓહર તરીકેનો પયાર આપીજ કેમ શકું ?"

"નહી, તહમો મહારી છાતીમાં સળગેલા આતશને પીછાણતા નથી. તહમારે માટે મહારા સીનામાં તે શોહલો ભડકી ઉઠયોછ કે જે તહમારા પયારભર્યા બોસા સીવાય કદીબી ઠંડો થશે નહી, ઇબરાહીમ, ઇબરાહીમ, તું મહારો છે."

" અફસોસ, હું કેવા સંકડામાં ફસ્યોછ ? મ્હારી હાલત કેવી સુડી વચે સુપારી માફક થઇ ગઇછે ? પેલી તરફ અયાશા વહેમ કરેછે, અને આએ તરફ આએ છોકરી બ્હોંસ કરેછે !"

ઇબ્રાહીમે મનમાં અફસોસ કીધો, અને પછી પુકારી ઉઠયો " રશીદા, તું મહને કેવા તોછડા નામથી બોલાવેછ !"

" નહીં, હું તહમને પયારના નામથી બોલાઉંછ. "

" તુંને મ્હારો પયાર નહીંજ મળી શકશે " વડા વઝીરે મકકમ પણે કહયું.

" તો પછી આએ ખંજર મ્હારા સીનામાં જગયા લેશે. "

અને વીજલી કામ કરે તેમ રશીદાએ ઇબ્રાહીમની કમરબન્દમાંથી તુરત ખંજર ખેંચી કાઢીને પોતાની છાતી તરફ ધરયું !!



# પ્રકરણ ૪૭ મું.

——x✱x——

## કમનસીબ રશીદા !

પોતાની મહોરદાર અયાશાને છોડીને પોતાની ઓફીસવાળા ખાનગી ઓરડામાં ઇબરાહીમ ગયો, ત્યાં રશીદાએ દીલપઝીર એક પયારનું ગાયણુ ચલાવ્યું, જે પછી રશીદાએ પોતાનો પયાર ઝાહેર કીધો, અને વડા વઝીરની અને રશીદાની તકરાર ચાલી તે વખત દરમયાનમાં વહેમાયલી અયાશાએ શું કીધું તે આપણે હવે જોઇશું.

અયાશા ભાગયેજ થોડી પલ પોતાના બીછાનાપર બેઠી, જયારે એકાએક તેને કોઇ ખયાલ આવી જવાથી તે એકદમ ઉઠી, અને ઉઠીને પોતાના ભાઇના ઓરડા તરફ ગઇ.–તેણે ઘણાએક ઓરડાઓ છોડયા, જે પછી એક એકાંત કમરામાં આવતાં તયાંની એક ગુલામડીને તેણે કાંઇ કહયું જે ઝડપથી એક આલીશાન અયવાનમાં રવાના થઇ ગઇ. થોડે વખતે તે ગુલામડી ઝડપથી ચાલીને પાછી આવી, અને તેણે સુલતાનની તે નામવર બેહેનને ઘણી મોટી તાઝીમતવાઝો સાથે કાંઇ કહયું. અયાશા તેની સાથે હવે ચાલી.

સુલતાનના તે ખાનગી ઓરડામાં સુલતાન તે વખતે એકલોજ બેઠેલો હતો, અને અયાશાએ પેલી નઉકરડીને પોતાની માદર આગળ રવાના કરીને ભાઇની મુલાકાત લીધી.

સુલતાન માહમુદ પોતાની હમશીર માટે ઘણો મોટો વહાલ રાખતો હતો, અને તે ભઇ બહેન હંમેશા મલતા ઝુલતા રહીને એકબીજાંને પોતાના કામકાજની વાતોથી વાકેફ કરતાં. તેમની માદર હજી હયયાત હતી, અને તે માદરના હુકમથી આ ભાઇ બહેન ઘણીવાર પોતાના ઘરની બાબદોમાંબી અમલ કરતાં હતાં.

પોતાના ભાઇ આગલ પોતાનાં દીલનો વહેમ; અયશાએ કહયો, તેટલાં વળી તયાં "સુલતાના–વાલીદા" ( સુલતાનની માદર ) આવી.

પોતાની માદરને જોઇને તો અયાશાનો ડીઓ ઘણોજ ભરાઇ આવગો, તે રડી પડી, અને તેણે કહયું કે " વડો વઝીર તેનાપર હવે પુરૂં ધયાન આપતો નહી હતો. "

" શું ? મેં જે એક અનમોલ મોતી તેને ભેટ આપયું તેની કદર તે છોકરાએ નહીં કીધી ! " સુલતાન ઉશકેરાઇ જઇને બોલ્યો " મ્હારી વહાલી હમશીર, તેંજ એ છોકરાને આએ મોટા દરજજાપર ચઢાવયો, અને હવે તે તહારી સાથે આએ જાતની સલુકાઇ કરેછ ? ઇરાનના શાહ, તારેતરના ખાન, અને કારેમેનીઆના શાહઝાદાએ તહારા હાથની માંગણી કીધી તો મેં તેઓમાંના કોઇ નીબી સાથે તહારી શાદી કરી આપવા ના પાડી, અને આએ એક મુફલીસ છોકરો જે રયસ-એફેન્દીની ઓફીસમાં હજીણ સુધીબી આપણા પગની ખાકને ચુમતો પડી રહેલો હતે તેને મેં વઝીરે આઝમ બનાવીને તહારો હાથ શાદીમાં આપયો, તો તેનો આએ નતીજો ? આએ બદલો ?—જો એમજ હશે તો પછી હું એને બરોબર સ્વાદ ચખાડશ "

" ખામોશ કર, બેટા " સુલતાના-વાલીદાએ પોતાના બેટાના ખભાંપર હાથ મુકીને કહયું " જરા ધીરો પડ. તહારા ગુસ્સાને દાબી દે, જો તું ઇબરાહીમ ઉપર ગુસ્સો કરશે તો પછી અયાશા દુઃખી થશે. એ બાબદમાં શું કરવું તે તહમે બેઉ ભાઇ-બહેન મહને સોંપી દો, હું કાંઇ એવું કરી નાંખશ કે જેથી વઝીરે-આઝમ પોતે પોતાની મહોરદારને પગે પડતો તેની દરકાર વધારે કરતો રહેશે. "

" માદર, તહમારી વાત અમુને કબુલ છે. " તે બેઉ બાઈ-બહેને જાણે એકજ આવાઝ હોય તેમ કહયું. અને તે પછી અયાશાએ વધારયું "ઓ પયારી માદર, અગર તું મહારા ધણીને સમજાવીને તેને અસલ જેવોજ મહારી તરફ અઝીઝ રહેતો બનાવે તો હું તહારી કેટલી બધી આભારી થવશ. માદર, માદર, તું મહને ઘણી સુખી કરી શકશે. "

"મ્હારીપર ભરૂસો રાખ. મ્હારી અઝીઝ બેટી" સુલતાના-વાલીદાએ કહ્યું "હું કાંઇ કરશ જેથી ત્હારો ધણી મોમ મીસાલ નરમ બનીને ત્હારા પગો પાસ પડતો આવશે.—અને પયારા બેટા," તે માદરે પોતાના સુલતાન બેટાને કહ્યું "તું ત્હારા હાથમાંની વીટી મ્હને એક દીવસ માટે આપ."

સુલતાને પોતાની માદરનો સખુન માનયો, અને વીટી કાઢી આપી.—તે પછી તે માદર તયાંથી રવાના થઇ, અને બન્ને ભાઇ બહેન એક બીજાને દીલાસો દઇને છુટાં પડયાં.

તે પછી સુલતાના-વાલીદાએ તુરતજ પોતાની હઝુરમાં ત્રણ હબશી ગુલામને બોલાવયા જેઓ કાલા અઝદાહ મીસાલ હતા, અને જેઓ સુલતાન અને તેની માદરનો હુકમ જો મલે તો ગમે તેવા અફલાતુનને જાનથી મારે તેવા હતા!

સુલતાના-વાલીદાની હુઝુરમાં દાખલ થતાંજ તે ત્રણે હબશીઓએ છાતીએ હાથ દઇને ત્રણવાર કોરનીશ બજાવી, અને તે પછી નીચે નમાવેલા સર સાથે ઉભા રહયા.

તે ત્રણમાંના વડાને સુલતાના વાલીદાએ કાંઇ કહયું, અને તેના હાથમાં સુલતાનની વીટી મુકતાં હુકમ આપયો "જેબી હોય તો તેનું કાટલુંજ કાઢી નાંખજો."

હુકમ સાંભલીને તે ત્રણે હબશીઓ ત્રણ વખત ફરીથી નમન કરીને તયાંથી ગયા.

* * * *

પેલી તરફ, રશીદાએ પોતાની છાતી તરફ પકડેલું ખંજર વડા વઝીરે એક ઝડપ વાપરીને ઝુટવી લીધું, અને પુકારી ઉઠયો "રશીદા, હોશમાં આવ. દુનીયાનો ખયાલ નહી કરતી તો પાક ખુદાનો ખઉફ કર.—અરે, તું આજે શું કરવા બેઠીછ ? તું મ્હારી અને ત્હારી ફઝયતી કરવાપર આમદા થઇછ! હું નિર્દોષ છતાંબી દોષીત ઠરૂં તે

તું કરેછ ! શું મહારી તહારા તરફની ભલાઇનો આએ નતીજો ? હયફ, સદ હઝાર હયફ !"

"હયફ કરો, ધીકાર નાંખો, નફરતની નઝર ફેંકો મગર હું ? હું જે છું તેજ છું ખંજર હમણા તહમે ઝુટવી લીધુંછ, પણ પયારા ઇબરાહીમ, તહારેજ ખાતર, તહારેજ ખાતર, તહારા એક વફા-દારમાં વફાદાર રફીકની હમશીર તબાહ થઈ જશે—પોતાનો જાન કુરબાન કરશે." રશીદાએ ઝોર અને શોરથી કહયું.

"ખુદા પાક ! હું આએ કેવી તઅજ્જુબ પેદા કરનારી પીડામાં ફસ્યોછ ! હું એનાથી કેમ રીહા થવશ !" ઇબરાહીમે મનમાં વ-ચાર્યું, અને પછી રશીદાને સમજાવી પટાવીને હાલ તુરત તો પો-તાથી દુર કરવા વાસ્તે તેણે તેના માથા પર હાથ મુકી દઇને કહ્યું "રશીદા, રશીદા તું તાઅમુલ કર, જરા સબર પકડ, થોડાજ દી-વસની મુદ્દત મહને આપ, અને તેટલાં હું———."

મગર, તેજ વખતે પેલા ત્રણ સીદી ગુલામો વડો વઝીર ર-શીદા સાથે જયાં હતો તે ખાનગી ઓરડામાં દાખલ થયા, અને તેઓને જોઇને તો તે વઝીરે-આઝમ ગુસ્સાથી આતશ બની ગયો.

"કુતરાઓ ! મહારા ખાનગી ઓરડામાં સીવા સુલતાન કોઇ આવી શકે નહી તો તહમો ટુકરખોર ગુલામો કેમ દાખલ થયા ?" રશીદાના માથાપરથી હાથ ઉચકી લેતાં વડા વઝીરે ઉઠીને ઉભા થઇને ઘણાજ ગુસ્સાથી પુછયું.

તે ગુલામો કાંઇજ બોલયા નહી, પણ માથું નમાવીને ઉભા રહયા અને તેઓના વડાએ સુલતાનની વીટી કાઢીને ઇબરાહીમને બતાવતાં કહયું "આપ નામવરના ખાસ કમરામાં આએ વીટીના હુકમથી અમો દાખલ થયા."

"કોણની ? સુલતાન નામવરની વીટી ? ઓ પાક અલાહ, હું લાચાર છું—દસ્ત બસ્તા છું !" અને તે વડો વઝીર પેલી વીટીને

જોઇને નરમ પડી જઇ કપાળપર હાથ મારી બીછાનાપર ઢગ દઇને બેસી ગયો!

"બીરાદરો" સીદીઓના વડાએ પોતાના બે સાથીઓને કહયું "આપણને સુલતાના–વાલીદાએ જેને માટે કહયું તેજ: આએ છોકરી છે, જેમ ખબર મળી તેમ એજ મર્દાના લીબાસમાં ઝનાના છે, બાંધો એને."

અને વીજળી કામ કરે તેમ એકે રશીદાના મોંઢામાં ડુચો દાબી દીધો, અને બીજાએ તેના હાથ પગ બાંધી લીધા.

વડા વઝીરથી એક હરફબી બોલાયો નહી, અને પેલા ત્રણ હબશીઓ રશીદાને જાણે એક રમકડું હોય તેમ ઉઠાવી ગયા!!

વઝીરે આઝમના આખા મહેલમાં તો શું, બલકે આખા તુરકસ્થાનમાં એવું એકબી આસામી નહીં હતું જે સુલતાનના અને તેની માદરના ફરમાવેલા પેલા ત્રણ હબશીઓને તેમના ઝુલમી કામથી તેમને અટકાવે!

તે વડો વઝીર જે આખા તુરકસ્થાનમાં વડો હતો, તે સુલતાનથી ઉતરતો હોવાથી આજે પહેલીવાર તે સીદી ગુલામોથી આજીજ થઇને બીછાનાપર પડયો, કાંઇબી બોલવાની હીમત કરી શકયો નહી; અને તે હવે રડવા લાગયો!

હા, તુર્કસ્થાનનો તે વઝીરે આઝમ, એક લાચાર કમઝોર ઔરતની મીસાલ ડુસ્કે ડુસ્કે રડયો!!

× × × ×

આહહા! કેવો તે મીઠા ચહેરાનો માહાતાબ પોતાની ઠંડી ઠંડી રોશનની નાંખીને બોસફરસના પાણીને ચલકતા બનાવતો હતો! માહાતાબ શું એમ સમજતો હતો કે તે પાણીની સપાટીપર કોઇબી જંજાલ નહી હતી!–કોઇબી ડાઘવાલું દીલ તે પાણીની છાતીપરથી પસાર થતું નહી હતું!–અને તે પાણી ઉપર શાંતી હતી!

અફસોસ, થોડાજ વખ્તમાં "નહી"નો એક દુખકારક પડઘો થવાનો હતો !—આ શું ? આવી શાંત રાત્રીએ તે શાંત પાણીપર કોણ ખલલ નાંખીને ખડખડાત કરે છે ? આ શો શોરબકોર છે ?

તે એક જવાન છોકરીની ચીખ છે !—તે જવાન છોકરીને એક નાવડીમાં બેસાડીને ત્રણ હબશીઓ લઇ આવયા છે, અને હવે બોસફરસના ઉંડા ભાગના પાણીપર આવીને તેઓએ નાવડી ઉભી રાખી છે.

એક હબશીએ પોતાના હાથોમાં પકડી છે તે જવાન છોકરી કોઇજ નહીં પણ રશીદા છે. તે હબશીના હાથો ઝોરાવર છે, અને તેના દીલમાંથી રહમના કટરે કટરાનો ગોયા નાશ થયો છે !

ફરીથી ચીખપર ચીખ તે કમનસીબ છોકરીના ગલામાંથી બહાર પડી, મગર તેની ચીખની કદર કે તેની પોતાના દયા કરવાંમાં આવી નહી, અને હબશીએ તેને પાણીની અંદર ઉડારી દીધી !!— પાણીમાં થોડાક નહાના પરપોટાં થયાં, અને થોડીજ પલ પછી તો કમનસીબ રશીદા સદા સુધીની જઇને તે પાણીને તલીએ સુતી !!

બીજે દીવસે સહવારે હબસીઓનો તે સરદાર વડા વઝીર પાસે ગયો અને બોલયો " નામવર સુલતાના—વાલીદાનો હુકમ એવો છે કે તહમોએ જઇને તમારી મહેરદારના પગોપર પડવું, તહમે જે બહારની ઔરત ઉપર પયાર રાખતા હતા તેને બોસફરસમાં ડુબાડીને મારી નાખવામાં આવેલી છે. "

" તેને મારી નાંખી ? " વડા વઝીરે ગભરાઇને ફરીથી પુછયું " શું રશીદાને હલાક કીધી ? "

" હા, નામવર " તે સીદીએ કહયું " રશીદાને બોસફરસના પાણીમાં ડુબાડી દઇને મારી નાંખવામાં આવી છે. "

" અફસોસ ! " ઇબરાહીમે કપાલ કુટયું, અને તે સર્દ દીલનો થઇને બીછાનાપર પડયો; જયારે પેલો હબશી નમીને તયાંથી ચાલી ગયો.

---

# પ્રકરણ ૪૮ મું.

---

## પાપી અઉરતની ખવાહીશ.

તયારે હવે આપણે પાછા ઝોહરા અને સલીમ પાસે જઇશું.

આનદામાનના એકાંત ટાપુ ઉપર તે આશક માશુકનું જોડું પેલા પડત ગુફામાં બેસીને વાત કરતાં હતાં, અને એકબીજાનો ભેદ ખુલો કરતા હતાં ત્યાં આપણે તેમને છોડી આવયા છીએ.

સલીમ પોતાનો ભેદ કહે તે અગાઉ ઝોહરાએજ આગલ ચલાવ્યું " તયારે ખરેખરજ શું મેં ધોખામાં સંગીનાનું ખુન કીધું ? તહમે મહને તે રહાંજના એકાએક છોડીને ચાલી ગયા પછી મેં બીજે આખો દીવસ સુધીમી તહમારી રાહ જોઇ, પણ તહમે જયારે આવયા નહીં તયારે હું સમજી કે કાંઇની અસાધારણ બનયુંજ હશે, પછીથી હું રાતના તહમારી તરફ આવી અને મેં બારીએથી છુપા ઇને જોયું તો સંગીના તહમારૂં માથું પસવારતી હતી, સમજાવતી હતી, અને ખુશ ગુફતેગો કરતી હતી. હું વહેમાઈ ગઈ કે તે કોઇ નવી માશુકા હતી અને તેણે પોતાના પયારથી મહારા પયારાને છીનવી લીધો હતો ! તેથી મેં તેને ખંજરથી મારી નાંખી—ત્યારે હવે મ્હને તહમે કહી દો કે સંગીના તમારી કોણ હતી ? "

" સંગીના મ્હારા છોકરાની છોકરી હતી ! " સલીમે કહયું, અને તે સાંભળીને ઝોહરા તો તઅજજુબ થઇ થઇને જાણે તેને આજે નવોજ જોતી હોય તેમ ફાટે ફાટે ડોળે જોઇ જોઇને પછી બોલી પડી " સલીમ, મને ધાસ્તી છે કે આપનું મગજ ઠેકાણે નથી ! એ તહમે શું કહી ગયા ? સંગીના તહમારા દીકરાની દીકરી થાય ! ઝમીન ગર આસમાન થઇ જાય તોબી એ વાત કોઇ કયા. મને નહી મનાય ! "

" માની શકાશે, જ્યારે તું મહારો ભેદ પુરેપુરો જાણુશે. ત્યારે રહેજમાં તે જાણી શકાશે અને માનીબી શકાશે. " સલીમે કહયું.

" તયારે શું ? " ઝોહરા વીચાર કરીને બોલી " મહારા પયારા સલીમની પઉત્રી તે મહારા પીતાની માશુક ? કેવું અજાયબી પમાડનારૂં ? કેટલું વીચીત્ર ? "

" એ બધું શયતાનના દામે મકથી થયું " સલીમ બોલ્યો " શયતાન ! શયતાન, જેનો હું ગુલામ છું તેનેજ હાથે બન્યું ! ઝોહરા પયારી ઝોહરા, તું કે જે મહને આજે તહારી નઝર સામે જવાન અને ખુબસુરત જોયછ તે હું કોઈજ નહીં, પણ લગભગ સો વરસની ભરતીમાં જતો એક બુઢ્ઢો ખખ થઈ ગયલો, ડાચાં બેસી ગયલો, નબલો અને દુબલો વરૂધ છું-જેને જો તું તેના ખરા અવતારમાં જોય તો થુકેબી નહીં, આડી નઝરબી નહીં નાંખે;-છતાંબી કેવું વીચીત્ર છે કે તું જેવી ખુબસુરતીબી મહારી ઉપર નીસાર છો "

ઝોહરા તો તેને ફાટે ડોળે જોતીજ રહી અને સલીમે આગલ ચલાવયું " ખરેજ, આપણે બેઉ સરખે સરખાજ એક બીજાને મળેલાં છીએ, આપણે બેઉ ગુન્હાગાર છીએ, અને બેઉ પાક ખુદાના પયારથી અલગ થઇ જઇને દુનયવી લાલુચપર મોહીત થયલા પાપીઓ છીએ. ઇશકે હકીકીની આપણે કદર કીધી નથી, અને ઇશકે મીઝાજીની કદર કીધેલી છે. તું દગલબાઝ, ફીતુરી, લુચી અને ખુની છે, તો હુંબી ઇમાનફરોશ, મકકાર, ખુની અને શયતાનનો ગુલામ છું. બેઉ લાકડેમાકડા સરખાજ મલી ગયલા છીએ. "

ઝોહરા હજુ઼ણુબી ચુપજ રહી, અને સલીમે આગલ ચલાવયું " મેં મહારા બુઢાપામાં મહારૂં ઇમાન શયતાનને વેચયું અને જવાન થયો, તવંગર થયો, ખુબસુરત થયો, અને તહારા જેવી મોટામાં મોટી ખુબસુરતીનો માલેક થયો. મગર હું ખુશી નથી, હું સુખી નથી, મહને ગમતુંજ નથી, દર મહીનાની આખીરીએ મહને શયતાનની શરત મુજબ ઇનસાનની હાલત તજીને એક આખી રાત

હયવાન બની જવાનું થાયછે, અને તે હયવાનયતમાં હું પોતે જાણતો નથી કે હું શું કરૂંછ! મગર મહને લાગેછ કે હું ઘણુંજ બુરૂં કરૂંછ. અફસોસ, મહને શક જાયછ કે હું ખુન કરૂંછ! બસ–બસ બસ, હું તો એ તવંગરીથી, એ જવાનીથી, એ શયતાની મદદથી ધરાઇ ગયો છ, કંટાલો ખાઈ ગયો છ !"

"અફસોસ છે કે તહમે ધરાઇ ગયાછ!" ઝોહરાએ હવે જીભ ઉપાડી "અરે, એતો એક શકતી તહમને શયતાને આપી, અને તે માટે તહમારે શયતાનના આભારી થવું જોઇએ–તહમારે દીલગીર થવા બદલે ખુશી–ખુશી થઈ જવું જોઇએ."

સલીમે તે સાંભલીને દાંતમાં આંગલી પકડી લીધી !

અને હવે ઝોહરાએ પોતાનું બોલવાનું આગળ ચલાવ્યુ "તહમે શયતાનની શરતથી દુઃખી છો, હું તો જો એવી શરત શયતાન મહારા બુઢાપામાં આવીને મહારી સાથે કરે તો ઘણી ઘણીજ સુખી થાઉં, અને કદીબી તે શરત કરવાને વાસ્તે નહીજ પસ્તાઉં. આહહા ! કેવા તહમે જવાન છો, અને કેટલા બધા ખુબસુરત છો ? તહમને કોણ કહે કે તહમારા પડછાયામાંબી તે બુઢાપાનો જરાકબી છાપ છે, જે બુઢાપો તહમે શયતાનની શરતથી તજી દીધો ! ઓ, મહારી સામે જો હમણાં શયતાન આવીને પુછે કે મહને કોઇ શકતી જોઇએછ કે ? તો હું ઘણી ખુશી સાથે તેને હાનો જવાબ દઉં."

"હું તઅજ્જુબ છું ! મહને મરદ જેના મરદને જે ચીઝનો ધીક્કાર થયલો છે તેને માટે તું અઉરત ઝાત થઇને ખુશી મનાવેછ?" સલીમે અજાયબીથી કહયું.

"અઉરત ! શું તહમે જાણુતા નથી કે અઉરતનેજ લીધે મર્દો શયતાનની દામે બલામાં ગીરફતાર થઇ ગયલા છે ?"

"જંગલના એક જંગલી ભરવાડને કયાંથી ખબર હોય !" સલીમે કહયું.

"તો જાણો હવે તહમે, કે અઉરત જેમ દુનયાની માદર બને છ—તેમજ તે ઘણીવાર દુનયાના મોતની ચાદર બને છ ! !"

---

# પ્રકરણ ૪૯ મું



## હયવાનનો અવતાર.

સલીમે ઝોહરાને વાકેફ કીધી કે દર મહીનાના છેલ્લા દીવસે ખુરશીદના ગુરૂબ થવા સાથે તેને શયતાનની શરત મુજબ ઇનસાનયત તજીને હયવાન બનવાનું હતું, અને તે સ્હાંજના તેના પોતાના જાનને કશી હાણી નહીં પહોંચે તે વાસ્તે ઝોહરાએ પેલા પડત ગુફામાં ભરાઇ જઇને પતથરોથી તે ગુફાના મુખને બંધ કરી દેવો,—ઝોહરાએ તે ચેતવણી મુજબ અમલ કરવાને કબુલ્યું.

અને આખરે તે વખત આવયો કે જયારે કમનસીબ તે ઇનસાનને વરૂના રૂપમાં બદલાઇ જવાનું થયું. ઝોહરા તો સ્હાંજના જલદીથી પેલા પડત ગુફામાં ભરાઇ ગઇ અને પોતાની આજુબાજુ પતથરાઓ ગોઠવી દઇને બેઠી, અને સલીમ સુર્યના અસ્ત પામવા અગાઉથી દુર દુર જે ટેકડી હતી તે તરફ ગયો. તે તે ટેકડીને બીજે છેડે ઉતરી ગયો કે ખુરશીદ દરપડી મરયાદાપરથી દરીયાવની નીચે જતો જણાયો.

તે એકાંત ટાપુપર હવે તે રાક્ષસી ફેરફાર તે બદબખત ઇનસાનમાં થયો, જેનાથી તેણે શહેરમાં અનેક આદમીઓના જાન લીધા હતા—સલીમ ફાડી ખાનારા વરૂની શકલમાં બદલાઇ ગયો—તે દોડયો, પહાડની કઠણોમાં, ટેકડીના પત્થરોમાં, જંગલના ઝાડોમાં ફસાતો, અફલાતો, ઝીંકાતો, દોડયો બલકે પવન સાથે જાણે ઉડયો ! તે દરીયાવના કીનારા તરફ દોડવા લાગયો, અને એવું જણાયું કે યા હોમ દીવાનયત આદાએ તે વીકાલ જાનવર દરીયાવની અંદર દોડી જશે—અને પાણીમાં ડુબીને તમામ થઇ જશે ! ! મગર, નહી. હજીબુ તેનું મોત નઝદીક નહી હતું તો કયાંથી મરશે ?

દરીયાવના પાણીનો સ્પરશ લાગતાંજ તેણે પોતાની વલાંણુ બદલી નાંખી, અને પાછો તે એકાંત ટાપુના જંગલોમાં દોડવા લાગયો. તેનાં મોંઢામાંથી ફીણુ–ફીણુ નીકલતું હતું અને તે છતાંબી જરાકબી થોભયા વગર તે વરૂ ઝાડોની ડાંખલીઓ ભાંગીને, મેવાના દરખતો સાથ અઠડાઇને, દોડયું, અને ખુબ તેમ દોડતુંજ રહયું!

દરખતોની નમેલી ડાળીઓ સાથ અથડી પડવાથી ઝાડનાં પાંદડાં હાલી રહેતાં, અને તેથી જે આવાઝ થતો તે સાંભળીને શાંતી લેતાં પક્ષીઓમાં ગભરાત ફેલાયો–અને તેઓ કોઇ વબાલ આવી હોય તેમ દહેશત ખાઇને ચીલલાવા લાગયાં!

પાગલ થયલા જાનવરની મીસાલ વગર હોશથી યાહોમ જુનુની બનેલું તે વરૂ પોતાનેબી કોઇ ઇજા થશે તેની બીલકુલ પરવાહ કર્યા વીના બેધડક સર મુકીને કયાંનું કયાં કુદતું ને દોડતું!–તેના મુખમાંથી મોટી બરાડ નીકળતી, અને તેની સાથે–ફીણુ–ફીણુ–ફીણુ તો નીકળતુંજ રહેતું!

તે પાણીના નાલાં આગલ પહોંચયું અને તેણે એવો એક ભુસ્કો માર્યો કે નાલાંથી બેવડી બાજી હદ કુદાવી ગયું!–સલીમ પોતાના માણુસાઇ અવતારમાં તેવા કુદકાનો પા હીસ્સોબી કુદી શકતે નહીંજ; અને શયતાનના મહેરથી મજબુર તે ઇનસાન, ગોયા ઝબરદસ્તીની હસ્તીમાં શામીલ થયલો બુરાઇ અને પ્રાકરમોની હારમાલા લંબાવતો હતો! આ એકાંત ટાપુ ઉપર તેના હાથથી ચીરાઇ જવા માટે કોઇ ઇનસાન તેના રાસ્તામાં નહીં હતું, અને તે આ ફેરી ખુનના દાધ વગર ખુદબખુદ હલાક થઇને રસ્તો કાપતો હતો.

લગભગ આખા તે ટાપુમાં ફરી અને ફરીથી દોડી ચુકીને તે હવે મધ્ય રાતને શુમારે એક મોટા દરખત આગળ થોભયો અને તે જાણે થાક ઉતારતો હોય તેમ આપણુને જણાયો; મગર, શયતાનની મતલબ તો જુદીજ હતી! સલીમ, પોતાની હયવાનીયતમાં બીલકુલ થાક વગર યાહોમ દોડતો હતો–લેકીન, અહીં તેને થોભાડ-

વામાં શયતાનની બીજી ઇચ્છા હતી: જેવું તે વીકરાલ વરૂ પેલા મોટા દરખત આગળ ઉભું રહયું કે પાછળથી એક મોટો નાગ ઝાડપરથી ઉતરીને તે વરૂના શરીરને વીંટલાઇ ગયો.

તે નાગે પોતાના શરીરનો મજબુત આંટો વરૂના શરીરપર વીંટાલી લીધો, પણ જ્યારે તેણે ફેણુ ઉંચકી દંખ મારવાનો ખયાલ કીધો કે ત્યાંની ત્યાંજ તેની ફેણુ અચકીને અટકી ગઇ !

વરૂ હવે પોતાના શરીરપર વીંટલાયલા નાગને લઇને દોડવા લાગયું, અને હવે તે એવી તો ઝોરથી ચીખ મુકવા લાગયું કે તે જંગલના ઝાડવી ગોયા દહેશત ખાઇ ગયા ! !—ઝાડપરના પરનદાવી કોઇ દુશમન આવ્યાની ધારતીથી લાકડું થઇ ગયા ! !

વરૂ દોડવા લાગયું કે નાગે પોતાના ભયંકર બદનને સંકોચવા માંડયું, અને જ્યારે નાગ વરૂના શરીરપર દબાણુ કરવા લાગયો કે વરૂએ ચીખપર ચીખ પાડીને ઝમીનપર ગોલાતયાં ખાવા માંડયા !!

કોઇ ભેદી શકતીના ઝોરથી નાગ પોતાનો દંખ મારી શકતો નહીં હતો, અને હવે તો વરૂના ગોલાટયાંઓથી તેના તમામે તમામ સાંધાઓ કર–કર છુટાં પડતાં હતાં ! નાગના સાંધા તુટવા લાગયા કે તેનો જાનબી ખતમ થવા લાગયો, તે ઢીલો ઢીલો થઇ ગયો, તેની વલ વરૂના બદનપર મુરદાલ થઇ ગઇ, અને વરૂ જ્યારે ફરીથી દોડવા લાગયો તયારે નાગ બેજાન થઇ રહયો! !—આનડામાનના એકાંત ટાપુ ઉપર જયારે કોઇ માણુસનો ભોગ તે વીકરાલ જાનવર લઇ નહીં શકયો ત્યારે તેણે એક નાગને મારી નાંખયો ! !

મગર, આ વખતનું તેનું કામ બુરાઇના કરતાં ભલાઇને લાયકનું થઇ પડયું ! સશીમ શયતાનના કામથી આજીજ થઇને પસ્તાતો હતો તો કદાચ તેને માટે આ ભલા કામથી વધારે ભલાઇ થવાની હોયબી! તેણે આ મરતબે એક ઝહરીલા દુશમનને હલાક કીધો હતો, જેની હસતી ઝહર ફયલાવવા સીવા કોઇબી નેકી માટે હુન-

યાપર વસતી નહીં હતી ! અને ત્યારે, તેવા એક ઝહરીલા સાંપને તબાહ કરવામાં તે વીકરાલ વરૂએ ખચ્ચીતજ કોઇ કામ કરી બતાવયું હતું.

ઘુંદ્દાઇને મરી ગયલો તે નાગ હવે ધીલો થઇ જવાથી તેનું દમ વગરનું બદન વરૂના શરીરપરથી સરી પડયું, અને હવે વરૂ પાછું અને પાછું ફીણુ કાઢીને—બુમ પાડીને—ચીખ મુકીને દોડયું, દોડયું, અને દોડયું.

માહાતાબ આસમાનપરથી દામે શયતાનની બલામાં ફસેલા તે ઇનસાનની આવી બુરી હાલત તરફ જોઇને રહમ ખાવા લાગયો, અને તેને માટે ઠંડી રઉશની ફેંકીને તેને ઠંડક આપવા લાગયો—મગર, જયારે માહાતાબે જોયું કે કમબખત ઇનસાન ચીખથી આજીજ થઇને દહેસ્તનાક રીતે હલાકી પામતો હતો, તયારે માહાતાબનું દીલબી આઝોરદા થયું, અને તેણે પોતાનો પ્યારો ચહેરો થોડોકવાર ગમથી વાદલાંઓમાં છુપાવી લીધો !

આખીર, સહવારની ખુશ લહેકીનો પવન ફુંકવા લાગયો;અને તે વિકરાલ જાનવરની દોડ ધીમી થતી ગઇ, તેની ચીખ નબલી પડતી ગઇ, અને તેના મોંહામાંથી ફીણુ કમતી નીકલતું થયું.

માહાતાબે પોતાના બુઝોર્ગ અને અઝીઝ બીરાદર ખુરશીદને પોતાની જગયાપર દુન્યાને રઉશન કરવા માટે આવવા કહયું, અને હવે ખુરશીદ ધીરે ધીરે દરીયાવની કીનારી ઉપરથી ઉપર આવવા લાગયો—જે વખતે, સલીમ પોતાની ઓહરા હતી તે ગુફાથી થોડે દુર માણુસાઇ હાલતમાં આવેલો એક મોટા પત્થર ઉપર બેસીને ઝાર બેઝાર રડતો હતો !!

---

# પ્રકરણ ૫૦ મું.

## પાક ખુદાની મદદ.

" ઓ પાક ખુદા " સલીમે શયતાન સાથ શરત કીધા પછી આ પહેલવહેલી વાર પાક ખુદાનું પવીત્ર નામ ખરા દીલની લાગણીથી ઉચારયું, અને તે પયારૂ પવીત્ર, અને બુલંદ નામ બોલતાંજ તેણે પોતાનું સર નમાવયું " ઓ પાક ખુદા, મહને આ બુરાઇમાંથી બચાવી લેનાર ફક્ત તુંજ છે, અને હવે તું મહારીપર મહેરબાન થઇને શયતાનની દામેમકમાંથી મહને બચાવી લે–મહને રીહા કર ઓ બાપ, મહારી કમફ્અમીથી, મહારી નાદાન અકલથી, મહારી હીર્સ ભરી ચાલથી મેં માહારી હોશ ખોહી દીધી, અને હું શયતાને માંડેલાં છટકાંમાં સપડાઇ ગયો–હું તહારા અમર હાથનો બનાવેલો ઇનસાન છું, અને હવે તહારા સીવા મહને રીહા કરનાર કોઇજ–કોઇજ બીજું નથી. "

તે તુરતજ પોતાના ગુડણોપર પડયો, અને તેણે તોબા કરવા માંડી " મેં મહારી બુરી લાલુચના સબબે પુરતું ખમયું છે–ઓ પાક રહમાનો રહીમ, મહને તું હવે પાછો અસલીજ હાલતમાં મુકી દે, તું મહને પાછો પીરમર્દ બનાવ ઓ પયારા પાક પરવર, મને બુઢ્ઢો બનાવી મહારા અસલના જંગલમાં મહને મોકલી દે અથવા તો વરૂંધ બનાવીને બેજાન બનાવ, પણ મને શયતાનથી તો રીહા કર–તેની બદનામીમાંથી બચાવીને મહને ખુશ નામ બનાવ, અસલના જેવોજ મુફલીસ ભરવાડની હાલતને પહોંચાડ–અરે, શયતાનની દામમાં ગીરફતાર થઇને તવંગર બદમાશ બનુ, તેના કરતાં તો ઓ પાક ખુદા તહારી પનાહમાં રહીને મુફલીસ ભોળો કહેવાઉં તે લાખો લાખ દરજજે બહેતર છે– બહેતર છે. "

સલીમ હવે ગાલપર તમાચા મારતો ત્રણ વખત " તઉબા–

તફબા-તઉબા " બોલીને થોભયો, અને તેને લાગયું કે તેના દીલને કાંઇક ધીરજ થઇ હતી-કાંઇ તસલ્લી તેને મળી હતી !

થોડી પલ વધારે થઇ અને સલીમે પોતાની સામે મુરઝાયલું હસવું હસીને ઉભા રહેલા શયતાનને જોયો ! સલીમે કડવું મોહ કરીને પોતાનો ચહેરો ગુસ્સાબાઝ બનાવીને પુછ્યું " ઇબલીસ, નાપાક પલીદ ! તું પાછો મહારી સામે આવીને હવે કહેવાબી તે શું માગેછ ? તેં શું મહને ઓછી હીણુપસ્તી, ઓછાં પાપ અને ઓછી મુસીબતમાં હોમાવયોછ કે વળી આજે પાછો ત્હારી સુરતે ગનહુસ બતાવતો તું મહારી સામે આવીને ખડો રહયોછ ?"

" હું તુને તહારા કઉલની યાદ આપવા સારૂ આવયોછ !" શયતાને અદબ વાળીને ઠંડે કલેજે કહયું.

" કઉલ લેવા માટે મેં તુને કદીબી કહયું હતું નહીં-મેં તુને જંગલનાં મહારાં મુફ્લીસીથી ભરેલા ઝુંપડામાં કદીબી બોલાવયો હતો નહીં-તુંજ, તુંજ પોતે નહી બોલાવેલો આવયો, અને મહને ઝબરદસ્તીની ખુશીથી તેં ખુશી બનાવયો ! મહારૂં ઇમાન તેં મન હુસે લુટયું, મહારૂં દીમાગ તેં ઇબલીસે ચોરયું" સલીમ વધારે અને વધારે ગુસ્સાબાઝ બની જઇને બોલ્યો " તું તહારી સીહા સુરત મહારી સામેથી ખસેડી લે, જા-જા, દુર થઇ જા-મહને હવે તો તહારો દેખાવ જોઇનેજ ધરૂજરો છુટેછ-તહારા ચહેરાથી મહને ઝહરીલી બુખાર ચઢેછ !"

" સલીમ, મહારેથી તું રંજીદા નહીં થઇ જા. હું હવે તુંને એવી મોજ કરાવવા માંગુંછ કે જેવી મઝાહ કોઇ અફલાતુને નહીં કીધી હોય-એવી અયશ હું તુને આપવા માંગુછ કે જેવી અયશમાં કોઈ મોટા શહેનશાહબી નહીં રોલતો થયો હોય-ફકટ, તું મહારેથી નફરત નહી કર, મહારા નામમાં તું ફરીથી ખુશી મનાવ, અને મહનેજ પુંજતો થા, તો-તો હું હવે જોક કેવી રંગત જમાવી દઉછ."

"તહારી રંગતને નાંખ ચુલ્હામાં–તહારી મૌજને ખાકમાં મીલાવી દે–તહારી અયશને આગ લગાડ !–અગર જો તું શહેનશાહી અયશને બદલે ખુદ શહેનશાહી દરજ્જેબી આપવા કબુલ થાય તો હવે હું કદીબી તહારી જાલમાં ફસુ નહીં–તહારા ફીતુરમાં રમું નહીં–તહારા મકોહીઆમાં કઇદી બનું નહી–દુર, દુર, ઓ દુન્યાની ચશમ ઉપર લાલચની ચદ્દર બીછાવનાર તું મનહુસ પલીદ નાપાક શકલ, તું મહારેથી દુર થા !–તહારો ચહેરો જોઇને મહને કમકમાત લાગેછ–તહારૂં સીર્ફ નામબી હવે મહારા કાનોમા કાંટાંની મીસાલ ખુંચેછ!"

પણ શયતાને હવે ગુસ્સાની કરચલી કરતાં કહ્યું "હું તુંને તહારા કફેલથી રીહા નહીજ કરશ."

"તું નહી કરશે તો તે કરશે," સલીમે આસમાન તરફ હાથ કરીને કહવું "શયતાન, તું મહને તહારા દામમાંથી રીહા નહી કરશે, ઓ પાક ખુદા, આએ શયતાનને મહારો સામેથી તું દફા કર, અને તહારો ખાકસાર બંદો જે આંધળો થઇને આજ ચેર ગુનહામાં ગીરફતાર હતો તેનો પસ્તાવો કબુલ રાખીને તું–તું મહને બચાવ."

એકાએક સખત એક તુફાન તયાં થઇ રહયું, વાદળ ઘમઘોર સીહા થઇ ગયું, વીજળીના કડાકા ધડાકા થયા, વાવાજોડા સાથનો એક ધોધમાર મોટો વરસાદ પડયો, સલીમ ભીંજાઇને તરબોર થઇ ગયો, શયતાન તેની નઝર સામેથી જાણે તે તુફાની પવનમાં ઉડીને ગાયબ થઇ ગયો–અને થોડાજ વખતમાં જ્યારે તે વરસાદ, જેમ એકાએક આવેલો તેમજ એકાએક બંધ થયો તયારે તયાં પત્થરપર નકલી સલીમ નહી હતો–પણ અસલી સલીમ હતો !

નાતવાન, સુકો, લાંબો, સુફેદ દાઢી સાથનો તે પીરમર્દ સલીમ જાણે નવો નવો જીવ આવયો હોય તેમ ખુશાલીથી ફુલી જઇને તયાં હવે હસતો બેઠેલો હતો. "પાક અલ્લાહ, તેં મહારી દાદ લીધી ખરી, તું પાક ખુદાની મદદ આએ પસતાયલા બંદાને મલી

ખરી; હમે હું એક બીજી અર્ઝ કરૂંછ યા પાક પરવરદેગાર, તે અર્ઝની તું મંઝુર રાખ અને તહારા બંદાપર કીધેલી મહેરબાનીમાં પુરો વધારો કર. તું કરમો ઇનાયતનો તો ભંડારજ છે તો બચાવ, મહને હવે આએ દુનયાની જંજાલોથી બચાવીને દુર કર, મઉંત મહારે વાસતે મોકલી આપ-અને મહને હવે આએ પાપી હરતીથી રીહા કર. ”

સલીમ બોલી રહયો કે જાણે તેને એક ભારી ઉંઘ આવી ગઇ. તયાંજ પતથર આગલ તે સુતો, અને ઓ પયારા પાક પરવર, તેણે પસતાયલા બંદાને પોતાની પવીત્ર મદદ આપી. સલીમ મરણ પામયો હતો ! ! !



# પ્રકરણ ૫૧ મું.



## પશ્ચાત્તાપ.

સલીમ—જંગલનો તે બેગુન્હા નીર્દોષ ભરવાડ ! તે જ્યારે શય-તાનના ફંદમા ફસ્યો હતો ત્યારેજ તેણે હયવાનની શકલમાં બે ધ્યાન બેફ્અમ અંજાણપણે ખુન કીધા હતા અને તેથી ખરી રીતે બાતી-નમાં ઉતરો તો તેણે સીરફ એકજ ગુન્હો કીધેલો હતો: જે ગુન્હો ફક્ત એજ હતો કે તે શયતાનની જાલમાં લાલુચના ઝોરથી સપડાઇ ગયો હતો, અને તે ગુન્હા માટે તો તે બીચારાએ અતીઘણું સોસ્યું અને ખમ્યું હતું !—તે સલીમ, જ્યાં સુધી પાક પરવરદેગારને ખરા દીલથી યાદ કરી શક્યો નહી ત્યાં સુધી તે લાલુચના પરડાને ચશ-મોની સામે ધરી લઈ બુરાઇ અને બુરાઇમાંજ ગીરફ્તાર રહી શક્યો, મગર તેણે જ્યારે શયતાનપર નફરત નાંખી અને પ્યારા પાક પરવ-રને ખરા દીલથી—સાચા અંત:કરણથી યાદ કરી લીધો, તેની અને તેનીજ પનાહમાં પોતાની રાહત માની, તેજ પ્યારા પાક ખુદામાં તેણે પોતાના છુટકારાનો હાથ જોયો—ત્યારે, તે હાથને પકડવાની તેણે કોશીશ કીધી, પસ્તાવો કીધો, પોતાની ગયરસમજુતી ઉપર તેણે ત-ઉબા કીધી, અને તેથીજ તેને પાક ખુદાની મદદ મલી ગઇ અને તે અસલ હતો તેવોજ થઇને દુનિયાની જંજાલથી રીહાઈ પામીને મઉ-તની મીઠી નીદમાં જઇ સુતો. સલીમ, તેથી, સીરફ લાલુચનો ગુલામ થવા માટે ગુન્હાગાર હતો: મગર તેણે કરેલા ખુનો માટે શયતાન અને શયતાનજ માત્ર જવાબદાર હતો ! !

માણસ ! તે દુનિયાની ચમક-ધમકપર લલચાઇને પોતે ગુન્હા-ગાર થઇને પછીજ કોઇ મઝાહ મેળવવા માટે પોતાને શક્તીવાન થયલો જોય છે; મગર જ્યારે તે પેલી મઝાહની આગળ પહોંચે છે

ત્યારે તો તે ગઓર ભરેલી નઝરોથી જુએ છે કે તે પોતે ગુન્હાને સબબેજ પેલી મઝાહની નઝદીક હોવા છતાં ઘણોજ દુર–દુર-દુર થયેલો હોય છે, તેને પેલી મઝાહમાં મઝાહજ મલતી નથી. તેને તે મોજમાં ખુશીજ દેખાતી નથી, અને તેમ શાથી બને છે? પેલાજ કમબખ્ત ગુન્હાથી!! તે ગુન્હાનો બોજ માથાપર લઇને પછીજ પેલી મઝાહને પહોંચવા જાય છે. મગર તે નઝદીક પહોંચ્યા છતાંબી પોતે હવે પાછળ પડીને દુર થઇ ગયલો પોતાને જુએ છે, જાણે છે, અને તેથી તે રનજીદા થઈ જાય છે!!

દુન્યાની લુત્ફ! તે તો મહેનત, કોશીશ અને નેકી ભરેલી અંતથીજ જો હાથ આવી શકે તોજ–તોજ તેમાં ખરેખરી મોજ મલે! નહીં તો, અગર જો કોઇ પાપ કરવાથી તે મઝાહ મેળવવાની હોય તો ફોકટનાજ ફાંફાં–એક પાપ અનેક પાપો કરાવે; અને ત્યારે, ખુરશીદની રઉશનીથી બેનસીબ રહીને અંધારા એક ખોહમાં પડી જઇ એક ઝુંફતી ઝાંફતી દીવી સાથે લઇને ગુન્હાની ઝનજીરમાં અસીર રહી શું મઝાહ મેળવી શકાય ?

મગર, આપણી વાતપરઃ

ઝોહરા રહવાર થઇ તોપણ સલીમને ગુફા તરફ નહી આવેલો જોઇને અંદેશામાં પડી ગઇ. તે ઘણું મન કરતી હતી કે બહાર જઇને જુએ કે સલીમ કયાં હતો? મગર, તેને મોટો ધસ્કો પડયો કે હજુણુ સુધીબી સલીમ વરૂની શકલમાં હોય અને બેફ્અમ તે તેની પરજ હુમલો કરીને તેને ચીરી મારી નાંખે તો?–જો કે સલીમે તેને જણાવ્યું હતું કે તે ફકટ રાતનાજ વરૂ થતો હતો, અને રહવાર પડતાંજ પાછો ઇનસાનયતમાં આવતો હતો, તોબી ઝોહરા યકીન લાવી શકી નહી–તે તો બીધી કે કોઇ વબાલ લાવવા શયતાને કાંય નહી હજુણુ સુધીબી સલીમને હયવાનનો હયવાનજ રાખ્યો હોય, તે હયવાન ગુફાની બહારજ હોય, અને જેવી તે બહાર તેને

જોવા જાય કે તેના ઉપર કુદી પડીને તેને ચીરી નાંખે! તેથી, તે ત્યાંની ત્યાંજ ગુફાની અંદર બેસી રહી !

વલી, ઝોહરાએ એક બીજો ખ્યાલથી કીધો: એકાએક ગાયબ થઇ ગયલો પેલો લુટારૂ સલમાન જો ટેકડીઓની પેલે પાર હોય અને તે વરૂના સપાટામાં સપડાઇ જઇને ખતમ થઈ જાય તો કેવું સારૂં ? વચમાંથી એક કાંટો સાફ થઇ જાય !

આખરે, થોભી થોભીને બપોર સુધી તે ગુફામાંજ થોભ્યા પછી થોડાક પત્થર ખસેડીને ઝોહરા બહાર ડોકાવવા લાગી. તેણે રફતા રફતા ગુફાની સહેજ બહાર નીકળીને જોવા માંડયું તો ત્યાં આજુ-બાજુ વરૂ નહીજ હતું ! તેને હવે આસ્તે આસ્તે વધારે હીમત આવવા લાગી, અને હીમતથી તેણે હવે થોડેક છેટે જઇને જોયું. સ્હેજ આગળ, સ્હેજ આગળ, અને વધારે આગળ વધતાં વધતાં તેણે પોતાની અજાયબી વચ્ચે જોયું કે દુરના એક પત્થર ઉપર કોઇ આદમી સુતેલો હતો !—આ વળી નવી વસ્તી કોણની તે ટાપુપર હતી, એમ વીચારીને, અંદેશો કરીને, તે આગળ વધતી રહી.

છેક નઝદીકમાં જઇને ઝોહરાએ જોયું તો એક પીરમર્દ તદન સોહરાયલો સુકાયલો, ડાચાં બેસી ગયલો, દાઢીવાલો ત્યાં પત્થરપર પડેલો હતો. ઝોહરાએ ધાર્યું કે તે ખાબમાં ગીરફતાર થયલો હશે, પણ જ્યારે તેણે જોયું કે તેનું પેટ દમથી ઊંચકાતું નહી હતું ત્યારે તેણે તેના નાંક આગળ પોતાનો હાથ ધર્યો: દમ ચાલતોજ કયાં હતો ? હવે, ઝોહરાએ તેના પગની પાટલીપર હાથ મુકયો, તેના હાથપર હાથ મુકયો, ઠંડાગાર ! તે સમજી ગઇ કે તે પીરમર્દ હસ્તીથી નીસ્તી પામીને, મરણ પામેલો નાશ થયલો હતો !

તે વીચારવા પડી.—ત્યાં એકાંત ટાપુપર એક બુઢ્ઢો કયાંથી ! તેણે ખ્યાલ દોડાવ્યો, તો વીજલી વેગે એક વીચાર આવ્યો, રખે તેનો સલીમ અસલી હાલતને પહોંચ્યો હોય અને તે પછી મરણ પામ્યો હોય !

સલીમ હજુણુ આવ્યો નહી હતો, તે આવવો જોઇતો હતો અને નહી આવ્યો હતો, એટલે હવે ધીરે ધીરે તેની ખાત્રી થતી ગઇ કે તેનો જવાન ખુબસુરત આશકજ પોતાની અસલી પીરી હાલતમાં જઇ પડયો હતો, અને મોતને હાથ ગીરફતાર થયો હતો !

ઝોહરાએ પોતાના શરીર તરફ નઝર નાખી અને પેલી લાશ તરફ નઝર નાંખી ! અને તે વખતે તેના મુખમાંથી એક સર્દ આહ નીકળી પડી !

" અફસોસ ! કયાં હું ? અને કયાં એ ! હું દુનિયાની સૌથી ખુબસુરત અઉરતોમાંની એક ! અને, આએ એક લેવાયલો–લુટાયલો બુઢો ખખ થયલો–ડાંચાં બેસી ગયલો પીરમર્દ ! સદ હઝાર અફસોસ મ્હારી જવાનીપર, કે તે એક આવા બુઢાને હાથ જઇ પડી ! ! લાખો અફસોસ મ્હારી ખુબસુરતીપર કે તે આવા એક બુઢાના બસમાં ગીરફતાર થઇ ગઇ ! " ઝોહરા પોતે પોતાનેજ ધીક્કારતી બોલી "નફ્રત, દુન્યાની તમામ નફરત મ્હારીપર, હું હવે મ્હને પોતાને નફ્રતની નઝર સીવા જોઈજ શક્તી નથી ! અરે, મ્હારા ગુન્હાઓની મ્હને આએ સઝા છે. હું મ્હારા ભાઇને વાસ્તે હમશીર નહી પણ શમશીર થઇ, હું મરીયમપર ઝુલ્મ ગુઝારીને એક મઝલુમપર સીતમગર બની, અદેખાઇની આગથી જલી જઇને મેં સંગીનાનું ખુન કીધું, તો તે સઘળા પાપની મ્હને આએ સઝા છે; જે ખુબસુરતીપર હું ફુલાઇ અને ફુગરાઇ જતી હતી તે ખુબસુરતીને તો મેં એક બુઢાને વેચી દીધી ! ! લાનત હઝાર, મ્હારીપર ! લાનત લાખ, એ ખુબસુરતીપર ! મ્હારી મગરૂરીને એક એવો તો સજડ તમાચો પડયોછ, બલ્કે એક એવો સખ્ત ફટકો લાગ્યોછ કે હું હવે ધીક્કાર, નફરત અને લાનત નાંખ્યા વગર મ્હને પોતાને જોઇ શકનારજ નથી.–અફ્સોસ, અફસોસ ઝોહરા, અમીરની નાંઝો અદાથી ભરપુર ઓ લડકી, તું ત્હારી ખુબસુરતી ઉપર પોતે કેટલી બધી ઇતરાતી હતી ? અને

તે ઇતરાતને કેટલો બધો: સાબુત ફટકો ? કેવી ભારી સઝા ? એ પાક ખુદા, ત્હારા દરેક કામમાં ઇન્સાફ—ઇન્સાફ—અને ઇન્સાફ છે.”

ઝોહરા હવે પસ્તાતી હતી!—આહહા! મોર નાચી નાચીને પોતાના પગ તરફ જોઇને હવેજ રડતું હતું!—શમશીર તેઝ થઇ થઇને હવેજ પોતાની ધારપર ગોબા પડેલા જોઇ શકતી હતી!

તેણે—ઝોહરાએ સાંજ ગુઠનયે પડી જઇને પાક ખુદાને યાદ કરીને તોબા કીધીઃ “ તોબા, એ ખુદા પાક, હું મ્હારા પાપનો પશ્ચાત્તાપ કરીને ત્હારી પાસે માફી માગુંછ. મ્હને એકવાર ફરીથી દેહલી જવા દે, હું ત્યાં જઇને મ્હારા ભાઇને તે જો જીવતો હશે તો લુટારૂઓના ગુફામાંથી છોડવીને તેના પગોપર પડીને માફી માંગશ. મરીયમને પેલી ચુરેલ બુઢ્યાના દોઝખમાંથી રીહા કરીશ, સંગીનાની કબર આગલ સંગે મરમરનો રોઝો ચણાવીને હું ત્યાંજ એક ઝુંપડી બનાવીને રહેવશ-તે ખુનને ખાતર હું મ્હારૂં પોતાનું ખુન કરશ, મ્હારી જવાની બરબાદ કરશ, દુનિયાનું સુખ તજી દેવશ, અને ગોશાનીશીન થયલી ઔરતોની માફક દુનિયાથી દુર—દુર—દુર રહીને, પાક ખુદા, ત્હારીજ ઇબાદત કરીને મારી ઝીંદગી ખતમ કરશ.”

ઝોહરાને લાગ્યું કે તેના દીલને કાંઈ તસલ્લી મલી હતી, કાંઈ આરામ થયો હતો, અને કોઈ દીવસે નહી જાણેલી રાહત તેને મલતી જતી હતી!

તે ઉઠી, તેણે મરણ પામેલા સલીમની લાશને આખોરી સીઝદો કીધો, અને તે લાશને ઠેકાણે પાડવા કોઇ ખાડો મલે તો શોધવાની કોશીશ કીધી—તેણે વીચાર્યું કે જો કોઇ ખાડો આઇતો મલી શકશેજ નહી તો તેઓ જે ગુફામાં રહેતા હતા ત્યાં લઇ જઇને તે લાશને તે ગુફામાં મુકશે, અને ગુફાના બાંકોરા પત્થરથી પુરી લેશે.

ઝોહરાએ અહીં તહી શોધ ચલાવા માંડી અને સંજોગે તે

ત્યાં જઇ પહોંચી જ્યાં એક મોટા ઝાડ તળે ખાડો જણાયો, જે ખાડો તેજ હતો જેમાં સલીમે દરીયાવને કીનારે પડેલા એક શખસ-ની દરીયાવમાંથી તણાઇને આવેલી લાશને આખીરી ઇઝઝત આપીને ભુમીદા કીધી હતી !

સલીમને તે વખતે કયાં ખબર હતી કે જે લાશને તેણે ઇઝ-તથી દફનાવી હતી, તેજ લાશ તેની પોતાની લાશનેબી એક વખતે મહેરબાનીના બદલા તરીકે પોતાની જગ્યામાંથી જગ્યા આપનાર હતી !

ઝોહરાએ સલીમની લાશને પાંદડાં કચરાથી ઢંકાયલા તે ખા-ડામાં નમાવીને છોડી દીધી, અને તેમ કરતી વખતે તે પસ્તાયલી અઉરતની આંખમાંથી આંસુનો એક દરીયાવ વહી ગયો !!



# પ્રકરણ ૫૨ મું.

—⁕:⁕—

## ઝોહરા—સલમાનનો પાછો મેળાપ !

થોડાક દીવસો પછી ઝોહરાનો પશ્ચાત્તાપ પાક ખુદાની દરઘાહે કબુલ રખાયલો, ઝોહરાને દુરથી એક વહાણ જણાયું !

તુર્કસ્થાનના વઝીરે આઝમ ઇબરાહીમે એક વેપારીના વહાણ સાથે નક્કી કરીને મુબારકને લુટારૂ સલમાન સાથે હીંદુસ્થાન જઇને દેહલીમાં તેની બહેન મરીયમ માટે શોધ ચલાવવા મોકલ્યો હતો, તે વહાણ લાંબી સફર પછી લુટારૂ સલમાનના કહ્યાથી આનદામાનના ઉજડ ટાપુ તરફ આવતું હતું. લુટારૂ સલમાને ઝોહરા કદાચ તે ટાપુ-પર મલી આવે તો તેને વહાણુપર ખુશીથી આવે તો લઇ લેવી, નહીં તો ઝબરદસ્તીએથી ઉપાડી લેવી, તેવો પોતાનો ઇરાદો મુબારક આગળ ઝાહેર કીધો હતો; અને મુબારકે ઘણી આનાકાની પછી વહાણને તે ટાપુ તરફ જવા દેવા કબુલ્યું—જેથી તે વહાણ ઝોહરા જ્યાં હતી ત્યાં ઘસડાઇ આવતું હતું !

ઝોહરાએ જોયું તો તેની નઝરે પહેલાં તો એક સફેદ ધાબું જણાયું, મગર રફ્તા રફ્તા તે ધાબું મોટું થઇ થઇને એક વહાણ દેખાયું અને તે વખતે ઝોહરાની ખુશાલીનો પાર નહી હતો !—આહહા! તેના પાપનો પશ્ચાત્તાપ આખરે તે પાક દાદગર દાવરે કબુલ રાખ્યો હતો, અને હવે તે જહન્નમ સરખાં લાગતાં—કડવા આવતાં—એકાંત ટાપુમાંથી તેનો છુટકારો થનારો હતો તેના ખ્યાલથી તે દરેક શ્વાસોશ્વાસ લેતી વખતે ખુશીનોજ દમ સીર્ફ ભરતી રહી—જ્યારે, આખરે તે વહાણ તે ટાપુની છેક લગોલગ આવીને ઉભું રહી ગયું !

કીનારાપર બે જણા આવ્યાં, એક તો લુટારૂ સલમાન અને

બીજો મુબારક. ઝોહરા તો લુટારૂ સલમાનને જોઇને પહેલા ઘણી ગભરાઇને ડરી ગઇ, પણ પછીથી મનને શાંત કરતાં તેણે કુનેહથી હલી મલીને પોતાની મતલબ કાઢી લેવાનો વીચાર કીધો.

તેણે લુટારૂ સલમાનને તેના નામથી બોલાવ્યો, અને જ્યારે તે લુટારૂએ મુંગી-બહેરી જાણેલી ઝોહરાને બોલતી જોઇ ત્યારે તે તઅજજુબ રહ્યો ! મગર, ઝોહરાએ તેને જણાવ્યું કે તે મુંગી-બહેરી નહી હતી, પણ બનાવતી મુંગી-બહેરી બની ગઇ હતી ત્યારે તે લુટારૂએ મનમાં ને મનમાં બબડી લીધું "હું મ્હને પોતાને કોઇ ચીઝમાં સમજતો હતો, પણ આ છોકરીના પ્રાક્રમ એવા છે જે મ્હારા કરતાં બી ચાર ચાસણી વધી જાય !"

લુટારૂ સલમાને તે પછી થોડીક વાત કરીને દેહલી જવાની વાતપર ઉતરતાં કહ્યું "મ્હારો ઇરાદો એમ છે ઝોહરા કે હું તુને દેહલી લઇ જાઉ, અને ત્યાં લઇ જઇને ત્હારી સાથે શાદી કરૂં-તું ત્હારા સલીમ ફલીમને ભુલી જાય અને મારી સાથે નીકા કરવાનો કૌલ આપે તો હું તુને આએ એકાંત ટાપુથી લઈ જાઉં, નહી તો અહીંજ તુંને પડી રહેવું પડશે."

ઝોહરાએ જોયું કે કામ કાઢી લેવા માટે હમણાં તો તેણે હાજ ભણવાની હતી, અને તેથી તેણે સલીમ વીશે અને સલીમના મોત વીશેની વાતો લુટારૂને કહી દીધી-તે અચંબો આપનારી વાત જેમ જેમ આગલ અને આગળ સાંભળતો ગયો કે શયતાનના તે ગુલામ સલીમને માટે તેને ગુસ્સો ઉપજતો ગયો, મગર જ્યારે ઝોહરાએ કહ્યુ કે સલીમ મરણ પામ્યો હતો ત્યારે તે ખુશાલીથી ઉછલીને બોલ્યો "હવે તુને મ્હારી સાથે શાદી કરવામાં કોઇજ હરકત નથી, તું એક બુઢા શખસની માશુક હતી તે વાતપર હું બીલકુલ બેપરવાહ રહીને તું પ્યારી સાથે પરણવા ઘણોજ ખુશી છું."

"મ્હને પરણીને શું ખુશી ઉઠાવશો ?" ઝોહરા બોલી "હું મ્હારી

રગેરગથી એક પાપીણી છું, હું બેવફામાં બેવફા બ્હેન છું, હું બેકદર ખાતુન છું, હું–હું અફસોસ, એક ખુની છું."

"હુ બધું જાણુંછ, ઝોહરા, હું બધી વાતે વાકેફ છું." લુગાર બોલ્યો "તેં મરીયમને કૈદ કરાવીછ તે વાતથી વાકેફ છું, તેં મ્હારા હાથોમાં ત્હારા ભાઇને ગીરફતાર કરાવ્યો, અને મેં પોતે નઝરેનઝર જોયું કે તેં સંગીનાનું ખુન કીધું."

"તેં જોયું ? તેં ખુન જોયું ? ત્યારે શું ખુન મેં છુપું જે કીધું તે છુપું રહીજ નહી શકયું !" ઝોહરા મુરજાઇને બોલી "અફસોસ, ત્યારે માણસો શું કામ પલીદી અને પાપ કરતા હશે ! કદીએ કોઇબી માણસનું છુપું પાપ છુપું રહી શકતુંજ નથી, તો પછી હાથે કરીને ખાડામાં પડવા માટે શું કામ ગુન્હાથી આદમી પોતાના હાથને ખરડતું હશે ! ઓ સલમાન, હું આજે તે મ્હારા પાપી કામ માટે, સંગીનાના ખુન માટે, એટલી બધી તો પસ્તાઉંછ કે તેની કોઇ હદ નથી ! અરે, મ્હારૂં અંતઃકરણ તે ખુનને માટે એટલુંબધું તો ડંખેછ કે હું આપઘાત–ખુદ મ્હારા જાનની ખુદકુશી–કરવા પર આમદા છું ! સલમાન, તું મ્હારા જેવી પાપી અઉરતને પરણીને શું સુખી થશે?"

"હું ત્હારા પાપ માટે નહી, ત્હારી ખુબસુરતી માટે નહી, મગર ત્હારી હીમ્મત માટે તુને પહેલા–પહેલા પરણવા ખુશી ખુશી થયો હતો–મગર, હવે તો ત્હારી હીમ્મત સાથે ત્હારી ખુબસુરતીએબી મ્હારી આંખોને ખેંચી લીધીછ !"

"હવે તે હીમ્મત મ્હારામાં નથી રહી" ઝોહરા બોલી "તે અસલી હીમ્મત મ્હારી નસેનમાંથી ઉતરી ગઇછ, ભરતી પુરી થઇછ, અને હવે ઓટ રહી ગઇછ ! અને મ્હારી ખુબસુરતીને શું આગ લગાડવાની છે ? ખુબસુરતી ના માંગ, સલમાન, ખુબસીરતી શોધ ! સુરત ખુબ હશે તો આગનો સોહલો ઉડાવશે, મગર સીરત ખુબ હશે તો દીમાગને તર કરનારી ઠંડક છવાઇ રહેશે. આગ લાગે તે

ખુબસુરત ચહેરા ઉપર કે જેનું બાતીન સુફેદ નહી પણ કાલુ-સીહા પલીદ પાપોથી ભરેલું-ગંદુ છે ! સલમાન, હું મ્હને પોતાને હવે ધીકારૂંછ ! નફરત મ્હારી ઉપર હું પોતેજ નાંખુછ !"

" મગર, હું તુંને ધીક્કારતો નથી-હું તુને નફરતની નઝરથી જોતો નથી-હું તો તુને પરણુવા ખુશી છું."

ત્હારી ખ્હાંસ આગળ હું લાચાર છું, લાઇલાજ છું."

\+ \+ \+

લુટારૂ સલમાન, મુબારક અને ઝોહરાને લઇને તે વહાણ હીંદુસ્થાનના કીનારાપર પહોંચ્યું-અને તે પછી મુસાફરી કરીને તે ત્રણે જણાં દેહલીમાં આવ્યાં.



# પ્રકરણ ૫૩ મું.

## મરીયમ અને ઝુમર્રૂદાનો છુટકારો.

લુટારૂ સલમાને ઝોહરાને દેહલીના પોતાના છુપા ભોંયરાના એક ઓરડામાં રાખી, કે જ્યાં તેનો ભાઇ હુસેન અને ઝુમર્રૂદાનો આશક સઓલતબેગ જઇ શકતા નહી હતા. તે ખઝાનાનો એકજ એવો ઓરડો હતો, જેમાં લુટારૂ સલમાન અને તેનો પેલો એક વફાદાર સાથી માત્ર જતા અને ભોંયરામાંના કોઇથી લુટારૂને કે બીજા કોઇને ત્યાં જવાની સખત મનાઇ હતી.

ઝોહરા તો તયાંનો બેશુમાર ખઝાનો જોઇને છક થઇ ગઇ. તેણે દુન્યાનું દરવય ઘણું જોયું હતું, મગર આ તો કોઇ અજાયબ રવેશનો મોટો ભંડાર ઝમીનના પેટામાં ભરી નાંખવામાં આવયો હતો? હીરા-મોતી-લઅલ-યાકુત-ઝળ્હવાહીરાતોનો તયાં કોઇ હીસાબજ નહી હતો, અને તે બધી દીલચસ્પ ચીઝો જોઇને ઝોહરાનું મન દુનયવી લાલચ તરફ પાછું ખેંચાયું, મગર એક થોડી મીનીટને વાસ્તે, કેમજે, તે મર જવાન ખુબસુરત ઔરતે પાપનો જે પશચાતાપ કર્યો હતો તે તેને મનથી દુર નહી થઇ શકતો હતો, અને તેનાથીજ જાણે તેના દીલને રાહત મલતી રહેતી હોવાથી તે હવે દુનયાના પાપોથી નીરાલી અને નીરાલીજ થવાની કોશીશ કરતી, અને તેજ ફીકરથી દીલને અને મગઝને કાબુમાં લઇ લેતી હતી. તેણે લુટારૂ સલમાનને પરણવાનો કોલ આપયો હતો, પણ તે ચાહતી હતી કે કોઇ મૌકો એવોબી મલી જાય કે તે પોતે તે કોલથી રીહા થઇ જાય!

તેણે, ઝોહરાએ, લુટારૂ સલમાનને મરીયમ કયાં કબ્દ હતી તે વાતની ખબર આપી દીધી; અને તેથી, લુટારૂ સલમાન ઝોહરાને ખઝાનાવાળા ઓરડામાં એકલી છોડીને પોતે મુબારકની હમરાહ

પેલી "મુફલીસ અઉરતનું ગાલીચા બનાવવાનું કારખાનું" ધરાવતી બુઢ્યા પાસે ગયો.

બુઢ્યા મકાનમાંજ હતી, અને તેની સાથવાલી જવાન સાથીઓ બેગાના મર્દોને કારખાનામાં આવેલા જોઇને બુરકા અને ઓરણી લેવા દોડી ગઇ! વ્હા, સાતસો ચુવવા ખાકે બીલ્લી હજકો ચલી!! તેમ, પાપ અને બેશરમ કારસ્તાઇઓ કરવામાં તો નસેનસથી એલીહાઝ હતી; અને જયારે મર્દોને જોતી ત્યારે જુઠી લીહાઝ મનાવતી ચહેરાપર બુરકો નાંખતી હતી! બાતીનમાં બદમાશ હતી, મગર જાુહમુઠ અશરાફ બની જઇ ગોયા શરીફ–બદમાશ બનવાનો ફાંકો રાખતી હતી!

બુઢ્યાને અકેલીને મલવા માગતા હોવાથી સલમાન અને મુબારકે તેને પોતાના ઇરાદાથી માહીતગાર કીધી, અને એક અલાહેદા કમારામાં તે ત્રણે બેઠાં, જયારે સલમાને વાત ચલાવી.

"મ્હને માલુમ પડયું છે કે આપના કારખાનામાં બહુજ ઉમદા ગાલીચાઓ બનાવવામાં આવે છે."

"જી, નામવર," સીનાપર હાથ મુકીને ઘણી નમનતાઇ બતાવી બુઠી દદાએ ચલાવ્યુ "આપની ખવાહીશ હો તો નમુનાઓ બતાવવામાં દાસી કોઇ દેરી નહી કરશે."

"અને મકુ જે—"

"અચકો છો શું કામ?" બુઢ્યાએ કહયું "આપ જે પસંદ કરતા હોય તે ખરીદબી કરી શકશો. હુ બહુજ કીફાયતે આપ જેવા મોટા આદમીને આપી દેવા ઘણીજ ખુશી થઇશ."

"ગાલીચા તો નથી ખરીદવા" સલમાને હવે ટુંકું કરતાં કહયું "મગર, કોઇ કઇદી ખરીદ કરવાઇ; અથવા તો તે કઇદીને મુફતમાંજ ઉઠાવી જવાનો ઇરાદો છે."

ડોસી તો ડરાઇજ ગઇ!!

"કબદી ! આપ મુફલીસ બુઢ્યાની મજાક કરવા ખાતર અહીં વેર પધાર્યા છો. મહેરબાન !" તે બોલી.

"મજાક નથી !" સલમાન હવે જરા ગરમ થઇને બોલ્યો, "પણ વરસો સુધી ત્હમે જે મજાક કરી રહેલા છેઓ તેનો આજે છેડો લાવવાની વાત છે ! પેલી કોઇ મરીયમ નામની છોકરી છે તેને કયાં છુપાવેલી છે ?"

"જી–જી, તે–તે–તે તે તો—"

"હા, તેજ, તેજ તો !" સલમાને ચેષ્ટાં કીધાં "તત–પપ થઇ જવાની કોઇ ઝુરૂરત નથી, બુઢીબી ! ધંધા તો ઠીક માંડયાછ ! બહાર દેખાડવાનું કે ગાલીચા બનાવોછ, અને અંદર તો કેકાં જીવતાં માણુસોના ગાલીચા ગુંઠાયછ ! વહા, મહારા કરતાંબી ચાર ચાસણી વધારે ! અકરત થઇને, સરપર સુફેદ બાલ લઇને, એક પગ દુન્યા પર અને બીજો પગ કબરમાં રાખીને, આવો ઝુલ્મ ! આએ રીતમ ?—તું મહને ઓલખેછ કે હું કોણ છું ?"

"નહી."

"હું સલમાન છું, દેહલીને આખી ધરૂજાવી નાખનાર લુટારૂ સલમાન છું—અને હયરાન છું કે હું ગમે તેટલો લુટારૂ છતાંબી તહારા જેવી બુઢ્યાને મહારેથીબી બે ટકા વધારેજ વધેલી જોઉં છું !"

બુઢ્યા હમણાં તુલીક તો બહુ બીધી નહી, તે બદમાશ હીંમતવાન હતી, મગર, જયારે તેણે તે પ્રખ્યાત લુટારૂનું નામ સાંભલ્યું અને તેને જોયો ત્યારે તે ખચ્ચીતજ ડર ખાઇ ગઇ અને મનમાં કંપી રહી !

"જો સીધે સીધી રીતે મરીયમને જયાં રાખીછ ત્યાં મહને લઇ જશે, અને મરીયમને મહને સોંપી દેશે તો હું તુને કાંઇબી નુકશાન પહોંચાડીશ નહીં." લુટારૂ સલમાને કહયું "પણ જો તું મહને બનાવવાની કોશીશ કરશે તો યાદ રાખજે કે ખાલ ઉતારી

મેવશ અને તહને ઝીનદા બાલી નાખશ, ત્હારા આ સુનહેરી ફરેબ-વાલા ઘરને આગ લગાડશ."

"અગર હું કોઇ દગો નહીં કરૂં તો ?" બુઢ્ઢાએ કોઇ મતલબ રાખીને સવાલ કીધો.

"અગર તું કોઇ ફરેબ નહીં રમશે મ્હારી સાથે, તો–તો પછી હું તુને કોઇ નુકશાન નહીં પહોંચાડશ અને તહારા જેવી બદમાશીનું મહારા પેશામાં ઘણું અગતયનું કામ હોવાથી તુને મહારી હમશરીક બનાવશ—અને તહારી પેલી બુરકાવાલી નાઝનીનોબી તયારે તહારીજ માફક ફંદ ફીતુરની ઠેલીઓ છે કે ?"

"જી, હુઝુર."

"બહોત ખુબ–બહોત ખુબ" હસીને સલમાને કહયું "તો એ શયતાનની ખાલાઓનેબી હમરાહ લેવીજ પડશે. અને તેથીજ, મ્હારે તયારે અઉરતોનીબી એક લુટેરી–ટોલી ઉભી કરવી પડશે."

"અને તેની સરદાર તરીકે ઝોહરાજ કામ લાગશે." મુબારક હસીને બોલી પડયો.

"શું ઝોહરાબી તહમારી સાથે છે ?" મુબારકના કલામ સાંભલીને બુઢ્ઢાએ સલમાનને પુછયું.

"હા." સલમાને ટુંકમાં કહયું.

"અમીરની મુંગી–બહેરી બેટી ! તે ઝોહરા જે એકાએક ગાયબ થઇ હતી ! તયારે તેને તહમેજ ઉચકી ગયલા કે ?" બુઢ્ઢાએ અજાયબ થઇને સવાલ કીધો.

"નહીંજી, તહમે જેમ બદમાશીમાં સેર છેઓ, તેમ તે ઝોહરા વલી સવાસેર છે" સલમાને કહયુ "મુંગીબી નથી ને બહેરીબી નથી ! એ તો મુંગી–બહેરી બનીને દુન્યાને બનાવતી હતી. બુઢીબી, તેજ ઝોહરાએ મને તમારૂં આએ સુનહેરી ફરેબનું કારખાનું બતાવી આપયુંછ તો ! ચાલો, તમે અને તમારી શયતાનઝાદીઓ હવે તેનીજ

આગલ આવી જાઓ અને જોઉછ તો મ્હારા પેશાંમાં તમો ઝનાના લુટારૂઓથી કોઇ કામ કરી બતાવોછ ખરી કે?"

"હવે હું ધારૂંછ કે આપણે આપણી જે ફર્ઝ બજાવવા આવેલા છઇએ તે પુરી કરશું" મુબારક બોલી ઉઠયો "ચાલો, બુઢીબી મરીયમ કયાં છે તે બતાવો."

"હુ આપને હવે બધુંજ કહી અને બતાવી દઇશ" બુઢ્ઢીએ મુબારકના ખભાંપર હાથ મુકીને કહયું. "સરદાર સલમાન જયારે આપ તરફ છે, તો પછી મારી શું મજાલ છે કે તમને નહીં બતાઉં, યાતો કોઇ બાતમી છુપી રાખું. એમ તો એક તવંગર સોદાગર પોતાની એક માશુકાને કેદ કરાવી રાખેલી અહીંથી જોર કરીને જયારે તે મોમ થઇ તયારે ગઇ કાલેજ છોડવી લઇ ગયો! વળી, મરીયમ ઉપરાંત હાલમાં મારા કબજાની અંદર એક બીજીબી ઔરત છે!"

અહીં લુટારૂ સલમાન સ્હેજ ચોંકયો, અને તે આતુરતાથી બોલી પડયો "અને તેનું નામ?"

"ઝુબઇદા."

"બસ!" મુબારક તરફ ફરીને લુટારૂ સલમાન બોલ્યો "હદ થઇ ગઇ! હું સમજતો હતો કે મારૂં ભોંયરૂં જબરૂ છે, પણ આએ તો ખુદ ઝમીનની ઉપરજ હદ કરી નાંખી, અને તેબી આએ નબળી સબળી જેવી ડોસીએ! ભાઇ મુબારક, મારા ભોંયરામાં એક સઓલત બેગ છે જેની માશુકાને હજીુણ તો શોધવાની હતી—મગર, હવે લાંબે જવાનું નથીજ, કેમજે સઓલતબેગની માશુક ઝુબઇદાબી અહીંજ કઇદ દેખું!"

"મરહુમ ખાનખાનાન બેહેરામ પોતાની એ ઔરતને કેદ કરાવયા પછી થોડાજ વખતમાં મરી ગયા, અને મને અમીરના પઇસામાંથી તેના કોઈ એક નોકરે આપેલા દામની મદદે ઝુબઇદાને અહીંની અહીં કેદ રાખીને ખીચડો ખવડાવવો પડયો!"

"આએ તો વળી નવી વાત છે!" લુટારૂ વીચાર કરીને બોલ્યો "ઝુબઇદાને ખાનખાનાનના મરણ પછીથી અહીંજ કેદ રાખવામાં આવે તેથી મરહુમ ખાનખાનાનના કોઇ નઉકરે તહને પઇસા આપયા?"

"હા, પઇસાની મદદ વગર એ ખાવાના ખુલીયાને રાખવી તો મહને ઘણીજ ભારી પડી જાય!" ખુડ્ડયા બોલી "ખાનખાનાન બેહેરામખાન મરણ પામયા તેની બીજેજ દીવસે તે નઉકર આવીને મહને કહેવા લાગયો કે તે મરહુમ ખાનખાનાનનો ઘણો વફાદાર ફરમાબરદાર હતો અને મરહુમની ઇચ્છા હતી કે ઝીંદગીભર ઝુબઇદા કઇદ રહે, અને કઇદ રહીનેજ મરે! તેથી—તેથીજ, પેલો નઉકર પોતાના મરહુમ શેઠને વફાદાર રહેવા તેની ખ્વાહીશને માન આપવા ખાતર ઝુબઇદાને કઇદ રાખી મુકવા અને તેને જરાકબી છુટાપણું નહીંજ આપવા માટે પઇસાની મદદ વારંવાર કરતો હતો."

"એ વલી અજાયબ પ્રકારની નમકહલાલી!" મુબારક હસીને બોલ્યો.

"તયારે હવે આજે મરીયમ અને ઝુબઇદાને તો હું છોડાવી લેવશ અને તહમો બધીઓનેબી હું મહારા ભોંયરામાં મહારા પેશામાં મદદગાર થવા ઘસડી જવશ, પણ આએ કોઇ નઉકરની નવી વાત નીકલીછ તે નઉકર સાહેબ પુઠે લાગેલા હશે તો તહમારૂં કારખાનું ઉડી જવાથી તેબી મહારા પંજામાંથી ઉડી જશે!" સલમાન બોલ્યો, અને વલી તે પછી તેણે તુરતજ પાછું વધારીને કહી દીધું "કાંઇ ફીકર નથી, એ નવી બલાને તો હું કોઇબી રવેશે પકડી લેવશ, અને પછી તેને મરહુમ ખાનખાનાનની ઇચ્છા કેમ બર લાવવી જોઇએ તેની મઝાહ ચખાડશ."

અને તે પછી તે ત્રણે જણાં જયાં મરીયમ અને ઝુબઇદા કઇદ હતી તયાં ગયાં.

* * * +

અને તે રાતની વખતે લુટારૂ સલમાનના ભોંયરામાં એક મોટી મજલીસ મળી હતી !—લુટારૂ સલમાન, તેનો સાથી, તેના લુટારૂઓ, હુસેન, સઓલતબેગ, ઝોહરા. ઝુબઇદા, મરીયમ, પેલી બુઢ્યા, તેની બદમાશ સાથીઓ; એ તમામોનો એક જમેલો જમાવ થયો હતો! મરદો અને અઉરતો બધા જો કે સાથે એક સુફરાપર બેઠા હતા, તોબી મરદો દુર હતા અને અઉરતો જુદી હતી. વલી, તમામ અઉરતોએ પોતાના ચહેરા ઉપર નીકાબ નાખયા હતા.

બધાઓને લુટારૂ સલમાને મેળવી આપયા, અને હવે કોઇએબી એક બીજા સાથે દુશમનાઇ નહીં રાખવી એવી ઇચછા સલમાને બતાવી.—ઝોહરાને તેના ભાઇ હુસેને માફી બક્ષી, હુસેન અને મરીયમ ખુશીના આંસુથી મલ્યાં, અને સઓલતબેગ સાથે ઝુબઇદાની મુલાકાત થઇ. સર્વે કોઇ એક બીજા માટેનો ગુસ્સો સલમાનના હુકમને તાબે થઇને ભુલી જઇ આપસ આપસમાં ખુશ ગુફ્તેગો કરતાં હતાં; એક લુટારૂ હાટે હાટે રોબે મનમાં બલેલો જલેલો થઇને ઝુબઇદાને જોતો કે ખુબ ખફ્ફ લાવતો હતો અને દાંત કચકચાવતો હતો !

આ કોણ હતો ?

કોઇજ નહીં, પણ મરહુમ ખાનખાનાન બેહેરામખાનનો પેલોજ નોકર, જેણે ખાનખાનાનને સુજાડયું હતું કે ઝુબઇદાને કયાં લઇ જઇને કઇદ કરવી !—તેજ નોકર હતો, જેણે ઝુબઇદાને કઇદ રાખવા સારૂ પેલી બુઢયાને વારંવાર પઇસાની મદદ આપી હતી અને જે ખાનખાનાનના મરણ બાદ લુટારૂ સલમાનના સમાગમમાં જઇ એક ડાકુ-લુટારૂ-તરીકે નોકરી ચાહી રહયો હતો, અને ડાકુ તરીકેના વિશ્વાસમાં સંપૂર્ણ રીતે તેણે પોતાની પુરવારી આપી દીધી હતી !

મરહુમ બેહેરામખાનના તે નોકરને ખબર પડી ગઇ કે સઓલતબેગ લુટારૂઓના ભોંયરામાં હતો અને લુટારૂઓ ઝુબઇદાની શો-

ધમાં હતાં. તેથી તેણે લુટારૂઓને ઝુબઇદાનો પતો નહીં મળે અને કદાચ પતો મલવાળી જાય તો કેમ ફાંચડ મારવી તેના ખયાલમાં રહીને તેણે લુટારૂ સલમાનની ગયરહાઝરીમાં સલમાનના સાથીનો વીશવાસ જીતી લીધો—તેને ડાકુઓના ભોંયરામાં સોગંદ ખવાડવામાં આવ્યા—અને પછી સલમાનના સાથીએ તેને ભોંયરાંની નોકરીમાં રાખ્યો.

તેજ નોકરે જયારે બુઢયાને ભોંયરામાં જોઇ તયારે તેણે છુપેથી તેની સાથે વાત કરી લઇને ભોપાળું નહીં ફોડવા તાકીદ આપી, અને જણાવયું કે ઝુબઇદાએ પોતાના ધણીના વખતમાં મરદ નોકરો સાથે અને અકસર કરીને તેની પોતાની સાથે કામ પાડેલું નહીં હોવાથી તે તેનાથી અંજાણ હતી—અને તેથી બુઢયાએ ભેદભરમ ખુલ્લો કરવોજ નહી; પણ ભેદને ભેદના પરદામાંજ છુપાવીને તે કોણ હતો તે વાત મનમાંજ રાખી લેવી.



# પ્રકરણ ૫૪ મું.

—❧—

## હુસેન અને મરીયમની શાદી.

મરયમ તો પોતાનો ભાઇ તુરકસ્થાનમાં વડો વઝીર હતો તે જાણી હદથી ઝીયાદા ખુશી ખુશી થઇ ગઇ અને તે પોતાના માઝાદ બીરાદરને જઇ મલવા હવે તો આરઝુમંદ થઇ રહી. મગર મુબારકે તથા સલમાને તુરકસ્થાન તરફ જવા અગાઉ તે બે બોલાં પયારાંઓને દેહલીમાંજ પરણાવી દેવાની ખુશી બતાવી અને હુસેન—મરીયમના લગન નક્કી થયાં.

દેહલીમાં લગન થાય તો પેલા ભેદ ભરેલા બંધ ઓરડાનો ભેદ મલી જાય. તે ખયાલ હુસેને રાખયો કેમજે ફરીથી ભાઇ—બહેનનો મેલાપ થવા છતાંબી અને હુસેને પોતાની હમશીરને મારી બક્ષયા છતાંબી, ઝોહરાએ ઓરડામાં શું ભેદ હતો તે હજુણુ કહયો નહી હતો ! તે ચાહતી હતી કે મરહુમ પીદરની આશા મુજબ લગનનેજ દીવસે હુસેન—મરીયમ તે બંધ ઓરડો ખોલીને અંદર જઇ તેમાંનો રાઝ જાણી લે.

હુસેન—મરીયમના લગન તેમના મહેલમાંજ થયાં, મગર તે લગનની ખુશાલીનું ખાણું લુટારૂ સલમાનના ભોંયરામાં લેવામાં આવયું ! ઘણીજ સંભાલ લુટારૂ સલમાનને લેવી પડતી હતી, કેમ જે તે બીહતો હતો કે સરકારી એક મોટી ફૌજ જો તુટી પડે તો તેના બહાર રહી ગયલા થોડા માણુસો કાંઇબી કરી શકે નહી. તે લુટારૂ પોતાના બધા લુટારૂઓની સાથે તો એક લશકરી ટુકડીના અફસર જેવોજ હતો લેકીન પાંચ દશ માણુસો પર સરકારી ફૌજ હુમલો લાવે તો મોટી પીડા હતી—બહલોલખાન લોદી તો હવે જો સલમાન જીવતો મળે તો તેને પોતાની પક્ષમાં લઇ લેવા માંગતો હતો,

અને તેજ કારણે તેણે વધારે દબાણથી પગલાં ભરવાનું ઘણી વખતે મન ચલાવયું નહી હતું. તે ચાહતો હતો કે લુટારૂઓની ઝબરદસ્ત ટોલીને તે પોતાના લશકરમાં શામીલ કરે, અને તેઓને સુધારી નાંખીને પોતાની લડાયક ફૌજમાં તે શુરવીર મર્દોનો વધારો કરે.

હુસેન અને મરીયમ લગન પછી પેલા બંધ ઓરડાનો ભેદ જાણવા પોતાના મહેલમાંજ રહયાં, જે વખતે તેમની સાથે મુબારક ફકટ તેમના મહેલમાં આવયો. પણ, ઝોહરા તો લુટારૂ સલમાનના ભોંયરાંમાંજ રહેવાનું વધારે પસંદ કરી બેઠી, અને તેણે વલી લુટારૂને જણાવયું કે હકીમ રૂસ્તમખાનનેબી ભોંયરાંથી વાકેફ કરવો. જે દીવસે હુસેન–મરીયમ ભેદ જાણવા અમીરી મહેલમાં હતા, તેને બીજે દીવસે હકીમ રૂસ્તમખાનની હાઝરીમાં ભોંયરાંની અંદર સલમાન સાથે ઝોહરાની શાદી કરવાનું અને ઝુબઇદાના નીકા તેના આશક સઓલતબેગ સાથે કરી આપવાનું નકી થયું.

ઝોહરા સાથ સલમાન લુટારૂની શાદી થાય તે બીના તરફ કોઇબી બહુ નારાઝ નહી હતું; મગર, ઝુબઇદા અને સઓલત બેગના લગ્ન તરફ એક આદમી નફરતની ચુપચાપ નઝરથી જોતો હતો, જે પેલોજ ડાકુ બનેલો મરહુમ ખાનખાનાન બેહેરામખાનનો નૌકર હતો! તે ચાહતો કે તેના મરહુમ આકાની તે બેવફા ઔરત ઝીનહાર તેના બદકરતુકી આશક સાથ પરણે નહી; તે એમજ સમજતો હતો કે તે લગ્ન જો થાય તો તેના મરહુમ આકાનું રૂહ કમકમી ઉઠશે, અને નારાઝ થશે! અને તયારે, તે ડાકુ–નૌકર પોતાના અસ્સલી શેઠનું નમકહલાલ કરવા માટે ઝુબઇદા અને સઓલતનો નાશ કરવાના ખ્યાલપર ઉતરી ચુકયો હતો, અને તે તેમનો જાન લેવાની ટક શોધતો હતો!!

"વહાલા, તહમારી હમશીર છેક આનદામાનના ટાપુ તરફ જઇ પડી, અને હું ધારૂંછ કે તયાં તેની વાચા પાછી આવતા મા-

ટેજ કુદરતે તેને લઇ જઇ નાંખી! કેમ, તહમે શું ધારોછ?" પોતાના મહેલમાં, લગન પછી શૌહર આગળ મરીયમે વાત કીધી.

"એમ કહે છે કે ત્યાંના જંગલમાંના કોઇ ઘણા મોટા સાંપને જોઈ ગભરાઇ જવાથી ઝોહરા બહેન પાછી એકાએક બોલતી ને સાંભળતી થઇ ગઇ! મહને ઝોહરાએ પોતે અને સલમાને કહયું."

"હું ધારૂંછ કે હવે તહમારી બહેન પોતાના બાપની ઇચ્છા મુજબ વાચા થવાથી મહેલ અને પઇસાની માલેક બનવાની કોશીશ કરશે."

"મહને લાગેછ કે નહીં." હુસેને કહયું "એ એક વાર હમશીર નહીં પણ મહારી તરફ શમશીર થઇ હતી ખરી, પણ હવે એ ઘણી પસ્તાયલી છે અને મહારા તરફ જે ઘાતકીપણું એને વાપરયું હતું તેનો બદલો વાલી આપવા હવે મહારી ખુશીમાં એ પોતાની ખુશી મનાવેછ. સલમાને એની બધી વાત મહને કહેલી છે, એ પોતે હવે દુનયા અને દુન્યાની લાલચથીજ બેઝાર થયલી છે, અને તે છતાંબી જયારે સલમાનજ એનો ધણી થવાનો છે તો એને પઇસાની કયાં કમી છે?"

"તહમારી હમશીર સાથે એક લુટારૂ શાદી કરે એ વાત મહને તો થોડી ઘણી ગમતી નથી." મરીયમ બોલી "ગમે તેટલી દોલત એની પાસે હશે તોબી આખર કરેને એ એક ડાકુ કહેવાય!"

"જો મીઆં બીબી રાઝી તો કયા કર શકે કોટવાલ અઉર કાઝી!" હુસેન હસીને બોલ્યો "આપણુને કયાં લાંબો વખત હવે દેહલીમાં રહેવાનું છે જે તેની વાત! થોડા દીવસ પછી તો તહારા ભાઇની આગલ તુરકસ્થાનજ જવાનું છે તો પછી ડાકુઓ સાથે આપણુને કોઇ મતલબબી નથી! હા, અને તે છતાંબી ઝોહરાને આછરતી મેં બોલતાં સાંભળયુંછ કે જો સલમાન તેની સાથે શાદીજ કરવા માંગતો હોય તો ડાકુનો પેશો તેને છોડીજ દેવો જોઇશે."

"મ્હારા ધ્યાનમાં કંઈ એ વાત ઉતરતી નથી" મરીયમ બોલી "સલમાન તો મર્દો ઉપરાંત પેલી કોઈ દદાઓ જે ભોંયરામાં હતી તેઓની ઝનાના–ટોલી લુટ ચલાવવા વાસ્તે ઉભી કરવાનો છે !"

"ઘણું કરે તે થોડાને કાજે." હુસેન બોલ્યો "મેં એને સમજાવ્યોછ, અને એને કબુલ કીધુંછે કે જો બની શકશે તો લુટારૂ પેશાથી એ બાઝ આવશે, અને ઝોહરાને લઇને કદાચ તે તુરકસ્થાન તરફ આપણી પાસે રહેવા નીકલી આવશે."

"ત્યારે તો કંઇ સારૂ થશે, દેહલીનેબી કંઈ રાહત મલશે." મરીયમે હસીને જણાવ્યું.

"હું ધારૂંછ કે હવે આપણે મ્હારા પીદરને આપેલા આખીરી કઉલ મુજબ પેલા બંધ ઓરડામાં શું ભેદ છે તે જોવા જઇશું" હુસેને કહયું.

"મ્હને તો ધાસ્તી ધાસ્તી લાગ્યા કરેછ" મરીયમ બોલી "તહમારા પીદર તહમારી તરફ એટલા બધા સખત હતા કે હું ધારૂંછ કે તે ઓરડામાં આપણા આંથરાં–મોદાંનોજ સામાન ભરેલો હશે !"

ધાસ્તી હતી તોબી તે શૌહરના પાસાંમાં ભરાઇને સ્હેજ હસતાં હસતાં ખુશી અને ગમના કાંઈ ભેલ સાથે બબડી ગઇ; તોબી, હીમત લાવતાં તેણે ફરીથી કહયું "કંઇ નહીં વહાલા, તહમારા પીદર પોતાની અઉલાદને મારી નાખવા તો કોઇ દીવસે તઇયાર નહી થાય, અને જ્યારે મરવાનું નથી તો ડરવાનુંબી નથી !"

"કંઇ ભેદી ભેદા તે ઓરડામાં હશે ખરૂં." હુસેને પોતાની મોહરદારના માથાપર હાથ ફેરવીને કહયું "તેથી આપણને ધાસ્તી કરવાની કોઇ ઝુરૂરત નથી, મારા જાન."

અને તે પછી તે બંને ધણી–ધણીઆણી પેલા બંધ ભેદી ઓરડા તરફ ગયાં.

---

# પ્રકરણ ૫૫ મું.



## અમીરના લેખનો ભેદ !

તે બંધ ઓરડાનો દરવાજો ખોલીને તે ધણીધણીઆણી જયારે અંદર દાખલ થયાં તયારે તેમની નઝરે બે હાડપીંજર જણાયાં, મરીયમ તો જોઇને ઘણી દહેશત ખાઇ ગઇ, મગર હુસેન જોકે ઘણો બીધો નહી તોબી તેના સરથી પગ સુધી તમામ શરીરમાં એક ધીમી ધરૂજરી ચઢી રહી !

બીહતાં–ધરૂજતા તેઓ આગળ વધયાં તો તે વરસોના બંધ ઓરડામાં એક ટેબલપર મુકેલા કાગળોનું એક બંદલ અને પેલા બે સુકાયલા હાડપીંજર સીવાય બીજું કાંઇબી ત્યાં તેમને જણાયું નહીં !

હુસેને કાગલોનું તે બંદલ ઉંચકી લીધું, તેપર બેઠેલી ધુલ ખંખેરી નાંખી, અને ઉપરના પડપરજ નઝર ફેંકી તો લખેલું જણાયું "હુસેન અને તેની બાબાને આએ હદીઓ મુબારક હોજો."

પીતા તરફની તે ભેટ શું હતી તે જાણી લેવા હુસેને કાગલોનું તે બંદલ ખોલવા માંડયું, મગર મરીયમે તેને તેમ કરતો અટકાવીને કહયું, "મહને અહીં એક પલબી ઉભું રહેવા ગમતું નથી, આએ હાડપીંજરોના દેખાવથી મહને ધાસ્તી ધાસ્તી લાગયા કરે છે, તમે બહાર ચાલો, જેબી હશે તે બહાર જઇને વાંચશું. મને હવે યાદ આવેછ કે આ લેખને પેલા કોઇ એક કાગલના ટુકડા સાથે નીસબત છે જે કાગલ મેં એકવાર ઝોહરાના ઓરડામાં-પડેલો વાંચ્યો હતો. તેની ઉપરની બે ગભરાવી નાખનારી લાઇનો વાંચીને હું બહુ બીધી હતી અને ઝોહરાએ મને ફગલાયલી જોઇ તે કાગલ વાંચ્યાનું નીશાનીથી પુછયું હતું, અને બે લાઇનજ મેં વાંચેલી તેણે જાણી તયારેજ તે કાંઇ ઠંડી થઇ હતી."

હુસેન અને મરીયમ કાગળોનું તે બંદલ લઇને ઓરડાની બહાર ગયાં, અને દરવાઝો બંધ કરી પાછું કુફલ મારી, તેઓ પોતાના આરારતે ઓરડામાં જઇને વાંચવા બેઠાં. તે કાગળોનો ભેદ જાણવા અગાઉ મરીયમે ઝોહરાના ઓરડામાં અગાઉ શું બનયું હતું તે જણાવ્યું, અને ઉમેરયું, "વહાલા, હું ધારૂંછ તયાં સુધી તુમારા પીદરે પોતે બે ખુન કીધાં હતાં અને આપણે જે હાડપીંજરો જોયાં તે તેજ બેઉ મારયા ગયલા-આદમીઓના હોવા જોઇએ."

"અને તયારે જો તું ધારેછ તેમ આઓજ કાગલોના બંદલમાંનું તે એક કાગળ હોય-તો મહારી હમશીર ઝોહરાએ પીદરની વાત સાંભલી લીધી, પીદરના કઉલપર પાણી ફેરવયું, મહને જાણવાનો ભેદ પોતે જાણી લેવાની ઉતાવલ કીધી, તેણે મહારી જેબમાંથી ચાવી ચોરી લીધી, અને કાગળોનું બંદલ વાંચી લઇ મહને તેને માટે આજ સુધી એક શબદબી કહયો નહીં ! વહારે હમશીર !"

"હમશીર ફકત તે શીરખોર હતી તયારેજ હતી ! વહાલા જાન, એ તો એના કરતુકમાં નહાનપણથીજ તહમારી તરફ એક કાતીલ શમશીર હતી ! "

"શુક્રે પાક ખુદા, કે હવે તેમ નથી !" હુસને સધયારો દીધો, અને તે પછી તેણે તે ભેદી "હદીઓ" વાંચવા માંડયો, અને મરીયમે ખુબ ગઉરથી તે સાંભલ્યો.

તે કાગલોના બંદલમાં ઝોહરા અને હુસેનના બાપ મરહુમ અમીરે લખયું હતું:—

"હું જયારે મહારી જવાનીમાં તુરતનોજ દાખલ થયો કે મહારા તવંગર પીદર મરણ પામયા, અને મહારા બાપની મોટી દઉલત મહારા તાબામાં આવી, મહારી માદર તો વરસો અગાઉનાં મરણ પામમાં હતાં અને તેથી મોટી દઉલત સાથે હું માત-પીતા વગરનો આખી દુનયામાં અકેલો હતો. મગર પઇસાવાલાના તમામ ખલકત દોસ્ત

અને સગાં બનવા આતુર હોય છે તેમ મહને ઘણાં વલગતાં આવયાં, કોઇ તો મહને પોતાની દુઃખતર નીકાહમાં આપવા તઇયાર થયું, લેકીન મેં જયારે દેહલીવાન છોકરી સાથ શાદી કરવાની ના પાડી, અને મહને દોસ્તોનો મોહતાજ નહીં જણાવયો તયારે તેઓ બધાં નાસીપાસ થઇને રફતા રફતા દુર થયા. મેં સીરફ એકજ જણને મહારા ઘણા અઝીઝ દોસ્ત દાખલ ગણયો, અને તેનીજ સલાહપર અમલ કરવા લાગયો. તે દોસ્ત કોઇજ નહીં, પણ મુલક મશહુર હકીમ રૂસ્તમખાન હતો.

મહારા પીદરના મરણ પછી મહને માલમ પડયું કે બગદાદના એક વેપારી ઉપર ઘણી મોટી એક રકમ પીદર માંગતા હતા, હકીમ રૂસ્તમખાને જયારે તે વાત જાણી તયારે તેણે મહને બગદાદ જવા કહયું અને હું હકીમ રૂસ્તમખાનને મારા આલીશાન મહેલ અને દૌલતનો કબજો આપીને બગદાદની સફરે નીકળયો. બગદાદ જઇ પહોંચયા પછી મહને તે વેપારીએ, પાઇએ પાઇ હીસાબ કરીને આપી દીધી, અને મહને પોતાને તયાં થોડા દીવસ મહેમાન રાખયો. જે પછી હું દેહલી જવાને મસે તે વેપારીથી રૂખસદ ચાહી બલસોરા તરફ ગયો. બલસોરામાં મેં થોડા મહીના રહેવાનો ખયાલ કીધો, અને એક આરાસ્તા મકાન ભાડે લઇ હું ત્યાં રેહયો. મેં બલસોરામાં મોટો ભપકો બતાવ્યો નહીં, અને દેહલીનો હું એક અમીર તથા બલસોરાનો તે વખતનો એક તવંગર મુસાફર હતો એવો દેખાવ મેં કીધો નહીં, મેં મ્હારૂં નામબી બદલીને "યુસુફ ઇલાબાદી" બતાવ્યું.

બલસોરામાં રહયાં તે આઠમે દીવસે સ્હાંજના હું બાઝારમાં એક ઔરત ફુલવાળીની દુકાન આગળથી પસાર થતો હતો. જયારે મેં તેની દુકાનની અંદર બેઠેલી એક ખુબસુરત છોકરીને જોઇ જેણે ગરમીના સબબથી બુરકો ઉઠાવી લીધો હતો અને રસ્તા તરફ પીઠ કરીને ફુલવાળી સાથે વાત કરતી હતી, મગર તેની વાતવાતમાં તેનો

ચહેરો બહારની તરફથી ફરતો હતો, અને દુકાનની અંદર જયારે મ્હારી નઝર પડી ત્યારે તેનો ચહેરો મ્હારી તરફ ફરેલો હોવાંથી. તે ખુબસુરત મુખડો જોઇને હું તો હયરત અંગેઝ બની રહયો ! આહહા ! શું પ્યારી પ્યારી ખુબસુરતી હતી? ગોયા, ફુલવાળીની દુકાનમાંના તમામ ફુલોથીબી તે નીરાળી હતી !!

તે ફુલવાલીની દુકાનમાંના ગુલાબ, મોગરો, મોટીઆ, ગુલ શબબો, હેલા, ગુલમખમલ, ગુલરાના, ગુલદાવડી, નસરીન, નસતરન, સદા સોહાગન, હુરસીંગ, સુદરસ્નન, દોપહરીયા, સુખદરસન, ચમ્પા, અને બીજા તમામ ગુલો તે પેલી સુંદરીની ખુબસુરતી આગળ કુચછ બીસાદમાં નહી હતાં ! ખુદ કુદરત પોતે તે છોકરીની કાલી કાલી ચશમોના આયનામાંથી ગોયા હસતી હતી, અને. તેના ચહેરામાં એવો તો અજાયબ મીઠાસ ભરેલો હતો કે જેવો જાણે કોઇ ફીરેસ્તાની સુરતે ખુશનુદીમાં ભરેલો હોય !

તે ગઇ, થોડો વખત પછી, તે ફુલવાલીની દુકાન છોડીને ગઇ, અને હું તેની ખુબસુરતીથી અંજાઇ ગયલો તેની પાછલ પાછલ થોડે રસ્તે ચાલ્યો, પણ પછી તે એક ગાડીમાં બેસીને જતી રહી, તયારે મેં તેની પુઠ પકડવી છોડી દીધી. હું તે પછી ઘરે ગયો, પણ મહને ચયન નહી પડી ! મેં હવેજ મહારી ભુલ જોઇ કે હું તેની પાછલ પાછલ ગયો નહી હતો ! બીજી સહવારે ઉઠીને મેં પહેલું કામ તે ફુલવાલીને તયાં દોડી જવાનું કીધું અને જઇને મેં તે બુઢયાં ઔરતને પુછયું કે તે છોકરી કોણ.હતી ? બુઢયા ફુલવાલીએ તે છોકરીનાં નામથી પોતાને અંજાણ જણાવી, મગર એટલી ખબર તેણે મને આપી કે તે છોકરી દર જુમેરાતની સ્હાંજના ફુલ લેવા વાસ્તે તેનીજ દુકાનપર આવતી હતી. હું ખુશી ખુશી થઇ ગયો. પણ જુમેરાતને હજી બીજા પાંચ દીવસ હતા તેથી તે પાંચ દીવસો કેવી મુશકોલથી જશે તેના અંદેશામાં હું પડયો ! તે પયાર હતો, પયાર, કે જેમાં હું પહેલવહેલો

પડયો હતો અને વળી ઘણીજ મઝબુતાઇથી ! તે પાંચ દીવસો મને પાંચ મહીના જેટલા લાંબા લાગયા જ્યારે આખરે જુમેરાતની સ્હાંજના મેં તેને ફરીથી ફુલવાલીની દુકાને જોઇ હું તેના બુરકામાંથી તેનો ખુબસુરત સુંદર ચહેરો જાણે તમામ નીરખી રહયો હતો, જે પયારો પયારો ચહેરો મારી આંખોમાં રાત ને દીવસ રમેલો અને રમેલોજ રહયો હતો.

આ વખતે જયારે તે ફુલવાલીની દુકાન આગલથી ચાલી ગઇ કે મેં એક તુરો તે ફુલવાલી પાસેથી ખરીદી લીધો; અને તે સુંદરીની પાછળ પાછળ ગયો. એકાંત એક ગલી આગળ તે જઇ લાગતાંજ હું તેની સામો થઇ ઉભો, અને પેલો તુરો આગળ ધરતાં બોલ્યો, "બાનુ, આએ મ્હારા તરફની ભેટ છે." તે જોઇને તે ગુસ્સે થઇ, મગર મેં જયારે તેને સમજાવ્યું કે હું આબરૂદાર કુટુંબનો છોકરો હતો અને તેની સાથે શાદી કરવા ઇચ્છતો હતો, ત્યારે તે અફસોસનો એક દમ ભરીને બોલી :"જવાન જનાબ, આપ શું જાણો કે તમે કોણને ચાહી છે !" અને તેટલુંજ બોલીને મ્હને ગમમાં અને અંદેશામાં તે છોડીને ઝડપથી ત્યાંથી ચાલી ગઇ !

મ્હને થોડો વખત સુધી એમ લાગ્યું કે તે કોઈ બદચલન છોકરી હશે અને તેથી તેણે મ્હારો સારૂં પ્યાર કબુલ રાખયો નહીં, અને મ્હારી શાદીવાલી મહોરદાર બનવા ખુશી નહીં થઈ; મગર, લાંબો વીચાર કરતાં મ્હને લાગ્યું કે હું મ્હારા ખ્યાલાતોમાં ખોટો હતો. આવો નીરદોશ ચહેરો—આવી નુરાલી ખુબસુરતી—આવી મીઠાસ ભરી ચસમો—કદીબી એક બુરી આરતમાં નહીં હોય, અને ત્યારે ? એ શું હતું કે જેથી તે એમ બોલીને મ્હને ઝડપથી છોડી ગઇ ?

તે મોટામાં મોટી નાસીપાસીથી હું બીમાર થઈ ગયો, અને દીવસો સુધી તબીબની સારવારમાં રહયો ! તે પછી ફરીથી જયારે હું બહાર નીકળયો, તયારે મેં પેલી ફુલવાલીને કહયું કે હું આબરૂદાર હતો—

ખાનદાની હતો, મધ્યમ સ્થીતીનો હતો અને પેલી સુંદરીને મ્હારી સાથે નીકા કરવાને સમજાવી જો તે શકે તો હું તેને ઇનામ આપવા ખુશી હતો. બુઢ્ઢયા ફુલવાલીએ કબુલ કીધું, અને જુમેરાતની સ્હાંજના તે છોકરીને પોતે સમજાવવાનું માથે લીધું. મગર, બીજી જુમેરાતે તે સુંદરી આવી નહીં, અને આવી તે છેક તે પછીની જુમેરાતની સ્હાંજનાજ આવી ! ફુલવાલીએ તેને ખુબ સમજાવી, અને જ્યારે તે દુકાંનેથી ઉતરી તયારે હું ફરીથી તેના રસ્તાપર આવતી પેલી એકાંત ગલીમાં તેના આવવાની વાટ જોતો ઉભો રહયો, જેવી તે આવી કે મેં તેનો હાથ પકડીને કહયું "પયારી, મહારી તરફ જો, મહારા ચહેરાપર તહારી નઝર નાંખ, જો, જો કે હું કેવો બધો તહારી જુદાઇમાં સુકાતો ચાલયોછ—મહારા સુર્ખસા ગાલોએ પોતાની રતાશ છોડી દઇને ફીકાશ પકડી લીધોછ–પ્યારી, મહારીપુર રહમદીલ થા, મહારી દયા ખા !"

"અને હું પણ આપણે છેલ્લી વુખતે મલ્યા પછી કેટલી બધી ગમગીન હતી તે હું જાણુંછ ને મહારો પાક ખુદા જાણેછ !" તે બડબડી.

"ત્યારે તેં મ્હારો ખયાલ કીધેલો ખરો ! ઓ, તું પ્યારીએ મ્હારો વીચાર કીધેલો ખરો !" મેં તેનો હાથ પકડેલો રાખીને તેની આંખોમાં પ્યાર વાંચતા જુસ્સાથી કહયું.

"મેં કીધોછ-મેં ત્હારોજ વીચાર કરયા કીધોછ" અને તેટલું બોલતાંજ તેણે પોતાનો હાથ જુંટવી લઇ એક નીસાસો નાખીને કહયું "ઓ જવાન, અગર જો તું ત્હારો ફાયદો જોતો હોય તો મ્હારો ખયાલ છોડી દે–મહને જવા દે-મહારી યાદ ત્હારા દીલથી દુર કરી દે."

"તું પરણેલી તો નથીની ?" મેં અજાયબીથી હટી જતાં પુછયું.

"નહીં–નહીં, હું પરણેલી હતે તો તહારી સાથે કદીગો એક શબ્દબી બોલતે ? શાદીવાલી વફાદાર એક મુહોરદાર શું બીજા સાથ

પયારની વાતો કરીને ગુનહાનો એક ભારી બોજ પોતાના સરપર ઉઠાવતેખી?" તે બોલી "કદી નહીં, કદી નહીં–હું કુંવારી છેઉં અને જયારે તેં તુને પોતાને આબરૂદાર જણાવયો અને મહારી સાથે નીકા કરવા તઇયાર થયોં, તયારેજ મેં તહારી સાથે થોડાક અલફાઝથી ગુફતેગોઆ કીધા, નહી તો નહીંજ બોલતે."

"ત્યારે તુને અડચણ શું છે કે તું મહને તહારી સાથે પરણવા ના કહે છે?" મેં સવાલ કીધો, અને પછી વધાર્યું "અફસોસ, અગર જો તું ત્હારી બહેંસ ચાલુજ રાખશે તો મ્હને મૌતનો ઝટકો મારશે; ત્હારા વગર હું જીવી શકીશ નહીં, પ્યારી, અગર જો તુને ત્હારા બાપની ફીકર હોય તો ચાલ ત્હારા બાપ પાસે હું આઉંછ, અને તેને મ્હારી તમામ કેફીયતથી વાકેફ કરૂંછ."

"મ્હારા બાપ!" તે ગમ ખાતી હોય તેમ બોલી, અને ધરૂજતા ધરૂજતા તેણે આગળ જણાવયું "અફસોસ એક ભેદ છે અને જો તું મ્હારી પાસે બોલાવતોજ હોય તો હું તુને તે ભેદ કહીશ પણ આવતી જુમેરાત સુધી તુને સબર કરવી પડશે. અગર જો એટલા દીવસમાં તું મહારો ખયાલ છોડી દઈ શકતો હોય તો છોડી દેજે, તે જો નહીં છોડી દેશે અને તું મહને જુમેરાતની સ્હાંજના પાછો મળશેજ, તો હું તુને મહારો ભેદ કહી દઇશ."–એમ બોલીને તે ફરી એકવાર તે સ્હાંજેઓ ચાલીજ ગઇ!

તે અઠવાડીયું ઘણી મુશકીલથી ગયું, જે મહને એક વરસના જેટલું લાંબુ લાગયું! હું તો તે ચીરાગપર ગોયા પરવાનો બનયો હતો, અને તેનો ગમે તેવો ભેદ હોય તોબી તેને માટે કોઇબી ભોગ આપવા હું ખુશી હતો! તેની ખુબસુરતી આગળ–તેની ખેંચાણકારક ચશમો આગળ–તેની નાઝુક ફુલફુલા જવાની આગળ–તેની મીઠી મીઠી ઝબાની આગળ મહારી અમીરી કોઇજ બીસાદમાં નહીં હતી તેમ મેં માનયું. તે તો મહને મધયમ સ્થીતીનો સમજીને પરણે તો પરણવાની

હતી, અને તેમ જો થાય તો નીકા પછી મ્હારા દેહલીનાં મકાનમાં હું તેને લાઉં તયારે એક અમીરને પરણવાથી તે કેટલી બધી ખુશી થવાની હતી!!—અને તે ખયાલથીજ હું પોતે તે વખતે ખુશીનો દીવાનો બની ગયો!!

આખરે તે બીજી જુમેરાતની સ્હાંજના મલી, અને મલતાંજ તે ફીકકુ હસીને બોલી "તું આવ્યો! મેં તુને મારો ખયાલ છોડી દેવા કહયું તોબી તેં માન્યું નહીં, અને તું આવયો!"

"તારો ખયાલ કેમ છોડી દઉં?" મેં કહયું "મારો જાનજ તારામાં ભરેલો છે તો પછી હું તુનેજ કેમ ભુલી જાઉં? પયારી, હવે તું મને વધારે ના તરસાવ, ના સુતાવ, મને તારો ભેદ કહી દે."

"હું ધારૂંછ કે તું મ્હારી વાત જાણશે ત્હારે તું મ્હને ધીકકારશે!"

"નહીં—નહીં, તું બોલ, તું બોલ" મેં ઝીદ્દ પકડીને, ભાર મુકીને કહયું.

"જવાન, તું જેને પોતાની મ્હોરદાર કરવા માંગેછ તેનો બાપ એક ખુની હતો; અને તેનો ભાઈ એક ડાકુ છે!" તેણે કહયું, અને તેની આંખમાંથી દડદડ આંસુનાં ટીપાં ટપકવા લાગયાં.

મહને તે સાંભલીને એક ગશ આવી ગયો પણ તોબી મેં મહારા દીમાગને શાંત રાખવાની તમામ કોશીશ કરી, અને પછી મેં કહયું "તહારો બાપ ખુની હતો તો તેની સાથ તુને શું નીસબત? તું તો મહને તદનજ નીરદોષ અને ભોલી—ભાલી લાગેછ. મહને તારી સાથ કામ છે, તારો ભાઇ એક ડાકુ છે તો તેની સાથબી મને કાંઈ કામ નથી."

"આપણે તહારા ભાઇ સાથે વહેવાર નહીં રાખશું તો પછી શું?"

"મહારા બાપ ભલા હતા પણ બીચારા ગુસ્સાબાઝ હતા, અને બુરાં તે ગુસ્સાને સબબેજ તથા બીચારા કોઇને મારી નાખીને ખુની થયા, તે બીચારાને જનમ દેશનીકાલની સઝા થઈ, અને મહારા ભાઇને

તે પછી થોડાજ વખતમાં લુટનો પેશો ચલાવવા કેદખાનાની સઝા થઇ! મ્હારા પીતાના મોતની મહને ખબર મલી અને મ્હારો ભાઇ હજુણ કેદમાંજ છે. હું એક હમસાયા (પાડોશી) બાઇ સાથે રહીને મહારી ઝીંદગી બશર કરૂંછ. હવે જો આપ મ્હારા જેવી સાથે પરણો તો ત્હમારી તરફ અહીંના લોકો આંગળી કરશે, અને ત્હમને એક ખુની બાપની છોકરી તથા એક ડાકુ બીરાદરની બ્હેન સાથે સાદી કરતાં કેવું ખરાબ લાગશે ?"

"આપણે અહીંઆ રહેવાનાજ નથી, આપણે હીંદ તરફ જઇશું, હીંદમાં દેહલી તરફ મ્હારૂં ઘર છે, આપણે ત્યાં નીકા કરશું અને ત્યાંજ રહીશું, એટલે પછી તુને કોણ ઓળખવાનું છે !"

"હવે મેં મ્હારો ભેદ કહયો છે, જો આપ મ્હને ધીકારતા નહીં હોવ તો મ્હને ત્હમારો પ્યાર કબુલ છે."

મેં તે સુંદરીને પોતાના પાંસામાં લઇ લીધી, અને તે પછી તે એકાંત જગયા ઘણી ઝડપથી છોડી દઇ અમો બેઉ જણાં તેના ઘર તરફ ગયાં. તેની હમસાયા કોઈ બુઢયા હતી, અને તે બુઢયાને તેણે બધી વાત કહી અને દેહલી જતી હતી તેબી કહી દીધું. તે પછી પેલી બુઢયાને બધો સામાન આપી દઇ તે મહારીપર ભરસો મુકીને આવી, અને અમો ચંદરોઝ બાદ દેહલી આવયાં, જયાં અમારી શાદી થઇ.

શાદી પછીજ મેં મ્હારો મહેલ તેને દેખાડયો અને કહયું કે હું એક અમીર હતો. પણ તે સાંભળીને તો ઉલટી ખુશી થવાને બદલે તે ગમગીન થઇને બોલી "એટલી બધી ઉંચે ટોચે હું ચઢીછ તે રખે એકદમ નીચે પડું !"

મેં તેને સમજાવી-પટાવી લીધી, અને તે પછી અમો સુખી ઝીંદગી ગુઝારવા લાગયાં. લગન પછી એક વરસે અમને એક બેટી થઇ, જે તહારી બહેન ઝોહરા. ઝોહરાના જનમ પછી અમારા વચેનો પ્યાર અઝરબી ઝીઆદા બહરતો ગયો.

લગભગ ત્રણ. વરસ તે પછી નીકળી ગયા, અને તે ત્રણ વરસની મુદતે એક એવો બનાવ બન્યો કે જેથી મહારૂં દીલ મહારી મ્હોર-દારપરથી ઘણું ઉતરી ગયું! બાદશાહના એક મોટા દરબારીને ત્યાં લગનની ખુશીમાં અમો બેઉ ધણી ધણીઆણીને જવું પડયું. ઔરતોની મંડલીમાં હું મહારી મહોરદારને છોડીને હું પોતે મર્દોની તરફ ગયો જયાં નાચ-ગાયન પણ ચાલતાં હતાં. રાતનો વખત થયો અને હું બાગમાં ફરવા નીકળ્યો જયારે આખા બાગીચામાં ટહેલતાં ટહેલતાં મને એક તરફથી કોઇની છુપી વાતચીતનો સાદ આવયો. મને તે સાદ કોઈ ઔરત અને મરદની ગુફતેગોનો લાગયો અને વલી બોલનાર ઔરતનો આવાઝ મને ઓલખીતો હતો-તેથી મેં વધારે ધયાન દઈ તે વાત સાંભળવા માંડી તો ખચીતજ મારી મહોરદાર જેને હું ઘણીજ પાક દામન સમજતો હતો તે કોઈ પારકા મરદ સાથે પયારની વાતો કરતી હતી! તેઓ ધીમેથી બોલતાં હતાં જેથી તેઓના તમામ શબ્દો મને સંભળાયા નહી પણ જેટલા સાંભલ્યા તેટલાજ મને ગરમ આગ કરી નાંખવાને પુરતાં હતાં. અફસોસ, મેં એક ખુની બાપની છોકરીને કેવા મોટા હોદ્દાપર મુકી દીધી હતી? અને તેજ પાક દામન કેહવાતી મહોરદારે કોઈ બીજા સાથે પયારની વાત કીધી હતી અને તેને ચુમી લીધી હતી!

મેં તેજ વખતે ચાહયું કે શમશીરથી બેઉના સર ઉરાડી દઉં, લેકીન હું ઔફ ખાઇ ગયો અને લગનમાં વધન નહી કરવાનું મન કીધું. તે પછી મેં ઘણું કીધું કે બાંગીચાના તે અંધારા ભાગમાંથી મહારી મહોરદાર સાથે છુપો પયાર કરવાવાલો શખસ ઉજરડામાં નીકલી આવે તો હું તેને જોઇ લઉં અને પછી તેનીપર મહારૂં વેર પાછળથી લઉં; પણ તે તો લગનની મજલીસમાં દાખલ નહી થતો અંધારાનો લાભ કાંઈ પાછલને દરવાજેથી કયાંનો કયાં નીકલી ગયો! હું બી મહારી બઇરીનું વધારે માંજણું જોવા અને તે પછી મામલો કેવો રંગ પકડે છે તે જાણવા ખામોશ કરી તયાંથી ચાલી ગયો. તે પછી મેં લગન-

માંજ મ્હારા રફીક હકીમ રૂસ્તમખાનને પકડીને તે વાત કહી. હકીમે મ્હને સલાહ આપી કે કાંઇજ બનયું નહીં હોય તેમ મ્હારે મ્હારી બબ્રરી સાથે વરતવું, અને મ્હારી બબ્રરીની હીલચાલ ઉપર તે પોતે પુરતી તહેકીક ભવીષયમાં રાખશે.

મ્હારા દીલમાં તો જવાલા બલતી હતી, પણ મેં ઉપરનો દેખાવ જાણે કાંઇજ અસાધારણ બનયું નહીં હોય તેમ રાખ્યો. થોડા દીવસો પછી મહને માલુમ પડયું કે મ્હારી અઉરત હમેલદાર થઇ હતી અને તે પછી અઠવાડીયાઓ અને મહીનાઓ વીતી ગયા. નવ મહીના ખલાસ થવા બાદ એક છોકરો જનમયો, જે હુસેન, તું—તું પોતે હતો!! તારા જનમવાની આગમજથીજ તેં મ્હારો ધીકકાર ત્હારી તરફ ખેંચી લીધો હતો અને તું જનમ્યા પછી બી મેં જોયું કે તહારો ચહેરો મહારા ચેહરાને મળતો આવતો નહીં હતો અને તહારો ચહેરો કદીબી મહને મલતો થયોબી નહીંજ. તેથી, હુસેન, તું મહારો પોતાનો બેટો નથી, પણ બીજાનું બચ્ચું છે!!"

હુસેને તે ફકરો વાંચયો કે તેના હાથમાંથી કાગળોનું તે બંદલ પડી ગયું, અને તેણે પોતાના કપાલપર હાથ મારયો "અફસોસ," તે બોલ્યો "એજ સબબથી મહારા પીદર મહને ધીકકારતા હતા, અને ખરેખર તેવણ તેમ કરવામાં ખરા હતા. અફસોસ, સદહઝાર અફસોસ, મહારીપર." તેણે પાછું કપાલ કુટતાં કહ્યું, જયારે મરીયમે તેનો હાથ પકડી લેતાં તેના માંથાપર હાથ ફેરવીને સમજાવ્યું "મહારા ધણી, કોઇ વાર સાંભળેલુંબી ખોટું પડેછ અને નઝરે જોયલુંબી ખોટું થાયછ, જરા ધીર ધરો, અને અમીર આગલ શું લખેછ તે વાંચો."

તે પછી હુસેને તે કાગલમાંની વીગત આગળ વાંચવા માંડી:—

"મેં તહારા જનમ પછી તહારી માદર તરફનો મુગો ધીકકારમાં વધારોજ કીધો, અને તુંને જોઇને મહને જો કે ખુશી થવાનું હતું, કાંયકે તું મહારી અમીરી બેલઅતનો વારસ બેટો હતો, મગર હું તો

તુને જોઇને દુઃખી દુઃખી થતો. અગર જો, તહારી માદરે તે હરામ પયારને પયારો નહી ગણ્યો હતે, તો હું મશ્હુર. એકાને કેટો અને કેટલો બધો ચાહતે? પણ નહી, હુસેન, મેં તુને તહારા જનમની આગમજથીજ ધીક્કારેલો હતો, અને જનમ પછી તહારી શકલ-સુરતે મ્હારા વહેમમાં પુરો વધારો કીધો, અને મ્હારો ધીક્કાર બેવડો વધી ગયો!–આએ કાગલનો ભેદ ત્હારા લગનને દીવસેજ તહારી ધણીઆણીની રૂબરૂમાંજ ખોલવામાં આવે એવો જે મેં કોલ તહારી પાસેથી લીધો હતો તે સીર્ફ એજ કારણથી કે તુને ને તહારી બૈરીને તહમારાં લગનનેજ દીવસે તે ફટકો પડે કે જેવો ફટકો મહને તહારા જનમ આગાઉ અને પછી પડયો હતો, તહારી શકલ જાણવા બાદ મહારા સરપર લાગયો હતો! હુસેન, તું ને તહારી બયરી, કુગરાઇ જતાં ના કે તહમો અમાર છો! અરે, તું એક પરાયાંનું બચ્ચું છે ને તહારી મહેરદાર નકલી અમારની ઔરત છે! ખરો અમીરી ત્હારામાં છેજ નહીં, પણ મ્હારી એક પુરી બેટી ઝોહરા–પ્યારી દુખતર ઝોહરા–માં જ છે. હું અફસોસ કરૂંછ કે એ છોકરી છે, નહીં તો આજે મેં તુને ત્હારે પોતાને ખાતર ફેંકી દીધો હતે!

વખ્ત વીતતો ગયો, વરસો પસાર થતાં ચાલ્યા, જ્યારે મ્હારો ખ્રુપો ગમ હજુણમાં મ્હારી છાતીએથી દુર થઇ શકતો નહીં હતો. હું મ્હારી અઉરતને ખુશી રાખવા ત્હારી તરફ ઉપર ઉપરનો પ્યાર બતાવતો હતો, પણ મ્હારા દીલમાં તો ત્હારા માટે નફરત–ગોયા તમામ દુન્યાની નફરત ભરેલી હતી! હું તુને મ્હારા બચ્ચા તરીકે ઝબરદસ્તીએ બોલાવતો હતો, લેકીન તું મ્હારૂં બચ્ચું નથીજ એ લખ્યા દીલમાં આવતાંજ મ્હારી તબીઅત સુસ્ત થઇ જતી હતી, અને મ્હારા દીમાગમાં ગુસ્સાની આગ ભડકી ઉઠતી હતી! એવાં અને એવા વરસો સારપ થઇ ગયાં, જયારે એક રાતના હું અને હકીમ રૂસ્તમખાન શરબત નોશ કરતા કરતા, બીજે દીવસે સહવારના જલદીથી એક અમે એક અગતયના કામસર બહાર જવાના હોવાની ઝરૂરી ગુફતેગો

ચલાવતા હતા, તેટલા મ્હને લાગ્યું કે " બાગીચામાંથી કોઈ આકાર પસાર થઇને મ્હારી મહેરદારના ઓરડા તરફ ગયો! મેં તુરતજ હકીમ રૂસ્તમખાનનું ધયાન ખેચ્યું, અમો બેઉ ઉઠીને પેલા આકારની હીલચાલ તપાસવા લાગયા, તો તે મહારી અઉરતના કમરામાં આસ-પાસ જોતો દાખલ થયો!! હું તુરત સમજી ગયો કે તે કોણ હતો? તે મ્હારી અઉરતનો આશક હતો, અને પ્રપંચી તે અઉરત કેવી હતી કે તેણે વરસો અગાઉ મહારી આંખમાં ધુલ ઉડારી હતી, અને હવે વરસો પછીબી તેની બુરાઇ તેણે છોડીજ નહીં હતી! લાનત હઝાર તે અઉરત ઉપર!!

મેં હકીમ રૂસ્તમખાનને કહયું કે હું બેઉને જાનથી મારી નાંખવા માંગતો હતો, જે વાતને હકીમે ટેકો આપયો અને તેમની લાશનું શું કરવું તથા મહારી અઉરતને માટે કેવો પ્રપંચ રચવો તે મહને મહારા રફીક હકીમે સમજાવયું. હું તેની વાત પછી મહારા કામમાં વધારે મઝબુત થયો, અને મેં બે ખંજર લીધાં.

હું ગયો, અને મહારી પાછલ પાછલ હકીમ રૂસ્તમખાન આવ્યો. મેં બારીમાંથી ચીમાઇને અંદર જોયું તો બારી તરફ પીઠ કરીને બેઉ આશક–માશુક બેઠેલાં હતાં, મેં થોડો વખ્ત તેઓની વાત સાંભલ-વાની કોશીશ કીધી, પણ વાત સંભલાઇ નહીં, અને એક વખત તો મહારી બેવફા અઉરતે તેના માથાપર હાથ મુકયો! હું ગુસ્સાથી ગરમ થઇ ગયો, ધીરેથી બારી ખોલી હું બારીમાંથી અંદર દાખલ થયો, તે બેઉ ઘણા ધયાનથી પોતાની પયારભરી વાતોમાં ગુટાયલાં હતાં, મેં બન્ને ખંજરો કાઢયાં, મહારા બેઉ હાથોમાં અકેકાં મઝબુત પકડયાં, મારી અઉરત ડાબા હાથપર બેઠેલી હતી અને આશક જમણા હાથ પર, મેં "ઘણીજ" ધીમેથી" પગલાં ઉપાડયાં, અને બેઉ જણાંની પીઠે પહોંચી જતાંજ મેં બેઉ ખંજર ઘણા ઝોરથી ચલાવી દીધાં! લોહીના એક ફુવારા સાથે તે બેઉ ઝમીનપર પડયાં, એકબી ઉફ તેઓના મોંઢામાંથી નીકલી નહીં, પણ મહને લાગયું કે તેઓ બેઉ જીવતાં હતાં,

તેથી તે એઉની છાતીમાં ખંજર ફરીથી ચલાવી દઈને તે લોકને ખરેખરા મુએલા સમજવા પછીજ હું નરમ પડયો, તેટલાં તો હકીમ રૂસ્તમખાને. પોતે દોડી આવીને મહને આંચકો મારી મહારા ઓરડામાં ચાલી જવા કહયું, હું તેનું કહયું માનીને મહારાં કમરામાં ચાલી ગયો, અને મેં કીધેલાં તે એ ખુનોપર કાંઇબી અફસૌસ કરયા વગર હું એક ગદેલાપર નસોસ પડી ગયો, હુસેન, મેં તહારી બેવફા માદર અને તેના આશકનું ખુન કીધું હતું!"

હુસેન અને મરીયમ અજાયબીથી એક બીજાને જોતાં રહયાં, અને હુસેન આંખમાં આવેલાં આંસું સાથે બોલ્યો "કેટલી કમનસીબી! હું કેટલો બધો ખવારીથી ભરેલો! એક ખુની મમાવો, માદરની પાકદામનપર શક, અને ખુની પીદર!! એ બધાનું હું ફરઝંદ? મહને આએ કાગલથી ખરેખરજ કેટલો મોટો ફટકો પડયોછ? મહારા બાપે મહારી પર પુરેપુરૂં વૅર આજે લીધુંછ!"

"તહમે ગમ ના કરો" મરીયમે પોતાના ભરતારને સમજાવયું "તહમે બીલકુલ ગમ ના કરો, દુનયામાં એવી ઘણી મુશકીલી અને મુસીબતો માણસોના રસ્તામાં આવી પડેછ, પણ તેથી જો ફીકરમંદ બની જઇએ તો આપણી મુશકેલીમાં વધારોજ થાય! એ બાબદ જાણે જાણતાજ નહીં હોવ તેમ ફરી નાંખો, અને આગળ વાંચીને પુરૂં કરો. દુનયા ફકત જંજાલનુંજ એક મુસાફરખાનું છે, વહાલા ભરતાર, તે તહમે હરગીઝ ભુલતા ના. તહમો તવંગર છો, તંદરૂસ્ત છેઓ, તો તહમારી ઉપર આએ જંજાલ છે, મહારૂં માનો અને હવે ગમનો ખંયાલ કરયા વગર એ લેખ પુરો કરી નાંખો કે આપણો બાકીનો વસવસો દુર થઈ જાય."

હુસેને પોતાની મોહરદારનું કહયું માનયું, અને તેણે આગળ વાંચયું:—

પંદરેક મીનીટ પછી હકીમ રૂસ્તમખાન મહારી પાસે આવયો,

અને તેણે મહને કહયું કે તે અરસામાં તે પોતે મરનારોની લાશપર કોઇ જાતનો મલમ ચોપડી આવયો હતો જેથી કોઇનેબી પહેલી નઝરે જલદી માલમ પડી નહીં આવે કે કોઇ હતીયાર ભોકીને મરનારોને મારી નાખવામાં આવ્યાં હતાં. તે પછી તેણે મહને એક અલાહેદા ઓરડામાં તે બેઉની લાશને સંતાડવા કહી અને પઇસાના ઝોરથી તે ખુનને દાબી દેવાની સલાહ આપી. હકીમ રુસ્તમખાને વળી અફવા ઉડારી કે મહારી મોહરદાર તો બીમાર થઇને યક-બ-યક, મરણ પામી હતી !

—હુસેન મેં આજે તહારીપર મહારો કહેર બરોબર લીધેલો છે, તું એક ખુની મમાવાનો અને એક દામન ખરાબ માદરનો છોકરો છે. મહારો તું બેટોજ નથી—અને તેથી ઝબરદસ્તીની અમીરીપર ચઢેલા તું છોકરા, આજથી તું તુને પોતાને ધીક્કારજે, અને તહારી અઉરત જે થયલી છે તેબી તહારા અહેવાલથી વાકેફ થયલી તુને ધીક્કાર અને ધીક્કારથીજ જોઇ શકશે.”

ખુની અમીરનો તે લેખ પુરો થયો, અને હુસેનના હાથમાંથી તે સદીને હેઠલ પડી ગયો; તેની મહોરદારે ધીમે તેના સરપર હાથ મુકીને કહયું “મહારા શઉહર, હું તહમને નફરતની નઝરથી જોતીજ નથી—તહમારા ઇનસેકામી પીદરને ગમે તો પોતાના વેર લેવાના બદલામાં ખુશી થવી દેજો, પણ હું તો તેના કામ અને તેના લેખ તરફ ધીક્કાર, નાંખુછ-તહમારી તરફ નહીંજ.”



# પ્રકરણું ૫૬ મું.

—•✳•—

## નેકી–બદીનો અંજામ.

શીકસ્તા દીલ હુસેન સોંચમાં ગીરફતાર થયલો, મહેરદાર તરફના ગમે તેટલાં સધયારા છતાંબી, ગમ અને ગમ ખાતો બેઠેલો હતો; તેટલાં સંજોગ એ થયો કે લુટારૂ સલમાન સાથે હકીમ રૂસ્તમખાન પોતે ત્યાં દાખલ થયો!

"હકીમ રૂસ્તમખાને મ્હારી આગળ એક વાત કહેલી છે જે તહમારા ફાયદાની છે હુસેન" લુટારૂ સલમાને કહયું, "મગર મ્હને એ વચન આપ આપો કે હકીમ સાથે કોઇબી જાતની દુશ્મનાઇ આપ રાખો નહીં."

"મ્હારો સ્વભાવ એવો મુલાયમ છે કે ગમે તેટલોબી હું ગરમ થઇ જાઉં તોબી થોડી પળ પછી નરમ થઇ જાઉંછ." હુસેમ બોલ્યો "બોલો હકીમ, આપને જેબી ખુલાસો કરવો હોય તે કરો."

"હું હવે બુઢ્ઢો થવા આવયોછ, મેં ઘણા પાપ કીધેલાં છે અને એક મોટામાં મોટા ભેદને મારી છાતીમાં વસાવીને મોતના દસ્તોમાં જવા નાખુશ હોવાથી હું મારી છાતીને મોકળી કરવા માંગુછ અને તમને વસવસાથી તેમ કરીને દુર કરવા ઇચ્છુંછ" હકીમે ખુલાસો કરવા માંડયો "તમે હું ધારૂંછ તેમ તહમારા પીદરે લખેલા કાગળોનું બંડલ વાંચી ચુકયા હુશો, અને તેથીજ હવે તે ખલાસો તમને જરૂરી થઇ પડવો જોઇએ, સાંભળો, અને મહને માફ કરો હુસેન, કે તહમારા પીદરે ખુન કરયા પછી તેમને મેં તેમના કમરામાં મોકલી દીધાં, અને બંન્ને લાશ જોઇ. તહમારી માંદર તો બીચારી મરણ પામી હતી પણ તહમારા પીદરે જે શખસને તહમારી માદરના આશક તરીકે માની

લાધીએ તે બે ખંજરના ઘાવ છતાંબી હજી થોડો થોડો દમ લેતો હતો, મેં તેને એક જાતની ભુકી સુંઘાડી જે હું હમેશાં મ્હારી જેબમાં રાખીને ફરૂં છું. તે ભુકીથી પેલો શખસ કાંઇક હોશમાં આવીને બોલી શક્યો, અને તેણે મરતાં મરતાં જે ખુલાસો કીધો તે જાણીને હું ઘણોજ ઘણોજ ગમગીન થઇ ગયો. તેણે મ્હારા સવાલના જવાબમાં મોતનાં તરફડીયાં ખાતાં ફક્ત એટલુંજ કહ્યું "હું મ-મ-મરૂંછ, મ-મ-મ-મહુ-હને બેગુ-નાહ માર-વામાં આ-આવ્યોછ ! અ-અમીર-ની અઉરત મ-મ-મ-મ્હારી મામા-આશુક નહી, પણ પ-પ-પણ "મ-મ-મ્હારી હ-હ-હમશીર થાય !"

"શું-કે-કે ?" સાંપે ડંખ માર્યો હોય તેમ હુસેન ઉછળી-કુદીને હકીમ રુસ્તમખાનનો હાથ પકડીને બોલ્યો "શું ? તે મ્હારી માદરનો જાયો થતો હતો ?"

"હા." હકીમ રુસ્તમખાને કહ્યું "બલગારાની ખુફીયા હમસાયાના કહેવાથી તે તમારો મામો જે ડાકુ હતો તે બહેનને શોધતો દેહલીમાં આવેલો હતો."

"અફસોસ ! સદ હજાર અફસોસ ! હુસેને રડીને કપાલ કુટી નાંખતાં કહ્યું "આ પયારી માદર ! તું કેટલી બેગુનાહ ! કેટલી બેગુનાહ નીરદોશ ? અને તે છતાંબી મ્હારા પીદરે તને બદકાર માનીને તેનું ખુન કીધું ! ' આ બહીશ્તનશીન* પયારી પાકદામન માદર પાક ખુદા તુને અને તહારા ભાઇને આલા જન્નતનું સુખ બક્ષે ! ત્યારે બેઉ ભાઇ-બહેન બીચારાં ધોખામાં મ્હારા પીદરને હાથ મરણ પામ્યા !'

"ધોખામાં ! સીર્ફ ધોખામાં !" હકીમે કહ્યું.

"પહેલી વખતેબી એજ ડાકુ ભાઇને તે બીચારી બહેન લગનના બાગીચામાં મલી હતી અને ખુન થયું તે વખતેબી તેજ ભાઇ-બહેન મલ્યાં હતાં. અમીર પોતાના ભાઇની મુલાકાત લેવાથી તેનાપર ગુસ્સે થશે એવા વીચારથી તે ઇસ્મતદાર હુર ખામોશ રહી, અને તે ખામોશીએ ધોખામાં બે ખુન કરાવ્યા !!"

"શુક્રે પાક ખુદા કે મ્હારો ભરતાર ત્યારે પુરવાર થયો કે અમીરનો પોતાનોજ બેટો છે." મરીયમે તે ત્રણ્ણેમાંથી પોતાની કામીડી ઉપાડી લીધી!!

"પણ ત્યારે તમે તે વાત મ્હારા મરતા મામાને મોંઢેથી સાંભળ્યા છતાંબી કેમ મ્હારા બાપને નહીં કહી?" હુસેને સવાલ કીધો.

"ઘોલાયલા દુધપર વીલાપ કરવો ફોકટ હતો, અને તે બાદ તહમારી માદરને લાગેલો કલંક દુર કરવા હું તઇયાર થયલોબી હતો, પણ ઝોહરાને માટેનો પયાર તહમારા પીદરને વધારેજ રહે તેવા ઇરાદાથી મેં એક મોટો ગુનહા કીધો, અને તે પાપમાં તહમારી હમશીર હમશરીક થઇ!"

અને જ્યારે હકીમે ઝોહરાની વીગત વીસ્તારીને કહી ત્યારે ફરીથી દુઃખ પામી તે બીરાદર પુકારી ઉઠયો: "અફસોસ, ઝોહરા તો એક હમશીર નહીં, પણ તેઝ એક શમશીર પુરવાર થઇ."

અને હવે આપણે એ ખુલાસા પછી આપણી વાર્તાના છેવટના ભાગપર જઇશું:

હુસેન, મરીયમ અને મુબારક ગુફામાં ફરીથી ગયા નહીં, પણ તેઓએ હુરકસ્થાન તરફ જવાની સઘલી તઇયારી કરવા માંડી. હુસેને લુટારૂ સલમાનને કહયું કે તેની બહેન ઝોહરા ચાહે તો તેની ગયરહાઝરીમાં બંગલાનો અખત્યાર પોતાના હાથમાં લઈ લે, અને પાછી આવીને તે બાપીકા મહેલમાં રહે, કેમજે તે તેને તમામ માફીની નઝરથીજ જોતો હતો.

* *

લુટારૂ સલમાનના ગુફામાં હુસેન—મરીયમ અને મુબારક સીવા આપણી વાર્તાના તમામ બાકી રહેલા પાત્રો હતા, અને ત્યાં અંદર બે શાદીની ધુમ મચી હતી!! ઝોહરા સાથે લુટારૂ સલમાનના લગન હતાં; અને ઝુબઇદા સાથે સઓલત બેગના લગન હતાં!—તમામ જે ગુફામાં હતાં તે બધાં પાપથી ભરેલાં હતાં, અને શાદીની મોજ કરી

શરાબથી મસ્ત બનયાં હતાં! તેઓ બધાંને નેકીની કોઇ તમીઝ હતી જ નહીં, તો પછી શરાબખોર બનીને પોતાના પાપોમાં એકનો વધારો જ કરે તો તેમાં કાંઇ નવાઇબી નહીં હતી!

મગર, હવે તે તમામ પાપીઓના પાપની હદ આવી ચુકી હતી, કેમજે મઉત આવીને તે ગુફાના દરવાઝાપરજ ઉભું હતું!–પેલો મરહુમ ખાનખાનાનનો નોકર જે ગુફામાં હાકુની નઉકરીપર હતો તેણે એવો ખ્યાલ કીધો કે આગ લગાડવી! અને તે વેરસી મુદ્દઇએ ઝુબઇદા અને સઓલતને મારી નાંખવાના કામને અમલમાં મુકતાં, બધાંનાજ જાનપર અલપચારી કરી! કેમજે મઉતજ તમામને લઈ જવા ત્યાં આવયું હતું તો તેને કોણ અટકાવશે?

પેલાએ આગ લગાડી!! આગ–આગ અને આગ બોલ બોલતાંમાં ફયલાઇ ગઈ, અને ફકત અરધા કલાકમાં તો તે તમામ ગુફા તેના માણસો અને સામાન સાથે બલીને ભશમ થઇ ગયો!!! આગ લગાડનાર પોતેબી સલગી ગયો, અને તે બચીને નાઠેલો છેક ગુફાના મોંઢા આગલ આવીને ગુંગલાઈ ઝમીનપર પડી નાશ પામયો!

દેહલીનું તે છુપું ભોંયરૂં–તમામ લુટારૂઓ, તે લુટારૂઓના સરદાર સલમાન, સલમાનના સાથી, ઝોહરા, ઝુબઇદા, સઓલત, હકીમ રૂસ્તમખાન, ગાલીચા બનાવવાના કારખાનાની પેલી પ્રપંચી બુઢયા અને તેની હમશરીક અઉરતો, મરહુમ ખાનખાનાનના નઉકર સાથે–તમામે તમામ આગથી તારાજ થઇ જઇ નાશ પામયું! અને તેની નામોનીશાન રહી નહી!!

એવી રીતે આપણી વારતાના બદીના પાત્રો, અજાયબ સંજોગથી એકમેક સાથે મળેલાં, આગથી બલીને મઉતને હાથ ગીરફતાર બની તબાહ થઇ ગયાં!

+ + +

મુબારક સાથે હુસૈન અને મરીયમ તુર્કસ્થાન આવી પહોંચ્યા, અને વઝીરે આઝમ ઇબરાહીમે પોતાના બહેન–બહનેવીને મોટી

ઇઝઝતથી શહેરમાં દાખલ કીધાં. તેમને રહેવા માટે ખાસ મહેલ નામવર સુલતાન તરફથી ભેટ આપવામાં આવ્યો.

મુબારક પોતાની બ્હેનના મરણની ખબર સાંભળીને ગમગીન થયો, પણ તેની બહેનબી ધોખાથી ગીરફતાર થઇ જઈ સુલતાનની માદરના હુકમથી હબશીઓને હાથ ડુબી હતી તેથી તેનો કોઇ ચારો નહી હતો–મગર, ભલા ઇબ્રાહીમે તેનો બદલો વાળી આપવા પોતાની મહેરદારની બાહેર સાથે મુબારકના નીકા કરી આપવા સુલતાન માહમુદને કહ્યું. સુલતાને તે કબુલ્યું, અને અશરાફ મુબારકની શાદી તુરકીના સુલતાનની છોટી બાહેર સાથે થઇ.

ઇબરાહીમ અને તેની મહેરદાર આયાશા,–હુસેન અને તેની મહેરદાર મરીયમ,–મુબારક અને તેની મહેરદાર ગુલંદામ, સુખ અને સુખથી રહયાં.

અને એ રીતે આપણી વારતા, બદીને મળેલી હાર અને નેકીના કરનારાંઓને નસીબ થએલી ખુશીભરેલી જીત સાથ, હવે ખતમ થઇ છે.

પાક ખુદા આપણા પ્યારા શહેનશાહ

જ્યોર્જને




સહી સલામત રાખે

હમેશાં સુખી !

# આ નોવેલ છપાઈ તે આગમજથી થયલાં ઘરાકોના મુબારક નામોની ટીપઃ—

## બે નકલ.

શેઠ એમ. જી. દવારકાદાસ—મધરાસ.
,, પેસ્તનજી દી૦ કરંજીઆ—મુંબઇ.
,, સોરાબજી દી૦ જાગુલી—સુરત.
ઓ૦ સેક્રેટરી રાયચંદ દીપચંદ લાયબ્રેરી—ભરૂચ.

## એક નકલ.

મેસર્સ આદમજી ઇસાજી એન્ડ સન્સ—મુંબઇ.
,, અરદેશર અસપંદીઆર એન્ડ સન્સ—પૂના.
હાજી અબદુલ રહેમાન હાજી અબદુલ લતીફ—કલકતા.
મૂલ્લાં અબદુલઅલી રાજભાઇ—નાગપૂર.
શેઠ અબદુલહુસેન ગુલામહુસેન—મુંબઇ.
,, અબબાસભાઇ હીપતુલ્લાભાઇ—સુરત.
,, આદરજી દાદાભાઇ મીસતરી.—મોરાબંદર.
,, અબ્બાસભાઇ જમાલુદીન—સુરત.
,, અબદુલ્લા બંદેઅલી ભોજાભાઇ—મુંબઇ.
,, અરદેશર દાદાભાઇ તારાપોરવાલા.—તાડ્ડ.
,, અસંપદીઆર મે. ઇરાની—મુંબઈ.
,, અબદુલ સકુર સુલેમાન—ઇનસીન, બરમા.
,, એ. ઇ. ઉમરજી—કલકતા.
,, અસપંદીઆર નામદાર ઇરાની—મુંબઇ.
,, અબદુલહુસેન કીકાભાઇ મોતીવાલા—મુંબઇ.
,, અરદેશર માણેકજી મીસતરી—મુંબઇ.

બાપુબા શ્રી હીલધર કુંવરબા સાહેબ—રાજપીપલા સ્ટેટ.
બાઇ બાનુબાઇ હોરમસજી સતારાવાલા—સતારા.
મીસીસ જૂરી ત્રીકમલાલ પરશોતમદાસ—અમદાવાદ.
શેઠ ભલુભાઇ માવજી—નવલખા, લાહોર.
,, બેરામ ફ. બારીઆ—નવસારી.
,, બરજોરજી ભીમજીભાઇ મીસતરી—મુંબઇ.
,, બેરામજી એદલજી ડુંગરીવાલા—બાઇંડર.
,, બાપુજી બેરામજી દારૂવાલા—મુંબઇ.
,, બરજોરજી દી૦ ગોટલા—મુખેડ, પાચોરા.
,, બેરામશાહ ફરદુનજી તારાપોરવાલા—દહાણુ.
,, બેરામજી બમનજી બરથાનીઆ—મનોરી.
,, બમનજી ફરામજી પટેલ—મુંબઇ.
,, બરજોરજી મેહેરવાનજી વાહડીઆ—સુરત.
,, બેરામશાહ અરદેશર માલેગામવાલા.—મુંબઇ.
,, બેરામશાહ મેહેરવાનજી પોસ્ટવાલા—નીમચ.
,, બેરામજી જમશેદજી ડરાઇવર—બરખેરા.
,, બરજોરજી કાવસજી દુબાસ—કરાંચી.
,, બદરૂદીન અહમદજી—મુંબઈ.
બાઇ કુંવરબાઇ બરજોરજી શેઠના—મુંબઇ.
મેસર્સ કાવસજી દીનશાહ એદનવાલા અને ભાઇઓ—મુંબઇ.
શેઠ કુંવરજી ધનજીશાહ કેરાંવાલા—મુંબઈ.
,, કાવશાહ મંચેરશાહ લાહેર—નસીરાબાદ.
,, કાવશાહ મેહેરવાનજી દલાલ—કરાંચી.
,, કાવસજી ડોસાભાઇ ભરૂચા—મુંબઇ.
,, કાવસજી એદલજી ગણદેવીઆ—ગણદેવી.
,, કુંવરજી આદરજી દારૂવાલા—વડોદરા.
,, કાવસજી એદલજી દેરાગીવાલા—વાંદરા.

,, ડાસમજી અબદુલહુસેન વેરાવાલા—એદન.
બાઇ દીનબાઇ નાનાભાઇ ઇજનેર—મુંબઈ.
દસ્તુર નોશીરવાન દસ્તુર કયકોબાદ—મંઉ.
શેઠ ધનજીશાહ જમશેદજી માસ્તર—કરાંચી.
,, દાઉદઅલી જાનમહમદ—રંગૂન
,, દી. માણેકજી મુંગાશેઠ—કલીકટ.
,, ડોસાભાઇ મંચેરજી બીલીમોરીઆ—પુના.
,, દોરાબજી એદલજી શરોફ—કરાંચી.
,, દીનશાહજી કુંવરજી તારાપોરવાળા—વલસાડ.
,, દીનશાહ હો. ડોબલા—નીમચ.
,, ધનજીશાહ દીનશાજી ગાંધી—ભરૂચ.
,, દારાશાહ મંચેરજી દુંગાજી—નાગપૂર.
,, દારાશાહ શાપુરજી દેસાઇ—અમદાવાદ.
,, દારાશાહ ના. ગામવાળા—કરાંચી.
,, દીનશાહ અસપંદીઆર ઇરાની પેનટર—કલકતા.
,, એદલજી ફકીરજી દમણીઆ—દમણ.
,, એરચશાહ અરદેશર અંકલેસરીઆ—ગવાલીયર.
,, એદલજી કાવસજી દુબાશ—મુંબઇ.
,, ઇનાયતહુસેન અબદુલ કરીમ—કપડવંજ.
,, એદલજી હીમજીભાઇ—પાનોલી.
,, ઇબરાહીમ લતીફ—મુંબઇ.
,, યુસુફ નાલાભાઇ અલીઆ—રંગુન.
ડૉકટર એફ. એમ. શેઠના—મુંબઇ.
શેઠ. એફ. સી. રૂસ્તમજી—હીમનઘાટ.
,, ફરામરોઝ બી. બારીઆ—નીઝામાબાદ (દખ્ખણ)
,, ફરામરોઝ નવરોજી ભંડારી—મુંબઇ.
,, ફાઝલભાઇ મહમદઅલી—કરાંચી.

,, ફરામજી કુંવરજી વાડીઆ—ઑંબરસ.

,, ફીરોઝ એફ. વાડીઆ—બલસાર.

,, ફરામરોઝ આદરજી તારાપોરવાલા—ધાર.

,, ફરામજી દી. તલાતી—દેવલાલી.

,, ફીદાઅલી હીપતુલ્લાજી પુલાવવાલા—બરેલી.

,, ફરદુનજી બેજનજી ચલ્લા—મુલતાન.

,, ફજલભાઇ મહમદઅલી—કરાંચી.

" એફ માઝદીઅસનાન "—ગોરખપોર.

બાઇ ગુલબાઇ પીરોજશાહ લાહેર—મુંબઇ.

શેઠ ગુલામહુસેન અબદુલ હુસેન—કરાંચી.

,, ગુસ્તાદજી બરજોરજી બારીઆ—નવલગુન્દ.

,, જી. એચ. ઇસમાલજી—હૈદરાબાદ ( દખ્ખણ )

,, જી. એચ. નાનજી—તેવોય, બરમા.

,, ગુલામહુસેન આહમદઅલી—મુંબઇ.

,, ગોરા મહમદ યુસફ કોટવાલ—થાતન, બરમા,

બાઇ હીરાંબાઇ બેજનજી દારૂવાલા—મુંબ.

,, શેઠ હોરમસજી રતનજી ગગરાટ—કાનપોર.

,, હોરમજ ગુસ્તાદ ઇરાની—પુના.

,, હાસમ હાજી મુસા ભલાસવાલા—મુંબઇ.

,, હોરમસજી રતનજી ઇજારદાર—રતલામ.

,, હોરમસજી રતનજી બમગરા—કોશી.

,, હુસેન અબદુલ કરીમ ડોકટર—માહીમોર.

,, એચ. પેસ્તનજી મોટાર એનજીનીયર—આગરા.

,, એચ. દીનશાહ—હૈદરાબાદ ( દખ્ખણ )

,, હબતભાઇ ઇસમાઇલજી—રંગુન.

બાઇ જરબાનુ અરદેશર લાલકાકા—બરવાની.

કેપટન જે. પી. એડીબામ, એ. ડી. સી. ટુ એચ. એચ.
ધી મહારાજા ગવાલીયર.

શેઠ. જમશેદ ફરામજી જાલનાવાલા—પરભણી.
,, જે. આર. એનજીનીયર—સીબી, બલુચીસતાન.
,, જાલ દી. બીબી—દારજીલીંગ.
,, જેહાંગીર નવરોજી કંત્રાકટર—મુંબઇ.
,, જનાબઅલી મોહમદઅલી—કલકતા.
,, જે. એમ. ઇબ્રાહીમ—મુંબઇ.
,, જેહાંગીર એફ પંથકી—કરાંચી.
,, જમસેદજી મેહેરવાનજી દારૂખાનાવાળા—સોલાપુર.
,, જેહાંગીર મેહેરવાન ઇરાની—મુંબઇ.
,, જેહાંગીર પેસ્તનજી કંત્રાકટર—અમદાવાદ.
,, જેહાંગીર ધનજીભાઇ ,, —મુંબઇ.
,, જાફરભાઇ સાલેહભાઇ બાસતાવાલા—સુરત.
,, જેહાંગીરજી જમશેદજી ગામડીઆ લાયબ્રેરીયન—નવસારી.
,, જમાસ્પજી નવરોજી બારીઆ—મુંબઇ.
,, જેહાંગીરજી જીવણજી ખંભાતા—પુના.
,, જેમી આંટીઆ—પતીઆલા.
,, બાઇ ખરશેદબાઇ શાવકશાહ ધાલા—મુંબઇ.
શેઠ કૈકોબાદ સોરાબજી કૈકોબાદ—અહમદનગર.
,, ખાનમહમદ પીરભાઇ—મુંબઇ.
,, કરમાલીભાઇ ગુલામહુસેન વઝીર—મુંબઇ.
,, કે. જે. પસ્તાકીઆ—મુંબઇ.
,, ખોદાદ બેરામજી ઇરાની—મુંબઇ.
,, ખરશેદજી ફરામજી ગોવાડયા—બાલતલાસરી.
,, ફેકી બમનજી સંજાના—મુંબઇ.
,, કે. રૂસતમજી એનજીન્યર—ધુલીઆ.

,, કેકોબાદ નવરોજી મોદી—માઉન્ટ આબુ.
,, કેખુશરૂ ડોસાભાઇ દાવર—ગોગા.
,, ખરશેદજી નવરોજી બીલીમોરીઆ—ગરદાસપુર.
,, કે. એફ. માદન—અમરતસર.
,, કેખુશરૂ બી. દાદાભાઇ—મીરત.
,, કસનજી ભુલાભાઇ દેસાઇ—વલસાડ.
મુલ્લાં મહમદઅાલી જીવણજી માસ્તર—પાલણપુર.
મેમન હાજી ગની તૈયબ મુંડા—સુરીઆવાડ.
શેઠ મહમદ અબદુલ્લા—મુંબઇ.
,, મેરવાનજી રૂસ્તમજી—કરાંચી.
,, મેરવાનજી ફરામજી વાંદરેવાલા—મુંબઇ.
,, મેરવાનજી સોરાબજી વકીલ—અજમેર.
,, મહમદસીદીક એચ. નુરમામદ—મુંબઇ
,, મેરવાન આબાદાન ઇરાની—પુના.
,, મંચેરશાહ રૂસ્તમજી શરાફ—ભાવનગર.
,, મેરવાનજી બમનજી દુધી—નવસારી.
,, મેહેરવાન બેહેરામ આદર—મુંબઇ.
,, મોટાભાઇ ડોસાભાઇ ભીંવડીવાલા—મુંબઇ.
,, માણેકજી મંચેરજી મેહતા—સાહરાનપોર.
,, મેહેરવાનજી માણેકજી ચોકીદાર—વ્યારા.
,, મેહેરજીભાઇ દાદાભાઇ કરવા—મુંબઇ.
,, મનમોહનદાસ આતમારામ—મુંબઇ.
,, મોહમદભાઇ અબદુલ હુસેન સુતરવાલા—મુંબઇ.
,, માણેકજી રતનજી દારૂવાલા—કવાંટ, છોટા ઉદેપુર.
,, મોહમદભાઇ ઇસમદ—નાગપુર.
,, મહમદ સુલેમાન હાસીમ—ડાભેલ.
,, માણેકશાહ દીનશાહજી દરાઇવર—કલ્યાણી.

,, મોહમદ મેહમુદ વાહેદ—રંગુન.
,, મોહમદહુસેન અબદુલકૈયુમ એદનવાલા—એદન.
બાઈ નવાજબાઇ જેહાંગીરજી રાઓ—અમદાવાદ.
શેઠ નોશીરવાન નવરોજી ઉનવાલા—સરોંડા.
,, નુરમામદ ફાઝલભાઇ મીલર—મુંબઇ.
,, નવરોજી દોરાબજી તતડીઆ—મુંબઇ.
,, નાનાભાઇ પી. ઉપાધીઆ—એદન.
,, નાથાભાઇ જીવાજી—પૂના.
,, એન. જે. પંથકી—મુંબઇ.
,, નાદરશાહ ખરશેદજી—પથાણુકોટ.
,, નાદરશાહ હોરમસજી એલચીદાણા—મુંબઇ.
,, નઝરઅલી સાલેભાઇ—અમદાવાદ.
,, નાદરશાહ કાવસજી એનજીનીયર—અલીગર.
,, નરોતમદાસ પ્રેમચંદ—દીવબંદર.
બાઇ પીરોજબાઇ દીનશાહજી ઇરાની—વાડી જંકશન
,, પીરોજા ફરામરોજ પારૂરી—મુંબઇ.
શેઠ પી. એન. બી. મંચેરજી—કવેટા.
,, પેસ્તનજી રૂસ્તમજી નેતરવાલા—ઉસમાનાબાદ.
,, પદમજી સોરાબજી દારૂવાલા—રતલામ.
,, પાલણજી જીવણજી ચાર્જમેન—લાલાગુડા.
બાઇ રતનબાઇ અરદેશર કોટવાલ—ભુસાવલ.
ખા. બા. રતનજી બેજનજી પારખ—મઉ.
શેઠ આર. જે. કાવારાણા—હાકીરા.
,, રૂસ્તમ ખોદાદાદ ઇરાની—મુંબઇ.
,, રતનજી શાપુરજી તાતા—બીલીમોરા.
,, રહીમ મેહેરઅલી સોમજી—મુંબઇ.

